# THE GUJARATI DICTIONARY.

શ્રી

# શબ્દાર્થ સિંધુ

## પ્રથમ બિંદુ.

# ગૂજરાતી શબ્દાર્થ સંગ્રહ.

---


રચનાર

વિઠ્ઠલ રાજારામ દલાલ,

ગવર્નમેંટ સેંટ્રલ બૂકડીપોના ગૂજરાતી શિરસ્તેદાર.


---


પ્રકાશક

રામદાસ કાશીદાસ મોદીની કંપની

(પુસ્તક પ્રસારક મંડળી, મુંબઇ.)

સંવત્ ૧૯૫૨. સન ૧૮૯૫.

કીમત રૂપે ૨ [illegible]

# પ્રસ્તાવના.

આ ગૂજરાતી શબ્દકોષ* છે. કોશ એટલે ભંડાર. ભણેલા કે અભણ પ્રાણીમાત્રને જગતના બીજા વ્યવહારોમાં જેમ દ્રવ્યભંડારની ક્ષણે ક્ષણે જરૂર પડેછે, તેમ વાગ્વ્યવહારમાં પ્રતિપળ શબ્દાર્થજ્ઞાનનું કામ પડેછે. જેની પાસે જેવો અને જેટલો દ્રવ્યસંગ્રહ, તેવા અને તેટલા વધારે બાહ્ય સુખભોગો, ઘણી સેહેલાઇથી તે મેળવી શકેછે; તેમજ જેની કને જેવું અને જેટલું વધારે શબ્દજ્ઞાન, તેવા અને તેટલા તે પોતાના વિચાર વધારે સેહેલથી યથાર્થ બહાર પાડી, બીજાના મગજમાં ઉતારી શકેછે. એટલુંજ નહિ, પણ તેમ અને તેટલો અર્થ પણ તે દ્વારે તે વધારે સંપાદન કરી શકેછે. વળી દ્રવ્ય સંપાદન કર્યા પછી તે સંભાળવાને કોશ-તીજોરી-ચોકી પેહેરા વગેરે અનેક પ્રકારની શારીરિક અને માનસિક ચિંતાઓ ભોગવવી પડેછે, પણ આ જ્ઞાન સંપાદન કર્યા પછી તે સાચવવાને એકલી મગજમહુરી માત્ર બસ થાય છે. અને તે તો પ્રાણી માત્રને પરમેશ્વરે જન્મતાંજ આપી મૂકી છે. જ્ઞાનની યોગ્યતા માટે તો સર્વમાન્ય શ્રીમદ્ ભગવદ્ગીતામાં નિર્વિવાદ કહ્યું છે કે "नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते" એટલે જ્ઞાનસમાન પવિત્ર આ દુનિયામાં બીજું કંઇજ નથી.

આ કોશને "શબ્દાર્થસિંધુ"ની સંજ્ઞા આપી છે. તેનું કારણ: સિંધુ એટલે સમુદ્ર જેમ અગાધ અને અપાર છે તેમ "શબ્દાર્થસિંધુ" પણ અગાધ અને અપાર સમજવો. સિંધુમાં જેમ હજારો નદીઓનું આપ આપોઆપ આવી મળેછે તેમ શબ્દકોષમાં પણ હજારો વિષયરૂપ તરંગિણીઓ પ્રવિષ્ટ થાયછે. ગમે તેવો નૌકાશાસ્ત્રકુશળ નાવિક હોય, તથાપિ તે સંપૂર્ણ મહાસાગરના સ્થળનો, તળનો કે જળનો પૂરો થાગ પામી શકતો નથી, તેમ ગમે તેવો પ્રવીણ પંડિત પણ "શબ્દાર્થસિંધુ"નો સંપૂર્ણ પાર પામવા ક્વચિતજ સમર્થ થઈ શકે. સમુદ્રના ઉદરમાં જેમ અસંખ્ય જળચરો અને રત્નો છે, તેમ "શબ્દાર્થસિંધુ"માં પણ અસંખ્યાત્ શબ્દરૂપી પ્રચલિત રત્નો સમાયલાં હોયછે. શબ્દાર્થસિંધુમાં અગર જોકે આપણા ગૂજરાતમાં હાલ વિશેષ વપરાતા ઘણાખરા સાર્વદેશી શબ્દો સાથે ગોઠવ્યાછે, તથાપિ શબ્દ અને અર્થની જે અનંતતા છે, તે તરફ લક્ષ આપતાં આ પુસ્તકને "શબ્દાર્થસિંધુ"નું **પ્રથમ બિંદુ**જ કહેવાની ફરજ પડેછે.

શબ્દનું મૂળ અક્ષર છે, અને અક્ષર એ ઉચ્ચારનાં ચિહ્નો છે. ઉચ્ચારમાત્રમાં વ્યક્ત કે અવ્યક્ત કંઇને કંઇ અર્થ રહેલો હોયછે. અર્થાત્ જેમાં કંઈપણ અર્થ વ્યક્ત થાય તેવો વર્ણોચ્ચાર તે શબ્દ. ધર્મ અને **ધર્મીની** પેઠે **શબ્દ** અને **અર્થનો** કદીપણ છૂટે નહિ એવો ગાઢો સંબંધ છે. જો ઘણા ઊંડા ઉતરી આ શબ્દાર્થસાગરનો સાર શોધીએ, તો એમ જણાશે કે, જેટલા મુળાક્ષરો તેટલાજ મૂળ શબ્દો. મૂળાક્ષરના ભેદ બે, **સ્વર** અને **વ્યંજન**. મૂળ સ્વર પાંચ,(અ, ઇ, ઉ, ઋ, ऌ);* તેનાં દીર્ઘરૂપ પાંચ (આ, ઈ, ઊ, ૠ, ॡ); તેમાં ચાર (એ, ઐ, ઓ, ઔ) **સંધિસ્વર** અને **અનુસ્વાર** તથા **વિસર્ગ** ઉમેરી ગૂજરાતમાં ગણાતા કુલ સ્વરો ૧૯; તેમજ **મૂળ વ્યંજનો** ૩૩ તેમાં **ળ, ક્ષ, જ્ઞ** એ ત્રણ ઉમેરી ગણતાં ૩૬. એકંદર બાવન વર્ણનો વિસ્તાર તેજ આ અખિલ શબ્દસૃષ્ટિનું મૂળ છે.

---

* કોષ-કોશ-આ શબ્દમાં ષ ને શ-ઝ-કાર [illegible] બન્ને [illegible]

* ऌ ગુજરાતીમાં વપરાતો નથી પરંતુ એનું દીર્ઘરૂપ (ॡ)તો સંસ્કૃતમાં [illegible]

પ્રત્યેક મૂળાક્ષરના હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત એ ત્રણ ભેદ છે. તે દરેકના વળી **ઉદાત્ત, અનુદાત્ત** અને **સ્વરિત** એમ ત્રણ ત્રણ રૂપ છે. એ નવરૂપોને **અનુનાસિક** કરતાં દરેક અક્ષરના ૧૮ રૂપો થાયછે. તેના વળી **સ્થાન** તથા **પ્રયત્ન** ભેદ પડેછે તે તો જુદા. આ બધા ભેદસહિત, દરેક, મૂળાક્ષરોની પરસ્પર, એક કે અનેકની સંધિ થઈ તેના અગણિત શબ્દો બનેછે. તે આખાને આખા શબ્દો સાથે સંધાઇને સ[illegible]સૂવાળા નવા શબ્દો થાયછે. આ સર્વ શબ્દોને વળી કવિયો હજારો પ્રકારના અલંકારો પેહેરાવી બહુરૂપી બનાવેછે. આમ થતાં કેટલાક શબ્દો તો એવા અટપટા બનેછે કે બરાબર જીભ વળ્યાવિનાં તે ઉચ્ચારી પણ શકાતા નથી. અને જેટલા ઉચ્ચારાય છે, તેટલા પણ યથાર્થ લખી દેખાડવાને જોઇએ તેવાં અને તેટલાં સંકેત ચિહ્નો પણ હજુ ગુજરાતી લિપિમાં કોઇએ ઉપજાવ્યાં જણાતાં નથી.

હવે અર્થ સંબંધે બોલીએ તો દરેક શબ્દના **વાચ્યાર્થ, લક્ષ્યાર્થ** અને **વ્યંગ્યાર્થ** એવા ત્રણ ભેદ છે. એ ત્રણના પણ અનેક પેટાભેદ છે. તે સર્વને વળી અનેક **પ્રત્યયો** તથા **ઉપસર્ગો** લાગી અસંખ્ય નવા શબ્દો બનેછે. વળી શબ્દના શુદ્ધરૂપનો અપભ્રંશ થઈ મૂળ અર્થ ઉપરાંત બીજા અર્થમાં વપરાતા શબ્દો નીકળેછે તે તો જુદા. આવો આ શબ્દસૃષ્ટિનો એક સરખો પ્રવાહ [illegible]દિત વહેછે. તેનું નિયમપૂર્વક સ્વરૂપ સમજાવવાનું કામ **વ્યાકરણશાસ્ત્રનું** છે. છતાં શબ્દસૃષ્ટિના અખૂટ વિસ્તારનું આટલું દિગ્દર્શન કરાવવાનો હેતુ, આ રીતે થતા સર્વ શબ્દોનો સંગ્રહ ગ્રંથને "સિંધુ"ની ઉપમા આપવાનું કારણ સમજાય અને કોશનું કામ કેવું વિકટ છે તેનો કંઇક ખ્યાલ આ ગ્રંથના ધરીકોને મળે, એજ માત્ર છે. અને એજ [illegible] આ તેજ આ સ્વલ્પ પ્રયત્નને "**શબ્દાર્થસિંધુ**"નું **પ્રથમ બિંદુ** એવું નામ આપ્યું છે. કદી કોઇ ધારે કે આટલા એક બિંદુ-ટીપાથી તે શી તરસ છીપાશે? "આ[illegible], ખુલાસામાં કહેવાની જરૂર છે, કે, જ્ઞાનામૃતનું પાન કરવાની ખરી તરસ હજુ ગુર્જર ભાઇઓને લાગીજ નથી. એવી ધખ લાગશે ત્યારે તો ગમે તેટલે દૂરથી પણ ભરપૂર પાણી તાણી આણીને, સાત માળની અટારીએ પણ "ઘેર બેઠાં ગંગા"ની પેઠે પુસ્તકાલયરૂપી જળના નળ પૂરા પાડનારી મોટી મોટી મ્યુનિસિપાલિટીઓ ગામેગામ અને ઘેરેઘેર સ્થપાશે. અને તેના વિદ્વાન્ સભાસદો ( Municipal Corporators)ની પેઠે ખુશામતથી મત (Vote) માંગી મંગાવીને આપની સેવા બજાવવા સ્વતઃસિદ્ધ થશે.

ઉપર કહ્યું તેમ આ "**શબ્દાર્થસિંધુ**"નું **પ્રથમ બિંદુ** એટલે પેહેલું ટીપું છે; તથાપિ તે મહાસાગરથી છૂટું પાડેલું બિંદુ નથી. મહાસાગરની મર્યાદામાંજ તેને જેમનું તેમ રાખીને, તેના સ્મરણ, દર્શન, પાન તથા અવગાહનનો લાભ આપવાનો આ એક યત્ન છે. સબબ આ બિંદુસ્પર્શથી પણ સંપૂર્ણ સમુદ્રસ્પર્શનું ફળ થશે; એટલુંજ નહિ, પણ આખા અબ્ધિના રસાસ્વાદ, રત્નભંડાર તથા ગંભીરતા વગેરે ગુણોનું આ એક બિંદુમાં પણ સૂક્ષ્મરૂપે અવલોકન થઈ શકશે. વળી દૈવયોગે આનાં બીજાં બિંદુ પ્રસિદ્ધ થવાનો જોગ જગદીશ્વર કૃપાએ આગળ ઉપર આવી મળશે, તો ઉત્તરોત્તર અધિકાધિક લાભ આફરડોજ થતો જશે.

તેમ વળી જણાવવું જોઇએ કે, 'જેવો જોઇએ તેવો ગુજરાતી ભાષાનો ગુજરાતી શબ્દકોષ તો અદ્યાપિ કોઇ થયોજ નથી. આ અત્યુક્તિ નથી; સમુદ્રમથન સેહેલું નથી. છતાં કોઇ ઝંપલાઈને કૂદી પડે તો, પોતામાં ગમે તેવી તરવાની શક્તિ છતાં, મહાસાગરના મોજાની છોળમાં, મચ્છ મગરાદિના અનેક ભયાનક સંકટોમાં, તથા વાદળદળથી થતા વમળમાં, તે તણાઇ મરી જાય, તોપણ કોઇ તેને ઉગારે કે તેની વહારે ધાય એવી ઉદાર બુદ્ધિ હજુ આપણી ગુર્જર પ્રજામાં નથી. આ વાતની સાબીતી આપણ ગુજરાતી ભાષાના જોનસન-મરહુમ **કવિ નર્મદાશંકર**-જો જીવતા હોત તો પોતાનીએ આપત. કવિ નર્મદાશંકરે આઠ વર્ષ લગ

તન, મન અને ધનપૂર્વક અશ્રાંત પરિશ્રમે **"નર્મકોષ"** તૈયાર કરી ઈ૦ સ૦ ૧૮૭૩ માં તે છપાવ્યો. એક બે વર્ષ તો તે ખપાવવા સતત પ્રયત્ન કર્યો. આરંભમાં તેની કીમત રૂ ૨૨ રાખી હતી, જે કવિના શ્રમ તથા તે સમય તરફ જોતાં કંઈજ વધારે ન હતી, તે છતાં તેમાં પણ કવિશ્રીએ ઘટાડો કર્યો. આટલું કર્યા છતાં પણ તેની એક આવૃત્તિનો પૂરેપૂરો ઉઠાવ તત્કાળ થયો નહિ. ત્યારે એ ઉદાર પુરુષે ગૂજરાતના જાણીતા ગુણવાન્, વિદ્વાન્, તેમજ ધનવાન્ જનોને પોતાના આ મહાન્ ગ્રંથનું સન્માનપૂર્વક અમુલ્ય દાન દેવા માંડ્યું અને છેવટે થાકીને બાકીની ૩૮૦ ને આસરે પ્રતો સાત રૂપીઆ લેખે સને ૧૮૭૬ માં સરકારને વેચી દીધી. સરકારે તે દશ રૂપીઆની કીમતે વેચવા માંડી. તોપણ તે સઘળી નકલોનો નીકાલ થતાં ૧૯ વર્ષનાં વહાણાં વાયાં! કવિના સારા જન્મારાનો આરો આવ્યો!! પણ સ્વગ્રંથનો સ્વહસ્તે સારોદ્ધાર કરવાનો વારો ન જ આવ્યો!!! આ શું ઓછો અફસોસ? કોઇપણ ગૂજરાતી લેખકને નાઉમેદ થવા કે પાછાં પગલાં ભરવાને આ "નર્મકોષ"ની એકજ વિતક વાર્તા શું બસ નથી? અને ખરી વિદ્યા તથા સારા વિદ્વાનોની બેકદરીના અસંખ્ય દાખલા આપવા કરતાં આ એકજ શું ઓછો છે? આવાજ જ્યાં પરીક્ષક હોય; જ્યાં 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં'ની પેઠે "ગોળ અને ખોળનું એકજ મોલ" હોય; તથા જ્યાં કંઇપણ જાતમેહેનત ન કરતાં, વગર સમજે ગમેતેમ આચતા લેખોના ઉતારા કરી કે કરાવી, શુદ્ધગ્રંથને અશુદ્ધ અને હલકા રૂપમાં મૂકી, મોટા ગ્રંથકાર કે પ્રકાશકમાં પંકાતા પેટભરા પ્રેસવાળાનોજ ભાવ પૂછાતો હોય; ત્યાં સારા શાસ્ત્રીય ગ્રંથો કેમ જન્મ પામે?

એ રીતે જોતાં ગૂજરાતીમાં આજસૂધી જે જે શબ્દકોશો બહાર પડ્યા છે, તેમાંથી નાના નાના કોશો બાદ કરીએ, તો બાકી કામનો તો એકજ **"નર્મકોષ"** જરૂર પડશે. એ **"નર્મકોષ"** પણ જ્યારે મળતો બંધ થયો, અને ગૂજરાતી ભાષાનું જ્ઞાન મેળવવાને ઉત્સુક એવા કેટલાક જનો તે વિના મુઝાવા લાગ્યા, ત્યારે **"પુસ્તકપ્રસારક મંડળી"**એ મરહુમ કવિનાં વિધવા પત્નીને તેની નવી આવૃત્તિ કઢાવવાની સૂચના કરી તથા તેમને જોગવાઈ ન હોય તો અમુક ઉચકો આપી તેનો હક લેવા મરજી જણાવી. પણ તેમનું મન નહિ માન્યું તેથી, પુસ્તક પ્રસારક મંડળીવાળા મારા મિત્ર ભાઇ **રામદાસ કાશીદાસ મોદી**એ મારી આગળ વાત કહાડી. મેં કહ્યું કે "આવાં પુસ્તકની ખોટ તો ઘણા સમયથી સાક્ષરોને સુવિદિત છે, પરંતુ તેને યથાર્થ ઇન્સાફ આપે એવો કોઇ વિદ્યાવીર એ ખોટ પૂરવાને આગળ પડે તથા **પાણિની** અને **પતંજળી** મુનિઓએ સંસ્કૃત વ્યાકરણનાં જેવાં **સૂત્ર** અને **ભાષ્ય** રચ્યાંછે તથા **અમરસિંહાદિ**એ "અમરકોષાદિ" ગ્રંથો રચ્યાછે તેવી રીતનાં ગૂજરાતી વ્યાકરણ અને કોષ રચી ગુર્જરપ્રજાને ઉપકૃત કરે, તો વધારે સારૂં. આવું કાર્ય સંસ્કૃત પ્રાકૃત વાગ્દેવીને વશ કરનાર **પંડિત શ્રી ગટ્ટુલાલજી** જો મન ઉપર લે તોજ કંઇ યથાર્થ ફળની આશા રાખી શકાય." આવા વિચારથી એ મહાત્માને પ્રાર્થના કરી તથા ઘણી મુદત તેમની સેવના કરી પરંતુ, પ્રભુપૂજનપરાયણ પંડિતજી પોતાના નિત્યનિયમો, દેવસેવા અને **શ્રીમદ્ વલ્લભાચાર્ય** સંપ્રદાયની ભક્તિભાજગડોમાંથી નિવૃત્ત થઈ; માત્ર પ્રતિદિવસ ૨ કલાક આવાં દેશકલ્યાણનાં કામોમાં રોકતા હોત તો પછી આ એકજ વિદ્વદ્રત્નાકરમાંથી એવાં વ્યાકરણ અને કોશ તો શું પણ કંઇક અમૂલ્ય ગ્રંથરત્નો ગુર્જર પ્રજાને પ્રાપ્ત થયાં હોત, પરંતુ ગુર્જર પ્રજાનાં એવાં ભાગ્યજ ક્યાંથી? ઘણા ઘણા દિવસ સૂધી તેમનો સમાગમ કર્યો, મોડી મોડી રાતસૂધી ઉજાગરા કર્યા, પણ પંડિતશ્રી પાસેથી, એક **"સમશ્લોકી શ્રીમદ્ ભગવદ્ગીતા"** સિવાય, બીજું કોઇપણ કાર્ય નિયમપૂર્વક નીકળી શક્યું નહિ. આ તો કોષ જેવું કાર્ય, તેને માટે પૂરતાં સાધનો, પૂરતી શક્તિ, સહાયતા અને ઉદ્યોગ કેમ કરી મળે? કદાપિ ગમેતેમ કરી એ સઘળું મેળવી

એક સારો સંગ્રહ તૈયાર કરીએ; તોપણ તે પ્રગટ કરવામાટે પૂરતાં નાણાંનાં ઠેકાણાં ક્યાંથી થઈ શકશે? તેમ ગૂજરાતી ભાઇઓના ગ્રંથપરીક્ષણનું નિરીક્ષણ કરતાં પૂરતું ઉત્તેજન મળવાની પણ શી આશા?

આવાં કંઇક ઉત્સાહભંગ તથા નિરાશાના ઉદ્ગારો નીસર્યા, પરંતુ ભાઈ **રાસદાસ** તેથી ડગ્યા નહિ. અને આખરે **પુસ્તકપ્રસારક મંડળીએ** પોતાનો વિચાર માંડી ન વાળતાં, મનેજ મારી શક્તિપ્રમાણે એક નાનકડો સર્વોપયોગી ગૂજરાતી કોષ તૈયાર કરવા જણાવ્યું અને તેમ થાય તો તે છપાવી પ્રગટ કરવાનું પોતાને માથે લીધું. આખરીમાટે પકડેલી સરકારી તથા સંસારી આકરી ચાકરી કરી, બાકી જે સમય મળે તે આમાં વાપરી, ઘણે દહાડે આ સિંધુનું એક બિંદુ ગુર્જરી ગિરાના ઉપાસકો આગળ મૂકવા હું શક્તિમાન થયો છું. હવે તેની કેવી કદર થાયછે તે તો અનુભવે સમજી શકાશે.

**નર્મકોષ** તથા આ નાના કોષની રચનામાં કેવો અને કેટલો ફરક છે તે હવે જણાવીએ. **નર્મકોષ** કરતાં આ "શબ્દાર્થસિંધુ"માં શબ્દની સંખ્યા વધારે છે, તેની ખાત્રી માટે હાથના કંકણને આરસીની અપેક્ષા નથી. વળી હ્રસ્વ, દીર્ઘ, ઇકાર, ઉકાર તથા જોડણીનો આદેશ આદિના સંદિગ્ધપણાને લીધે ઘણા શબ્દો **નર્મકોષમા** ફરી ફરી આવ્યા છે, તેમ આમાં અકારણ કર્યું નથી. અર્થમાં પર્યાય એટલે તેજ અર્થબોધક બીજા બોલો વિશેષ ન આપતાં, વેબસ્ટરની મોટી અંગ્રેજી ડિક્ષનરીપેઠે લંબાણે વ્યાખ્યા કવિશ્રીએ કરીછે, તેમ ન કરતાં પર્યાયોજ વધારે આપવાનો આમાં યત્ન છે. કવિયે જેમાં હકારનો ઉચ્ચાર થાયછે તેવા શબ્દોમાંનો હકાર ઉરાડી દઇને તેને બદલે પૂર્વ વર્ણની નીચે મીંડું મૂકવાની પહેલ કરીછે, પણ તેના અનુયાયી ઝાઝા ન થવાથી, આ કોષમાં હાલ જેમ બોલાય અને લખાય છે તેમજ સ્પષ્ટ હકાર દાખલ કર્યોછે. બીભત્સ શબ્દો પ્રાયઃ શિષ્ટ લેખક કેવળ વાપરતાજ નથી. તેવા શબ્દો નર્મકોષમાં છે; છતાં પણ આ કોષમાં તે ગાળી કાઢ્યા છે. **નર્મકોષમાં** પ્રત્યયો પૃથક્ દેખડાવ્યા નથી પરંતુ આમાં તેના પણ થોડાક નમૂના આપ્યાછે. નર્મકોષ બન્યો ત્યારે નહિ, પણ હાલ ગૂજરાતીમાં વપરાતા ઘણા સંસ્કૃત તથા અંગ્રેજી શબ્દો આમાં સમાવ્યા છે. ગ્રંથનું પ[illegible] મોટું ન થાય તેમાટે **નર્મકોષ** કરતાં આમાં અક્ષરો બહુ ઝીણા લીધાછે. જે જે શબ્દના ઘણા પર્યાયો એકજ સ્થળે મૂક્યાછે, તે માંના અકારાદિક્રમે આવતા શબ્દોમાં તેને એક પર્યાય આપી "અમુક શબ્દ જુઓ" એવી સૂચના કરી છે. અનેકાર્થવાળા શબ્દોના અર્થ લખતાં જેટલા અર્થ હોય તેટલા આંકડા માંડ્યા નથી, પણ એક અર્થવાળા શબ્દોની વચ્ચે અલ્પવિરામ (,) અને બીજો અર્થ આરંભાતાં પૂર્વે પૂર્ણવિરામ (.)નો ઉપયોગ કર્યોછે. શબ્દની વ્યુત્પત્તિ સંબંધે પણ વિશેષ ન લખતાં, વ્યુત્પત્તિદર્શક મૂળશબ્દને અર્થમાં પ્રથમ જગા આપીછે. ગૂજરાતી નામની જાતિસંબંધમાં પણ ગુર્જર વિદ્વાનોમાં ઘણો મતભેદ ચાલેછે માટે એ સંશયનો વિષય આ નાના કોષમાં આણ્યો નથી. આવા તારતમ્યથી આ કોષની રચના **નર્મકોષથી** જુદા પ્રકારની થઈ છે. માટે જેમની પાસે નર્મકોષ હોય તેમને, પણ આ નિરુપયોગી નથી, તેનો અવલોકતાં અનુભવ મળશે.

ગૂજરાતી ભાષાજ સદોદિત બોલનારા આ હિંદુસ્થાનમાં ૧,૦૬,૨૦,૦૦૦ મનુષ્યો વસે તે સર્વના પૂર્વજો ગૂજરાતી હતા એમ વંશ

# પ્રસ્તાવના.

પણ ગુજરાતી કહેવાશે. કહો ત્યારે આટલાબધા પૂર્વે થઇ ગએલા, હાલ વસતા અને હવેપછી થનારા માણસોના વ્યવહારમાં આવેલા અને આવતા કેટલા શબ્દો હોવા જોઇએ ? અને તે સર્વ સમજાવવામાટે વખતોવખત જુદે જુદે નિયમે કેટલા કોશો થવાની જરૂર છે? તથા તે અર્થે આજસુધીમાં થયુંજ શું છે? એ વાત વિચારનારને આવા ગ્રંથોની આવસ્યકતા સહજ સમજાય તેમ છે. બાકી વિનાવિચારે ઉદ્ધતાઇમાં તો, કોઇ ભલે કહી નાખે કે, ગુજરાતી તો અમારા ઘરની ભાષા. એને માટે તે વળી કોષ કેવા અને વ્યાકરણ શેનાં? આમ બોલનારને "કૂવાના દેડકા"ની ઉપમા અનુચિત નહિ લેખાય. આવા અક્કલના સાગર એટલો પણ વિચાર કરતા નથી કે, સદાકાળ ઘરખૂણામાં રહીને, ઘરમાં હોય તેટલાજ માણસો અને પદાર્થો સાથે આજન્મ વ્યવહાર કરવાનો નથી, પણ આખા ફળિયાના, ગામના, દેશના, અરે! ઉપર કહ્યું તેવું દેડકાપણું વિશેષ દૂર કરે તો આખી દુનિયાના માણસો અને પદાર્થો સાથે કાયિક, વાચિક, માનસિક અને સાંસર્ગિક સર્વ પ્રકારનો વ્યાવહારિક સંબંધ હતો, છે અને થશે. તે વેળાએ આ એક તો શું પણ અનેક કોષો પણ શબ્દજ્ઞાન મેળવવાને પૂરતા થાય તેમ નથી.

આજકાલ અખંડભૂમંડળમાં ઉન્નત સ્થિતિએ પહોંચેલા જનોની અને પ્રતિદિવસ જેનું માન વધારે ઉપાસકો મેળવવા મચી રહ્યા છે એવી ભાષા અંગ્રેજી થઇ પડી છે. તેમાં પણ આજથી માત્ર ૧૫૦ વર્ષ ઉપર આપણી પેઠેજ કોષગ્રંથનો અભાવ હતો. તે દૂર કરવાની પહેલ સન ૧૭૫૫માં ડાક્તર જોન્સને કરી હતી. અને ત્યારબાદ તેની કૃતિનું અનુકરણ, વિવેચન અને પૃથક્કરણ કરનાર તથા તેમાં સંશોધન અને ઉમેરણ કરનારા પુષ્કળ જણાએ એ ભાષાની ઉત્પાદક ભૂમિયે જન્મ આપ્યોછે. અને તેજ તેની હાલ દેખાતી વિદ્યા, હુન્નર, કળા, વેપાર, રાજકાર્યભાર વગેરે સર્વ બાબતોની વડાઇનું કારણ છે. આ રીતે વિચાર કરતાં આપણા ગુજરાતના ડાક્ટર જોનસન તો મરહુમ કવિ નર્મદાશંકરનેજ કહીશું, પણ તેમની પાછળ તેમની કૃતિનું પોષણ તથા રૂપાંતર કરનાર ગુજરાતમાં અદ્યાપિ કોઈ માઇનો પૂત નીકળ્યોજ નથી. એજ મોટી અફસોસની વાત છે. અંગ્રેજીના અંગ્રેજીમાંજ આજ જુદે જુદે ધોરણે રચાયલા અગણિત કોષો છે. તેમ એક સમે સંપૂર્ણ સંસ્કાર પામી પોતે "સંસ્કૃત" એજ ઉપપદે ઓળખાતી આપણી ગીર્વાણ વાણીના તેમાંજ લખાયલા ઘણા કોષો હતા. આ બાપડીપર કાળેકરી જે જે આફતની વાદળીઓ ઉતરી, તેના પ્રવાહમાં તેના ઘણા ગ્રંથો તણાઈ ગયા. છતાં સંસ્કૃત ભાષાના સંપૂર્ણ તેમજ અપૂર્ણ બધા મળી આજે ૮૦ કોષો શોધકોને હાથ ચઢ્યા છે! આમ છે ત્યારે ગુજરાતી ભાષાના ગુજરાતી કોષની કેટલી આવશ્યકતા છે. તેનો વિવેક વિચાર વાંચનાર પોતેજ પોતાની મેળે કરી લેશે.

ગુજરાતી બાંધવોની આ એક અલ્પ સ્વલ્પ સેવા મારે હાથે બજાવરાવવાનું માન પુસ્તક પ્રસારક મંડળીને ઘટે છે, માટે આ સ્થળે હું તેનો આભાર માનું છું. તેમ તેમાટેની હિમ્મત ધારણનું કારણ મારા ગુરૂવર મહાત્મા ગટ્ટુલાલજીના આ વચનામૃતને હું ગણું છું.—

ગીતિ.

"તે કાલક્ષેપ ન રાખો.
બની, શકે આર્ય કાર્ય આજજ તો;
અલ્પોપયોગિ અસ્થિર,
તજિ ભલું ઉપયોગી ને ચિરસ્થ સતે."

એટલુંજ નહિ, પણ તેઓના લાંબા સમાગમના લાભથી, તેઓએ કેટલીક કુંચીઓ કૃપા કરી બતાવેલી, કે જેના ટીપણરૂપ પ્રસાદના આસ્વાદથીજ આ કામ આટલું પણ પાર પડયુંછે. માટે ગમે તેવું પણ આ મારૂં બાલચાપલ્ય એજ મહાત્માને પ્રેમ અને પ્રણામપૂર્વક સમર્પણ કરવાની મેં મારી ફરજ માની છે.

અંગ્રેજીમાં સ્કૂલડિક્ષનરીઓ અર્થાત્ શાળામાં ભણતા વિદ્યાર્થીઓનેમાટે જે ધોરણપર સંક્ષિપ્ત શબ્દકોષો રચાયછે, તે ધોરણે આ કોષની રચના કરીછે. માટે વિદ્વાન્ વર્ગ કરતાંવિદ્યાર્થિવર્ગને આ વધારે ઉપયોગી થઇ પડશે; તેમ "अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत्" "વિદ્યા ધન સંપાદતાં, અજર અમર છું વિચાર" એ હિતોપદેશને સ્વીકારનાર વિદ્વાનો, જેઓ પોતાને આજન્મ વિદ્યાર્થી રૂપે રહેવામાંજ આનંદ માનેછે, તેવા વિદ્વજ્જનો તો આનો પણ ઉચિત ઉપયોગ કર્યાવિના રહેવાના નથી. એટલો સંતોષ છે. કોઇ પણ રીતે આ નાનું પુસ્તક સાર્વજનિક ઉપયોગનું પાત્ર થાઓ, અને પરમકૃપાળુ સર્વસમર્થ જગન્નિયંતા સર્વેશ્વર, આનાં બીજાં બિંદુઓ બહાર પાડવાનાં સાધન, શકિત અને સંજોગો આપો; એવી પ્રાર્થનાપૂર્વક અભિલાષા સાથે આ પ્રસ્તાવના પૂરી કરૂં છું. તે **શ્રીહરિ** સફળ કરો. **તથાસ્તુ.**

મિતિ સંવત્ ૧૯૫૧ ના
જ્યેષ્ઠ શુદ ૧ શનિ.
તા૦ ૨૫-૫-૯૫. મુંબઇ.

**વિઠ્ઠલ રાજારામ દલાલ.**

---

# સંકેત પરિભાષા.

અ=અવ્યય.
આ=આદેશ. (એકને બદલે બીજા વર્ણનો વાપર. જેમ મકરનું મગર; ઘોટિનું ઘડી, ઈ૦)
ઇ=ઇત્યાદ.
ઉ=ઉપસર્ગ.
ક્રમે=અનુક્રમે, એકપછી એક.
ક્રિ=ક્રિયાપદ.
ના=નામ.
પ્ર=પ્રત્યય.
વિ=વિશેષણ.
સ=સર્વનામ.

અક્કલમંદ
અક્કલવંત } (વિ) બુદ્ધિમાન્, ડાહ્યું.
અક્કલવાન્

અક્કલ-હોશિયારી (ના) ડહાપણું.
અકકેક (વિ) પ્રત્યેક, દરેક, એક પછી એક.
અક્ટોબર (ના) અંગરેજી દશમો મહિનો.
અ-ક્રૂર (વિ) દયાળુ, માયાળુ.
અક્ષ (ના) પાસા. ધરી. પૈડાંનો આંક. ઇંદ્રી. ભૂગોળ ખગોળમાં અક્ષવૃત્ત.
અક્ષત (ના) ડાંગેર. ભાત. સાળ. ધાણી.
અક્ષત (વિ) અખંડિત. સલામત. આખું.
અ-ક્ષય (વિ) અ-ભંગ. અ-ખૂટ.
અક્ષય-તૃતીયા (ના) અખાત્રીજ. વૈશાખ સુદ ૩.
અક્ષય-પાત્ર (ના) જેમાંની ચીજ ખૂટે નહિ.
અક્ષયી (વિ) અક્ષય. અખંડ. [તેવું વાસણ.
અક્ષર (ના) વર્ણ. હરફ. દસ્કત. છઠ્ઠીના લેખ વિદ્યા. બ્રહ્મ.
અ-ક્ષર (વિ) ક્ષીણ ન થાય તે, અવિનાશી.
અક્ષરશઃ (અ) અક્ષરે અક્ષર. આબેહુબ.
અક્ષર શત્રુ
અક્ષર શૂન્ય } (વિ) મૂર્ખ. ઢ. અભણ.
અક્ષરી (વિ) અક્ષરવાળું.
અક્ષવૃત્ત (ના) જે લીટીથી અક્ષાંશ જણાય તે.
અક્ષાંશ (ના) વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણનું
અક્ષિ (ના) આંખ. નેત્ર. [જે અંતર તે.
અક્ષૌહિણી (ના) મોટું સૈન્ય જેમાંઃ—
૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડા, ૨૧૮૭૦ રથ, અને ૨૧૮૭૦ હાથી.
અખડ (વિ) અવાવરૂં (વાસણ, કૂવો ઈ૦)
અખડ દહાડા (ના) ઊનાળાના દહાડા.
અખંડ (વિ) આખું. સદોદિત રહેનાર.
અખંડિત (વિ) ખાંડુ ન થએલું, પૂર્ણ.
અખતરૂં (વિ) ખરાબ, નઠારૂં.
અખતરો (ના) પ્રયોગ. ક્રિયા.
અખત્તર (વિ) ગંદું, મેલું. નઠારૂં.
અખત્તર ડાહ્યું (વિ) દોઢડાહ્યું, અતિ વાચાળ.
અખત્યાર (ના) અધિકાર, સત્તા.
અખત્યારી (ના) સત્તા, છુટ, ધણીપણું.
અખબાર (ના) વર્તમાન પત્ર. સમાચાર.
અ-ખમ (વિ) અ-સમર્થ, અશક્ત.

અખરામણ (ના) મેળવણ, મોરવણ, અધ્રકણ
અખરોટ-ડ (ના) અખોડ (ફળ.)
અખાડ (ના) આખાડ, આષાઢ (મહિનો.)
અખાડા (ના) દીઠું ન દીઠું, આંખચોરી.
અખાડી (ના) અખાડ મહિનાની.
અખાડો (ના) કસરતશાળા, આશ્રમ
અ-ખાત (ના) સમુદ્રનો ભૂમિ તરફનો ફાંટો.
અખાત્રીજ (ના) અક્ષયતૃતીયા.
અ-ખાદ્ય (વિ) ખાવા જોગ નહિ તે.
અખિલ (વિ) આખું.
અખૂટ (વિ) ખૂટે નહિ તે.
અખે (ના) અક્ષય.
અખે નોમ (ના) અક્ષય નવમી. કાર્તિક શુદ ૯
અખેપાત્ર (ના) અક્ષયપાત્ર.
અખોડ (ના) એક ઝાડ-ફળ.
અખોવન (ના) જેનું એક પણ સંતાન મૂઉં ન હોય તેવી સોવાસણ સ્ત્રી.
અખ્ખેર (ના) અક્ષર, હરફ. વર્ણ.
અખ્યાણું (ના) શુભ અવસરે અપાતી ઘઉં, નાળીએર, ઈ૦ની માંગળિક ભેટ.
અગ (ના) પર્વત. સૂરજ. સાપ.
અગડબમ્બ (વિ) ભરાઉ. ઠુંડાળું (મનુષ્ય.)
અગડંબગડં (ના) ગરબડ સરબડ. ભેળસેળ.
અ-ગણિત (વિ) અમાપ. અસંખ્ય.
અગણું (વિ) તીજું (મંગળ વિવાહમાં)
અગણોતરો (ના) સંવત્ ૧૮૬૯માં ગૂજરાતમાં પડેલો દુકાળ.
અગણોતેર (વિ) ૬૯ (સંખ્યા.)
અગત (ના) અગત્ય. જરૂર.
અગતસર (અ) જરૂરને લીધે.
અગતિ (ના) અવગતિ, અસદ્ગતિ.
અગત્ય (ના) જરૂરીઆત. ગરજ, તમા.
અગથિયો (ના) એક ઝાડ.
અગન (ના) બળતરા, ઝાળ.
અગમ (વિ) અગમ્ય.
અગમ (ના) ભાવી. ભવિષ્ય. હોનાર.
અગમચેતી (ના) થતા પૂર્વે ચેતવવાની શક્તિ.
અગમદોરો (ના) ઘોડાની હાંસડીએ બાંધવાની બનાતની બે સેરી ચીપ.

અગમ નિગમ / અગમ પચ્છમ } (ના) આગલું પાછલું.
અગમ બુદ્ધિ (ના) અગાઉ જાણવાની શકિત.
અગમ બુદ્ધિ / અગમ બુદ્ધિયું } (વિ) આગળથી જાણનાર.
અગમ્ય (વિ) અકળિત. વાપરવાને અયોગ્ય.
અગમ્યાગમન (ના) અયોગ્ય સંભોગ.
અગર (ના) એક કાષ્ટ. મીઠું પકાવવાની જગા.
અગર (અ) જો કદાપિ. અથવા. પણ.
અગરચેં (અ) જો, જોકે, જોપણ.
અગરબત્તી (ના) ધૂપસળી.
અગરાડા (ના) કસણાં વગરનાં લીલા સાંઠા.
અગરિયો (ના) મીઠું પકવનાર.
અગલ (ના) બદી, ગલ્લી., છાછરો, ખાડો.
અગવડ (ના) સંકડાસ. અડચણ.
અગવાડું (ના) આંગણું. આગલો ભાગ.
અગવો (ના) ભોમિયો, વળાવો, માર્ગદર્શક.
અગસ્ત (ના) એક ઋષિ, એક તારો.
અગસ્તનો (વિ) લાંબો-ખોટો (વાયદો.)
અગાઉ (અ) પહેલાં, અસલ, આગળથી.
અગાડી (અ) આગળ. પાસે. ભૂત અથવા ભવિષ્ય કાળમાં.
અગાડી પછાડી (ના) ઘોડાને બાંધવાનાં દોરડાં.
અગાડી પછાડી (અ) આગળ પાછળ.
અગાત (અ) આગલા વખતમાં.
અગાધ (વિ) અપાર, ઘણું ઉંડું.
અગાસિયા (વિ) ફક્ત વર્ષાદથી પકવાતી જમીન
અગાસી (ના) ઘર ઉપરની ખુલ્લી છોબંધ ભોંય. ધાબું.
અગાહી (ના) ભવિષ્યની ખબર, સાવચેતી.
અગિયાર (વિ) ૧૧ (સંખ્યા.)
અગિયારમું (ના) મરણનો ૧૧ મો દહાડો તથા તે દિવસે કરવાની ક્રિયા.
અગિયારસ (ના) પખવાડિયાની ૧૧ મી તિથિ તથા તે દિવસનું વ્રત.
અગિયારા (ના) એક આંકઃ વડો એકો.
અગિયારા ગણવા (ક્રિ) નાશી જવું.
અગિયારી (ના) પારસીની ધર્મક્રિયાની જગા.
અગુણી (વિ) ગુણપાડ ન માને તે, મૂર્ખ.
અગુપ્ત (વિ) પ્રકટ, જાહેર, ઉઘાડું.
અગુવો (ના) અગવો. વળાવો.
અગોચર (વિ) ઇંદ્રિયો પહોંચી નશકે તેવું.
અગ્નિ (ના) દેવતા. તેજ. અગ્નિકોણ.
અગ્નિકાષ્ઠ (ના) બળતાં લાકડાં.
અગ્નિકુંડ (ના) વેદી. હોમ માટે બાંધેલી જગા.
અગ્નિકુમાર (ના) એક રસાયન (ઔષધ.)
અગ્નિકોણ (ના) દક્ષિણ અને પૂર્વ વચેનો ખૂણો.
અગ્નિદાહ / અગ્નિ સંસ્કાર } (ના) અગ્નિએ પ્રેત બાળવું તે.
અગ્નિહોત્ર (ના) એક વૈદિક કર્મ.
અગ્નિહોત્રી (ના) અગ્નિહોત્ર કરનાર.
અગ્ન્યાસ્ત્ર (ના) જેમાંથી અગ્નિ નીકળે તે અસ્ત્ર.
અગ્ર (ના) ટોંચ, અણી, છેડો.
અગ્ર (વિ) મુખ્ય, પહેલું, આગલું.
અગ્રજ (વિ) મોટો ભાઈ.
અગ્રવાદી (વિ) પ્રથમ વાદ કરનાર. મુખી.
અગ્રસર / અગ્રેસર } (વિ) આગેવાન. ઉપરી.
અઘ (ના) પાપ. અકૃત.
અઘટમાન (વિ) ન બને તેવું.
અઘરણી (ના) સીમંત. ગર્ભાધાન.
અઘરાળો (ના) ખરેટો, ડાઘો.
અઘરું (વિ) મુશ્કેલ, કઠણ, દુર્લભ.
અઘવું (ક્રિ) દીર્ઘશંકા. મળ તજવો તે.
અઘહારી (ના) પાપ હર્ત્તા, ઈશ્વર.
અઘાટ (ના) શાળા લેખ.
અઘાડિયું (વિ) વેચેલું.
અઘાડો (ના) એક વનસ્પતિ.
અઘાણ (ના) ઝાડો. નરક.
અઘાણું (વિ) અઘવાની હાજતવાળું.
અઘાત (વિ) અગાધ. અખંડ
અઘામણ (ના) છેરાટું, પેટ છૂટી જવું.
અઘાર (ના) પંખીની વિષ્ટા.
અઘારો (ના) અઘામણ.
અઘેડો (ના) અઘાડાનો વેલો.
અઘોક (ના) કોગળિયું, મરકી, કોલેરા.
અઘોર (વિ) ભયંકર, મોટું, ગાઢ.
અઘોરી (વિ) ચિતળી, ચઢે તેવું, ઉંઘણસી.
અંક (ના) ચિહ્ન, આંક., ખોળો, પ્રકરણ, બાર
અંકગણિત (ના) આંકડાથી ગણવાની વિદ્યા

અંકાવવું (ક્રિ) પરખાવવું, કસ કહડાવવો. કીમત કરાવવી, લીટી દોરાવવી.
અંકિત (વિ) છાપવાળું. અંકાયલું.
અંકી (વિ) અંકવાળું.
અંકુર (ના) ફણગો. અંકોર. રૂચ્યાં.
અંકુશ (ના) માવતનું હથિયાર. અટકાવ. ધાક.
અંકે (ના) અક્ષરે લખવું તે.
અંકોડાબંધ (વિ) હારદોર, હારોહાર.
અંકોડો (ના) આંકડો.
અંકોર (ના) અંકુર.
અંકોલ (ના) એ નામનું ઝાડ, ફળ.
અંકોશ (ના) અંકુશ.
અંગ (ના) શરીર. મદદનીસ. બાજુ. ગૌણભાગ
અંગ ઉધાર (વિ) કંઈપણ સાનમાં રાખ્યા-વિના ધીરેલું નાણું.
અંગઉમંગ (ના) તનમનની ઉલટ.
અંગ કાઠી (ના) શરીરનું વાન-બાંધો.
અંગદશિષ્ટાઈ (ના) અંગદે રાવણ આગળ વાપરેલી યુક્તિ, ડાહી ડાહી વાતો કરી કામ કાઢી લેવું તે.
અંગના (ના) સ્ત્રી. સુંદરી, પોતીકી સ્ત્રી.
અંગનું (વિ) પોતીકું, પતીજવાળું.
અંગ મર્દન (ના) શરીર ચોળાવવું તે.
અંગરખી (ના) બાળકનું અંગરખું.
અંગરખું } અંગરખો } (ના) ગળાથી ઘૂંટણ લગીનું સીવેલું વસ્ત્ર.
અંગરાગ (ના) શરીરના સુગંધી લેપ.
અંગરેજ (ના) ઇંગ્લંડ દેશનો વતની.
અંગરેજી (વિ) અંગરેજ સંબંધી.
અંગવસ્ત્ર (ના) પિછોડી, શેલું. રાખેલી સ્ત્રી.
અંગાખરાં } અંગાખરી } (ના) અંગારામાં સેકેલી ભાખરી. બાટી.
અંગાર (ના) અંગારો. નાહ.
અંગારવું (ક્રિ) અંગારાથી તપાવવું તે.
અંગારિયું (ના) આંજિયું, કાજળી પરેલી જુવારનો છોડ.
અંગારી (ના) સગડી.
અંગારો (ના) ધગધગતો અગ્નિ, નોહ.
અંગિડું (ના) બાળકનો કબજો.
અંગિયો (ના) ચોળી, સ્ત્રીને પહેરવાનું વસ્ત્ર.
અંગી (વિ) અંગવાળું, પોતીકું.

અંગીકાર (ના) સ્વીકાર, પોતાનું કરવું.
અંગીકૃત (વિ) સ્વીકારેલું.
અંગીઠી } અંગીઠું } (ના) સોનીની સગડી.
અંગુ (વિ) અંગ ઉધાર.
અંગુછો (ના) અંગ લુછવાનો કકડો; ટુવાલ.
અંગુઠાદાવ (ના) કુસ્તીનો એક દાવ.
અંગુઠી (ના) દરજીની આંગળીની ખોલી. વીંટી.
અંગુઠો (ના) હાથની જાડી ચપટી ને ટુંકી આંગળી. પગની જાડી અને મોટી આંગળી.
અંગુર (ના) નવી ભોંય, રૂઝ. લીલી દરાખ.
અંગુષ્ઠ પ્રમાણ (વિ) અંગુઠા જેવડા (ન્હાવિ)
અંગેઠી } અંગેઠું } (ના) અંગીઠી. સગડી.
અંગોપાંગ (ના) આખે શરીરે.
અંગોઠી (ના) અંગુઠી. સગડી.
અંધામ (ના) ધામધૂમ. ગરબડ. બળવો.
અંધામો (ના) ધામધૂમ. તોફાન (બાળકનું.)
અંઘોળ (ના) સ્નાન. અખોટ.
અંઘોળડી (ના) નાહવાનું નાનું વાસણ. ત્રાંબાકુંડી.
અંઘોળવું (ક્રિ) નાહવું.
અંઘોળિયું (ના) પાણી ઊનું કરવાનું વાસણ. દેગડી.
અંઘોળિયો (ના) નવડાવનારો નોકર.
અચકડું (ના) પૂર્વે ભોગનું સ્મરણ. ગળકો.
અચકવું } અચકાવું } (ક્રિ) આચકો ખાવો, એકદમ અટકવું, સંકોચાવું.
અચકો મચકો (ના) આચકો અને લેહેકો.
અચપચું (વિ) લોંદા જેવું.
અચાણુચ (અ) અચાનક.
અચમ્બો (ના) નવાઈ. અતિઆશ્ચર્ય.
અચર (વિ) ખસે નહિ તે. સ્થિર.
અચરજ (ના) કૌતુક. નવાઈ.
અચંરત (વિ) તાજુબ, એકદમ ખુશ થવું.
અચરતી (ના) નવાઇ, તાજુબી.
અચલ (વિ) સ્થિર, સ્થાઇ, હાલચાલ રહિત.
અચલ (ના) પર્વત
અચાખ્યો (વિ) ન ચાખેલો.
અચળપદ (ના) કદિ ચળે નહિ તે સ્થાન.
અચળા (ના) પૃથ્વિ.
અચળિત (વિ) અચળ, અડગ.

અચાનક (અ) એકાએક. ઓચિંતુ.
અચિકિત્સનીય (વિ) પરખાય નહિ તેવું.
અચિંત્ય (વિ) અકળ, અતર્ક્ય.
અચિર (વિ) ટુંકું. ક્ષણભંગુર.
અચિર (અ) શીઘ્ર, ઉતાવળથી.
અચિંતુ (અ) એકાએક. અકસ્માત.
અચૂક (અ) અચાનક ન ભૂલતાં. ચૂક ભૂલ વગરનું. જરૂર.
અચેત (વિ) અચેતન.
અચેતન (વિ) જડ, જીવરહિત, બેભાન.
અચ્ચરવું (ક્રિ) ઉચ્ચાર કરવો.
અચ્છું (અ) બાંરૂ, સારૂં, ઠીક.
અચ્છું (વિ) સારૂં, સુંદર.
અચ્છેર (વિ) અડધો શેર.
અચ્છેરિયું (ના) અચ્છેર સમાય તેવું ઠામ.
અચ્છેરિયો } (ના) અચ્છેર વજનનું કાટલું.
અચ્છેરો }
અચ્યુત (ના) અવિનાશી, ઈશ્વર.
અછત (અ) છૂપી રીતે, સલામત.
અછત (ના) તંગી, તાણ, ભીડ.
અછત્ર (વિ) છત્ર રહિત, વહિલ વગરનો રાજા [ભ્રષ્ટ.
અછબડા (ના) શૈયડ, શીળી.
અછરતું (વિ) ઉપર ઉપરથી અડકેલુ.
અછવાવું (ક્રિ) ઓછું ઉતરવું.
અછાડ પછાડ (ના) અહીં તહીં પછાડવું તે.
અછાવવું (ક્રિ) નવું વાસણ વાપરવા કહાડવું.
અછાળવું (ક્રિ) વાસણ ઊંચું નીચું કરી તેમાંની વસ્તુ તળે ઉપર કરવી તે.
અછિન્ન, (વિ) કપાયલું નહિ તે.
અછિન્નધારા (ના) અભિષેક પાત્ર (છિદ્રવાળું)
અછેદ્ય (વિ) છેદાય નહિ તેવું.
અછો અછો કરવું (ક્રિ) ઘણાંવાનાં કરવાં.
અછોડો (ના) નાથે બાંધવાની જાડી દોરી.
અજ (ના) અનાદિ, ઈશ્વર, બકરો, બ્રહ્મા.
અજગર (ના) મોટો સાપ.
અજતરફ (અ) થી, તરફથી.
અજન્મ (વિ) જન્મ રહિત, અનાદિ.
અજપાજપ (ના) શ્વાસોશ્વાસ હરિચિંતવન કરવું તે. એક દેવતા.
અજબ (વિ) આશ્ચર્યકારક.
અજમાયેશ (ના) તપાસ, અટકલ. સુમાર.
અજમાવવું (ક્રિ) પ્રયોગ કરવો, તપાસી જોવું.
અજમાસ (ના) અજમાયેશ, આંસરો.
અજમુદો (ના) અજમાયેશ, તપાસ.
અજમો (ના) એક વસાણું.
અજમોદ (ના) એક વસાણું.
અ-જર (વિ) જરા-ઘડપણ વગરનો.
અજર (ના) આનાકાની, મિષ, બહાનું.
અજરામર (વિ) જેને જરા મરણ નહિ તે.
અજલ (ના) આખર, અંત મોત. કજા.
અજવાળવું (ક્રિ) માંજવું. સાજવું, ઉટકવું.
અજવાળિયું (ના) શુક્લ પક્ષ, શુદ. છાપરાનું જાળિયું.
અજવાળી (વિ) ચાંદરણાંવાળી (રાત)
અજવાળું (ના) પ્રકાશ, ઉજાશ.
અજવાળું થવું (ક્રિ) વહાણું વાવું.
અજવાળું કરવું (ક્રિ) નામ કહાડવું, સંદેહ ટાળવો.
અજસ્ર (અ) હંમેશ, નિરંતર.
અજહલ્લક્ષણા (ના) લક્ષણાનો એક ભેદ,
અજા (ના) માયા, કુદરત, બકરી.
અજાગળ (વિ) નકામું. બકરીના ગળાના આંચળ જેવું.
અજાએબ (વિ) અજબ
અજાગત (વિ) ધાર્યું બાર્યું. અકાળ મોત પામેલું.
અ-જાચક (વિ) કોઇ કને માંગે નહિ તે.
અજાણ (વિ) અણવાકેફ, બેસમજ.
અજાણતાં (અ) ન જાણતાં. બેખબર.
અજાણ્યું (વિ) અજ્ઞાત, નહિ જાણેલું.
અજાત શત્રુ (ના) શત્રુવગરનો. યુધિષ્ઠિર.
અજાનબાહુ (ના) ઘૂંટણ સુધીના હાથવાળો.
અજિત (વિ) ન જીતાયલું.
અજિન (ના) મૃગચર્મ, હરણનું ચામડું.
અજીઠવાડ (ના) એઠાં વાસણ.
અજીઠું (વિ) એઠું.
અજીર (ના) પરસાળ. ચાલી.
અજીરણ (ના) અપચો, બેહજમી.
અજીર્ણ (વિ) નવું.
અજીર્ણીશ (ના) ઓડો, અપચો.
અજુગતું } (વિ) અઘટિત. નાલાયક.
અજોગ }
અ-જોગ (ના) કુ-સમો.
અંજામ (ના) આજમ.

અજજુ (ના) ઇ–ઈ–સ્વરની નિશાની. [ી.
અજ્ઞ (વિ) અજાણ્યું, અણસમજુ. મૂર્ખ.
અજ્ઞાત (વિ) જ્ઞાનહીન. અજાણ.
અજ્ઞાન (ના) અજાણતા, મૂર્ખાઈ.
અજ્ઞાન (વિ) બેસમજ, મૂર્ખ.
અજ્ઞાનભાવ (ના) અજાણપણું.
અજ્ઞાની (વિ) જ્ઞાન રહિત.
અઝેડો (ના) ઉઝરડો, લીસોટો.
અંચલ (ના) છેડો, પાલવ, પદર, પલ્લો.
અંચળપો (ના) આંખની ઝોક.
અંજન (ના) આંજવાની વસ્તુ, સુરમો ઈ.
અંજળી (ના) ખોબો, પોશ.
અંજાવું (ક્રિ) ચોપડાવું. શરમાવું. ઠગાવું.
અંજીર (ના) એક ફળ.
અંજીરિયા (વિ) પાકા અંજીરના રંગનું.
અંજીરી (ના) અંજીરનું ઝાડ. [પંચાયત.
અંજુમન (ના) એક ધર્મી લોકની સભા,
અટક (ના) ઓડક, ઉપનામ. વહેમ.
અટક ચાળું (ના) અડપલું, છેડ.
અટક ચાળું (વિ) અડપલું કરનાર.
અટકડી (ના) વાધણી, હેડકી.
અટકણ, } (ના) અટકાવ કરનારી વસ્તુ.
અટકણિયું } ટેકણ.
અટકવું (ક્રિ) ઊભું રહેવું. થોભવું. ખોટી થવું.
અટકળ (ના) કલ્પના, સુમાર, અડસટ્ટો, કુંચી,
અટકાર (ના) ઓડકાર. [મહાવરો.
અટકાવ (ના) હરકત. બાધા. રજોદર્શન.
અટકાવવું (ક્રિ) બંધ પાડવું, રોકવું.
અટકાવું (ક્રિ) અભડાવું, છેટે બેસવું, રજ
અટકો મટકો (ના) સ્ત્રીનો લટકો. [દિખાવું.
અટણ (ના) ભ્રમણ, પ્રવાસ. મુસાફરી.
અટની (ના) ધનુષ્યનું સીંગડું, તટ્ટી.
અટપટું (વિ) પેચવાળું. કપરું.
અટવાવું. (ક્રિ) અવટાવું.
અટવી (ના) વન, જંગલ.
અટળ (વિ) અનિવાર, ટળે નહિં તેવું.
અટાઉ (ના) ઠગાઈ.
અટાટ (વિ) ઘણું, નિસ્સાર.
અટાપટા (ના) આડા અવળા લીટા, પટા.
અટામણ (ના) લુવાને લગાડવાનો લોટ.
અટારી (ના) ઊંચી મેડી, ઝરૂખો, ગોખ.
અટાળો (ના) ઉચાળો, ખટલો, સરસામાન.
અટાવું (ક્રિ) છુંદાઈને લોંદો થવો.
અટિંબર (ના) ઢગ, ડુંગર.
અટેરવુ. (ક્રિ) ઓવાળવુ, સૂતરની આંટી બ-
અટોપવું (ક્રિ) આટોપવું [નાવવી.
અટ્ટલ (વિ) પાકો, પ્રવીણ, હોશિયાર.
અટ્ટહાસ (ના) ખડખડ હસવું તે.
અટ્ટા (ના) દરવાજા, દ્વાર.
અઠવાડિયું (ના) આઠ દિવસ.
અઠવાડું (ના) દોરડાને વળ ચઢાવવાનો લાકડાનો કકડો.
અઠ્ઠાસિયાં (ના) તોડા, સ્ત્રીના પગનું ઘરેણું.
અઢીંગણ (ના) અઢેલવાનો તકિયો.
અઢીંગવું. (ક્રિ) અઢેલીને બેસવું.
અઢેલવું (ક્રિ) અઢેલવું.
અઢોઢી (ના) ગોળમાં બાફેલું આદું, હળોટી.
અઠ્ઠાણું (વિ) ૯૮ (સંખ્યા.)
અઠ્ઠાવન (વિ) ૫૮ (સંખ્યા.)
અઠ્ઠાવીસ (વિ) ૨૮ (સંખ્યા.)
અઠ્ઠયાસી (વિ) ૮૮ (સંખ્યા.)
અડ (ના) હઠ, જીદ.
અડક (ના) અટક. ઉપનામ.
અડકવું (ક્રિ) સ્પર્શ થવો, છેડવું.
અડકાડવું (ક્રિ) અડકે તેમ કરવું.
અડકાયલી (વિ) અટકાવવાળી સ્ત્રી.
અડકાવ (ના) અટકાવ. રજોદર્શન.
અડકાવું (ક્રિ) દેવાવું. સ્પર્શ થવો. અભડાવું.
અડઘો દડઘો (ના) હાંડલું, દોષ. ઠપકો.
અડંગો (ના) ધામો, પગનો દાવ.
અડચણ, (ના) હરકત, નડતર. સંકટ.
અડતલાં (ના) ગાંગાંતલ્લાં. આનાકાની.
અડતલો (ના) આસરો. ઓથ.
અડથલ (વિ) જબરૂં. લઠ્ઠ, કદાવર.
અડથપો (ના) રોકાણ, મોટી નડતર.
અડદ (ના) એક કઠોળ.
અડદાળું (ના) અડદનું.
અડદાલો (ના) ભેંચો. ધાણ.
અડદિયું (ના) અડદનું ખાવાનું.
અડધિયું (ના) અર્ધભાગ.

અજાણુ (ના) ઇ–ઈ–સ્વરની નિશાની. િ ી.
અજ્ઞ (વિ) અજાણ, અણસમજુ. મૂર્ખ.
અજ્ઞાત (ત્રિ) જ્ઞાનહીન. અજાણ.
અજ્ઞાન (ના) અજાણતા, મૂર્ખાઈ.
અજ્ઞાન (વિ) બેસમજ, મૂર્ખ.
અજ્ઞાનભાવ (ના) અજાણપણું.
અજ્ઞાની (વિ) જ્ઞાન રહિત.
અઝેડો (ના) ઉઝરડો, લીસોટો.
અંચલ (ના) છેડો, પાલવ, પદર, પલ્લો.
અંચળપો (ના) આંખની ઝોક.
અંજન (ના) આંજવાની વસ્તુ, સુરમો ઈ.
અંજળી (ના) ખોબો, પોશ.
અંજાવું (ક્રિ) ચોપડાવું. શરમાવું. ઠગાવું.
અંજીર (ના) એક ફળ.
અંજીરિયા (વિ) પાકાં અંજીરના રંગનું.
અંજીરી (ના) અંજીરનું ઝાડ.
અંજુમન (ના) એક ધર્મી લોકની સભા, [પંચાયત.
અટક (ના) ઓડક, ઉપનામ. વહેમ.
અટક ચાળું (ના) અડપલું, છેડ.
અટક ચાળું (વિ) અડપલું કરનાર.
અટકડી (ના) વાધણી, હેડકી.
અટકણ, / અટકણિયું (ના) અટકાવ કરનારી વસ્તુ. ટેકણ.
અટકવું (ક્રિ) ઊભું રહેવું. થોભવું. ખોટી થવું.
અટકળ (ના) કલ્પના, સુમાર, અડસટ્ટો, કુંચી, [મહાવરો.
અટકાર (ના) ઓડકાર.
અટકાવ (ના) હરકત. બાધા. રજોદર્શન.
અટકાવવું (ક્રિ) બંધ પાડવું, રોકવું.
અટકાવું (ક્રિ) અભડાવું, છેટે બેસવું, રજ [દેખાવું.
અટકો મટકો (ના) સ્ત્રીનો લટકો.
અટણ (ના) ભ્રમણ, પ્રવાસ. મુસાફરી.
અટની (ના) ધનુષ્યનું સીંગડું, તટ્ટી.
અટપટું (વિ) પેચવાળું. કપરૂં.
અટવાવુ. (ક્રિ) અવટાવું.
અટવી (ના) વન, જંગલ.
અટળ (વિ) અનિવાર, ટળે નહિં તેવું.
અટાઉ (ના) ઠગાઈ.
અટોટ (વિ) ઘણું, નિસ્સાર.
અટાપટા (ના) આડા અવળા લીટા, પટા.
અટામણ (ના) લુવાને લગાડવાનો લોટ.

અટારી (ના) ઊંચી મેડી, ઝરૂખો, ગોખ.
અટારો (ના) ઉચાળો, ખટલો, સરસામાન.
અટાવું (ક્રિ) છુંદાઈને લોંદો થવો.
અટિંબર (ના) ઢગ, ડુંગર.
અટેરવું (ક્રિ) ઓવાળવું, સૂતરની આંટી બ- નાવવી.
અટોપવું (ક્રિ) આટોપવું
અટ્ટલ (વિ) પાકો, પ્રવીણ, હોશિયાર.
અટ્ટહાસ (ના) ખડખડ હસવું તે.
અટ્ટા (ના) દરવાજા, દ્વાર.
અઠવાડિયું (ના) આઠ દિવસ.
અઠવાડું (ના) દોરડાને વળ ચઢાવવાનો લાકડાનો કકડો.
અઠ્ઠાસિયાં (ના) તોડા, સ્ત્રીના પગનું ઘરેણું.
અઢીંગણ (ના) અઢેલવાનો તકિયો.
અઢીંગવું. (ક્રિ) અઢેલીને બેસવું.
અઠેલવું (ક્રિ) અઢેલવું.
અઠોઠી (ના) ગોળમાં બાફેલું આદું, હઠોઠી.
અઠ્ઠાણું (વિ) ૯૮ (સંખ્યા.)
અઠ્ઠાવન (વિ) ૫૮ (સંખ્યા.)
અઠ્ઠાવીસ (વિ) ૨૮ (સંખ્યા.)
અઠ્ઠયાસી (વિ) ૮૮ (સંખ્યા.)
અડ (ના) હઠ, જીદ.
અડક (ના) અટક. ઉપનામ.
અડકવું (ક્રિ,) સ્પર્શ થવો, છેડવું.
અડકાડવું (ક્રિ) અડકે તેમ કરવું.
અડકાયલી (વિ) અટકાવવાળી સ્ત્રી.
અડકાવ (ના) અટકાવ. રજોદર્શન.
અડકાવું (ક્રિ) દેવાવું. સ્પર્શ થવો. અભડાવું.
અડઘો દડઘો (ના) હાંડલું, દોષ. ઠપકો.
અડગો (ના) ધામો, પગનો દાવ.
અડચણ, (ના) હરકત, નડતર. સંકટ.
અડતલાં (ના) ગાંગાંતલ્લાં. આનાકાની.
અડતલો (ના) આસરો. ઓથ.
અડથલ (વિ) જબરૂં. લઠ્ઠ, કદાવર.
અડથપો (ના) રોકાણ, મોટી નડતર.
અડદ (ના) એક કઠોળ.
અડદાળું (ના) અડદનું.
અડદાલો (ના) ભેંચો. ધાણ.
અડદિયું (ના) અડદનું ખાવાનું.
અડધિયું (ના) અર્ધભાગ.

અડધી (ના) પૈ, (સિક્કો.)
અડધું (વિ) અર્ધ.
અડધું પડધું (વિ) અર્ધ, તેથી સહજ કમી.
અડધો (ના) અર્ધા રૂપિયાનો સિક્કો.
અડધો અડધ (વિ) બરાબર અડધું.
અડપલું (ના) અટકચાળું, છેડ.
અડપલું (વિ) છેડ કરનાર.
અડફટ (ના) ઝપટ, ફેંટ. આંટી.
અડબંગ (વિ) ઢંગવગરનું. હઠીલું.
અડબડિયું (ના) લથડિયું.
અડબોથ (ના) લપડાક, તમાચો.
અડબોથ (વિ) ઠોઠ, બૂધી.
અડવાણું (વિ) અડવું, ઉઘાડું.
અડવું (વિ) ઉઘાડું, શણગાર રહિત.
અડવું (ક્રિ) અડકવું, મંડી રહેવું.
અડવો (ના) વાણીઓ. (ભવઈમાં.)
અડસટ્ટો (ના) સુમાર, આસરો.
અડસઠ (વિ) ૬૮ અડસેઠ (સંખ્યા.)
અડસર (ના) ઘરની ગે. પાટડી.
અડસિયાં (ના) અડાસિયાં. તોડા.
અડસેઠ (વિ) ૬૯ (સંખ્યા.).
અડાઉ (વિ) નમાર. વાવ્યાવગર ઉગેલું.
અડાડવું (ક્રિ) અરકાડવું.
અડાણી (વિ) અનાડી, અસભ્ય, મૂર્ખ.
અડાણો (ના) એક રાગ.
અડાબીડ (વિ) ભયંકર.
અડાયું-યાં (ના) છાણના સુક્કા પોદળા.
અડાલી (ના) લાકડાની નાની થાળી.
અડાવવું (ક્રિ) અતિશય ખાવું. સપડાવવું. ધૂસાડવું.
અડાસિયાં (ના) એક ઘરેણું. તોડા.
અડાસે (અ) પાસે. ઓળે.
અડાળી (ના) ઘરને લગતી છાપરી. ઓસરી.
અડિયલ (વિ) હઠીલું.
અડિયું (ના) નાની અડી.
અડી (ના) સોનીનું એક ઓજાર. દોડ.
અડી (વિ) જરૂરની.
અડી જઈને (અ) મંડ્યા રહીને.
અડી જવું (ક્રિ) અટકી પડવું.
અડીવેળા (ના) અડચણ સમય, દુઃખ વખત.
અડુક દડુકિયું (વિ) બે બાજુ મહાલનાર [ારબડિયું.
અડુસી (ના) એક ઓષધી.
અડુસો (ના) એક ઝાડ.
અડોઅડ (અ) લગોલગ. છેક નજીક.
અડોલ, (વિ) અચળ, અઢળ, સ્થિર.
અડોલી (ના) અટકણિયું.
અડોસપડોસ (ના) ઘરની આજુ બાજુ.
અડોસીપડોસી (ના) પાડાપડોશી. આજુ બાજુ રહેનાર.
અડોળ (વિ) બેડોળ. કદરૂપું.
અડોળ કાટલું (વિ) અડોળ, વગવિનાનું.
અડ્યું (વિ) જરૂરનું.
અઢળ (વિ) અચળ, સ્થાયી.
અઢળક (વિ) ઢળી ન પડે તે.
અઢાર (વિ) ૧૮ (સંખ્યા)
અઢી (વિ) ૨॥ (સંખ્યા.)
અઢીશેરી (ના) ૨॥ શેર.વજનનું કાટલું-માપ.
અઢેલવું (ક્રિ) અઠીંગવું, ધકેલવું.
અણ (અ) નકાર, ઓછપ, હલકાઇ દર્શક.
અણકહ્યાગરૂં (વિ) કહ્યું ન માને તે.
અણકિસબી (વિ) કિસબ ન જાણનાર.
અણકૂટ-કોટ (ના) અન્નકૂટ. નૈવેદનો ઢગ.
અણખત (ના) મનનો ખટકો. નડતર.
અણ ગમતું (વિ) ના પસંદ.
અણગળ (વિ) વગેર ગાળેલું.
અણગોક (ના) બૈરાનું એક વ્રત.
અણઘડ (વિ) ઘડાયલું નહિ તે. જંગલી.
અણચિન્તું / અણચિન્ત્યું (અ) એકાએક, ઓચિંતું.
અણછતું (વિ) છાનું, ઢાંક્યું. ગુપ્ત.
અણજાણ (વિ) અજાણ, નાદાન.
અણતોળ્યું (વિ) તોળ્યાવિનાનું.
અણદીઠ / અણદીઠું (વિ) ન દીઠેલું.
અણધાર્યું (વિ) ન ધારેલું.
અણબનાવ (ના) બેબનાવ, કુસંપ, વાંધો.
અણબોટ (વિ) બોટયા વગરનું.
અણમાનીતું (વિ) અળખામણું.
અણલિંગી (વિ) દેહ વગરનું, વિદેહી.
અણવટ (ના) બાળકનું એક ઘરેણું.
અણવર (ના) વરનો મિત્ર. વહુની સખી.

અણુવીંધ્યું (વિ) વગર વીંધેલું, અજાણ્યું.
અણુસખડી (ના) મીઠા વગરની સામગ્રી.
અણસારો (નો) ઇસારો, સાન, અંકુર.
અણહદ (વિ) અનહદ.
અણિમા (ના) એક સિદ્ધિ.
અણિયાળું (વિ) અણીદાર.
અણી (ના) અગ્રભાગ, બારીક વખત.
અણીદાર (વિ) અણીવાળું
અણીશુદ્ધ (વિ) જેની અણી ભાંગી ન હોય તે.
અણીસું (ના) એક વસાણું.
અણુ (ના) બારીક કણ; પરમાણુ.
અણુ (વિ) થોડુંક, લેશ.
અણુમાત્ર (વિ) જરાકજ, રજ.
અણોજો (ના) અનધ્યાય, છુટીનો દિવસ.
અંટસ (ના) રેંચાની આંટી, કીનો, વૈર.
અંટવાળ (ના) આંટી અટકેટ.
અંડ (ના) ઇંડું. ઉપસ્થને લગતી ગોળી.
અંડકટાહ (ના) તાળવું. બ્રહ્માંડ.
અંડજ (વિ) ઇંડામાંથી ઉત્પન્ન થયલું.
અંડવૃદ્ધિ (ના) અંડ વધવાનો રોગ.
અંડાકૃતિ (ના) ઇંડાના ઘાટનું.
અંહુસ (ના) સીતાફળ.
અતઃ (અ) એ માટે, એથી. એ સબેથી.
અતઃપર (અ) હવે પછી, આયંદે.
અતએવ (અ) એટલાજ માટે, એથીજ.
અતડાઈ (ના) જુદાઈ, આડાઈ, તોર.
અતડું (વિ) તોછડું, આડું, અળગું.
અતરંગ (અ) અધ્ધર, જુદુંજ.
અતરાપી (વિ) બહારનું, ત્રાહિત.
અતર્ક્ય (વિ) તર્ક ન થાય તેવું.
અતલસ (ના) લાય, રેશમી કાપડ.
અતળ (ના) એક પાતાળ.
અતળી (વિ) અતુલ.
અતાઈ (વિ) સરસ ગવૈયો.
અતાર (ના) સરયો; સુગંધી વેચનાર.
અતિ (અ) ઘણું.
અતિ (ઉ) બેહદ, હદબહાર. ઉલટું (અર્થ.)
અતિકાળ (ના) ગયેલો વખત.
અતિક્રમ (ના) અમર્યાદા.
અતિક્રાંત (વિ) ઉલ્લંઘન કરેલું, સરસ થએલું.
અતિજગતિ (ના) એક છંદ (કવિતાનો.)
અતિથિ (ના) અજાણ્યો. યાચક, પરોણો, મેમાન.
અતિદેશ (ના) વધારેલો અર્થ.
અતિપાત (ના) અન્યાય. ઉત્પાત.
અતિરથી (ન) મહારથી કરતાં બળિયો.
અતિવિખ (ના) એક ઔષધિ.
અતિવ્યાપ્તિ (ના) તાણીતૂસીને કરેલો અર્થ.
અતિશય (વિ) ઘણુંજ પુષ્કળ.
અતિશયોક્તિ (ના) એક અલંકાર (કવિતામાં)
અતિશાણું (વિ) દોઢ ડાહ્યું.
અતિશૂદ્ર (ના) શૂદ્રથી ઉતરતો, ભંગી ઈ.
અતિસાર (ના) મરડો, સંગ્રહણી, (રોગ.)
અતીત (ના) અતિથિ, ભીખારૂં. બાવો.
અતીત (વિ), છુટું થયેલું. વીતેલું.
અતીન્દ્રિય (વિ) અગોચર.
અતીસેં (વિ) અતિશય, ઘણુંજ.
અતુલ્ય (વિ) અતુલ, અનુપમ, અસાધારણ.
અતૂટ (વિ) અખંડિત.
અતોલ (વિ) અતુલ્ય. અનુપમ.
અત્તર (ના) તેલના અંશવાળી સુગંધી.
અત્તર ઘડી (અ) હમણાજ.
અત્તરદાની (ના) અત્તર રાખવાની સીસી.
અત્તર સાહેત / અત્તર સાહેદ } (અ) આંઘડીએ, હમણાજ.
અત્યંત (વિ) ઘણુંજ, અથાક.
અત્યય (ના) નાશ. અતિક્રમ. દુરાચાર.
અત્યાગ્રહી (વિ) ઘણો આગ્રહ કરનાર.
અત્યાચાર (ના) કુમાર્ગ, અનાચાર.
અત્યાર (અ) હમણા, આ ક્ષણ.
અત્યાર પછી (અ) હવેપછી, આજપછી.
અત્યાર લગી / અત્યારસૂધી } (અ) હમણાસૂધી.
અત્યાસક્તિ (ના) લંપટપણું.
અત્યુક્તિ (ના) અતિશયોક્તિ અલંકાર.
અત્ર (અ) અહીંઆ.
અત્રૂપ (વિ) નિર્લજ, બેશરમું.
અત્રે (અ) અત્ર.
અથ (અ) પ્રારંભ, વળી. પછી. વિશેષ
અથડવું (ક્રિ) આથડાવું.
અથડામણ (ના) કડાકૂટ, અડચણ. રખડપટ્ટી.

અથડાવું (ક્રિ) લાગવું. અફળાવું. ભટકવું.
અથર્વ (ના) ચોથો વેદ.
અથર્વણ (ના) શિવ. અથર્વ વેદ.
અથર્વેદી (ના) અથર્વેદ ભણેલો. ડોઠ, ખળ.
અથવા (અ) કિંવા. કે, યા, અગર, વા.
અથાક } (વિ) અગાધ. અમાપ. અરથાગ.
અથાગ }
અથાણું (ના) આચાર. આથેલાં કંદફળ.
અદક (વિ) અટથી. ઓછી. અધિક.
અદકડું વિ) અદુકડું, ઉભડું.
અદકું (વિ) અધિક, વધારે, વિશેષ.
અદકેરૂં (વિ) આધિક (કવિતામાં).
અદત્તા (ના) કુંવારી છોકરી.
અદન (ના) ભક્ષણ, ભોજન. ખોરાક.
અદના (વિ) ગરીબ. નીચ. કંગાળ.
અદપડિયાળી (વિ) અદુધાટી (આંખ)
અદબ (ના) માઝા. અંકોશ.
અદબવાળવી (ક્રિ) બે હાથ કોણીથી વાળી [જોડે રાખવા.
અદબદ (વિ) અદ્ભુત.
અદબસર (અ) માન રાખીને.
અદભવિષ (ના) 'થનાર થશે,' જાણીને ઉપાય [કરવો તે.
અદરસ (ન) આદાનો રસ.
અદરાવું (ક્રિ) સગાઈ થવી. ચાંલ્લા થવા.
અદર્શ (વિ) અદૃશ્ય. ન દેખાય તે.
અદલ (વિ) બરોબર. ન્યાયયુક્ત. સત્ય.
અદલબદલ (અં) એક આપીને બીજું લેવું તે.
અદમુઉ } (વિ) અધમુઉં. મરણતોલ થયલું,
અદસરતું } મરણોન્મુખ.
અ-દળ (વિ) પાતરાં વગરનું.
અદા (ના) કરજ. બજાવણી. કટાક્ષ.
અ-દાતા (વિ) કૃપણ. સૂંસ. બખીલ.
અદાલત (ના) ન્યાયમંદિર. દરબાર. કોર્ટ.
અદાવત (ના) વેર, શત્રુત્વ, અણબનાવ.
અદિયો (ના) ભેટ, ઈનામ, બક્ષિસ.
અદીઠ (વિ) ન દેખાતું)
અદુકડું (વિ) ઉભડું, બે પગપર ભાર દઈ [બેઠેલું.
અદુધાડું (વિ) અરધું ઉઘાડું.
અદૃશ્ય (વિ) ન દેખાતું. જોવાને નાલાયક.
અદૃશ્ય (ના) વિષ્ણુ. ઈશ્વર.
અદૃષ્ટ (ના) દૈવ, નસીબ. (વિ) ન દીઠેલું.
અદૃષ્ટવિદ્યા (ના) મંત્રતંત્ર, જાદુ.
અદેખાઈ (ના) ઈર્ષા, મત્સર.
અદેખું (વિ) ઈર્ષાળું, બળિયેલ.
અદ્ભુત (વિ) અલૌકિક. નવુંજ.
અદ્ભુતરસ (ના) કાવ્યના ૯ રસમાંનો એક.
અદ્ય (અ) આજે, હમણાં.
અદ્યાપિ, અદ્યાપિ (અ) હજીસુધી.
અદ્રક (ના) આદું.
અદ્રિ (ના) પહાડ, પર્વત.
અદ્વાતદ્વા (વિ) ગમેતેમ. અનિયમિત.
અદ્વિતીય (વિ) અનુપમ. એકજ.
અદ્વૈત (ના) એક સિદ્ધાંત. આત્મા પરમાત્માની એકતા માનનાર મત.
અધ (વિ) અરધું. ઓછું.
અધકચરૂં (વિ) થોડું છૂંદેલું, અરધું પરધું.
અધખોખરૂં (વિ) થોડું ઘણું છૂટેલું.
અધખોલું (વિ) અરધું ઉઘડેલું.
અધગારિયું (વિ) નેવાતું ગરમ કરેલું.
અધણિયાતું (વિ) અનાથ. નાદાર.
અધધધ! (અ) આશ્ચર્યસૂચક.
અધન (વિ) નિર્ધન, રંક, ગરીબ.
અધપચું (વિ) પાણી પોચું, અરધું પચેલું.
અધમ (વિ) નીચું, હલકું. કુત્સિત.
અધમા (ના) હરામી નારી. (કાવ્યમાં.)
અધમાંગ (ના) કેડથી નીચેનું અંગ.
અધમાધમ (વિ) મહાપાપી. નીચમાં નીચ.
અધમુઉ (વિ) મરણતોલ.
અધમોદ્ધાર (ના) અધમને ઉદ્ધારનાર. હરિ.
અધર (ના) નીચલો હોઠ.
અધર (વિ) અંતરંગ, નિરાધાર.
અધરકવું (ક્રિ) ધ્રાસ્કવું.
અધરણ (ના) આવરણ. ઉકળતું પાણી.
અધરતું (વિ) અધવચ બંધ પડેલું. રખડતું.
અધરપાન (ના) નીચલા હોઠનું ચુંબન.
અધરામૃત (ના) ચુંબન રસ.
અધવચ (અ) ચચ્ચોવચ. મધ્યે.
અધવચરૂં (વિ) વચમાં લટકતું, બેધડ.
અધવારવું (ક્રિ) અરધું ખાલી કરવું.
અધાધન્ધ (ના) અંધારૂં. અજ્ઞાન. [સં૦ ઈ૦
અધિ (ઉ) ઘણું. હદબાર. ઉપર. -રી રે. પાર-

અધિક (વિ) વધારે. [દ્ર માસ.
અધિક મહિનો (ના) સંક્રાંતિ વગરનો થાં-
અધિકરણ (ના) આધાર. સાતમી વિભક્તિ.
અધિકાંગ (ના) વધારાનું અંગ. છઠ્ઠી આંગળી.
અધિકાર (ના) પદવી. કારભાર. સત્તા. હક.
અધિકારી (વિ) કારભારી. હકદાર. મુખી.
અધિકૃત (વિ) અધિકારવાળું. ધારેલું.
અધિકોત્તર (વિ) ઘણું. વિશેષ. હદ ઉપરાંત
અધિગત (વિ) જાણેલું. પ્રાપ્ત.
અધિદૈવિક (ના) આધિ દૈવી. કુદરતી.
અધિપ (ના) રાજા. મુખી. માલિક. ધણી.
અધિપતિ (ના) મુખી. ઉપરી. મુખ્યલેખક.
અધિભૌતિક (ના) આધિભૌતિક. પંચભૂતજન્ય.
અધિમાંસ (ના) એક રોગ. (આંખ દાઢનો.)
અધિયો (ના) બુદ્ધિહીણ. ઠોઠ. ઢ.
અધિરાજ (ના) ચક્રવર્તી રાજા.
અધિવાસ (ના) પડોસી. ઘર. પ્રથમક્રિયા.
અધિવાસન (ના) દેવપ્રતિષ્ઠા. સુગંધલેપન.
અધિવાસર (ના) ટાણું, ઓછવ. તહેવાર.
અધિષ્ઠાતા (વિ) મુખ્ય. અવલંબન કરનાર.
અધિષ્ઠાન (ના) સ્થાન. સત્તા. રહેઠાણ.
અધિષ્ઠિત (વિ) મુખ્ય સ્થાપેલું. વસેલું.
અધીત (વિ) વાંચેલું. ભણેલું.
અધીર (વિ) આકળું. ઉતાવળું. અવિચારી.
અધીર (ના) અધૈર્ય. અણપતીજ. અકળામણ.
અધીરતા (ના) અધીરાઈ.
અધીરા (ના) એક નાયિકા (કાવ્યમાં.)
અધીરાઈ (ના) અવિશ્વાસ.
અધીરૂં (વિ) અધીર. ઉતાવળિયું.
અધીશ (ના) મુખ્ય. ઉપરી. રાજા.
અધુના (અ) હમણાં. હવે. આજકાલ.
અધુરૂં (વિ) અપૂર્ણ. તૂટક.
અધુરે જવું (ક્રિ) ગર્ભ પડવો. કસુવાવડ થવી.
અધૃત (વિ) નિરાધાર. અદ્ધર
અધેટ (વિ) આધેડ. પુખ્ત. (માણસ.)
અધેલી (ના) અડધો રૂપિયો.
અધેલો (ના) અડધો પૈસો.
અધૈર્ય (ના) ઉતાવળ. ચંચળાઈ.
અધોક્ષજ (ના) વિષ્ણુ.
અધોગતિ (ના) નીચ ગતિ. પડતી. નરકવાસ.
અધોટ } અધોડ } (વિ) આધેડ. પુખ્ત.
અધોબિંદુ (ના) નીચલા ગોળાર્ધનું બિંદુ.
અધોમુખ (વિ) ઉંધું. નીચે જોતું.
અધોવાયા (ના) ભાડુતી ગાડી ફેરવનાર.
અધોવાયુ (ના) અપાન. સરતો વા.
અધોળ (વિ) શેરનો ૧૬મો ભાગ.
અધોળી (ના) અધોળ વજનનું કાટલું.
અદ્ધર (અ) અધર. અતરંગ.
અધ્યક્ષ (ના) ઉપરી. પ્રમુખ. સરનશીન.
અધ્યક્ષર (ના) ઓંકાર. પ્રણવ.
અધ્યયન (ના) ભણવું. ગોખવું. પાઠ.
અધ્યાત્મ (ના) આત્મા સંબંધી જ્ઞાન.
અધ્યાત્મિક (વિ) આત્મા-પરમાત્મા સંબંધી.
અધ્યાપક (ના) વિદ્યાગુરૂ.
અધ્યાપન (ના) શિક્ષણ, પાઠ.
અધ્યાય (ના) ભાગ. પ્રકરણ. સર્ગ. પર્વ. ખાખ.
અધ્યારૂ (ના) મોએદ. મેહેતાજી. ગુરૂ.
અધ્યારોપ (ના) જૂઠું આળ. નિમિત્ત.
અધ્યાસ (ના) આભાસ. ભ્રમ. ધ્યાન.
અધ્યાહાર (ના) મૂકી દીધેલું.
અધ્યો (ના) અધ્યાય.
અધ્રકણ (ના) મેળવણ, આખરણ. મોરવણ.
અધ્રકવું (ક્રિ) આધ્રકવું. આખરવું.
અધ્વર (ના) યજ્ઞ. હોમ.
અધ્વર્યુ (ના) યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ. મુખી.
અન્ (અ) નહિ. વિના. વગર.
અનક્ષર (વિ) અભણ. મૂર્ખ.
અનઘ (વિ) નિષ્પાપ. દોષરહિત. (ના) અર્જુન.
અનઘડ (વિ) અણઘડ.
અનંગ (ના) કામ. મદન. આકાશ. મન.
અનતદોરો (ના) અનંતની રક્ષાનો દોરો.
અનધ્યાય (ના) અણોજો. અધ્યયન રહિત દિન.
અનંત (ના) વિષ્ણુ, રુદ્ર, બ્રહ્મ. શેષ. આકાશ.
અનંત (વિ) અપાર. અખૂટ.
અનંત ચૌદસ (ના) ભાદરવા શુદ ૧૪.
અનંતજિત (ના) વિષ્ણુ. સર્વને જીતનાર.
અનંતતા (ના) નિત્યતા. અખૂટતા.
અનંતર (વિ) પાસેનું. અંતરરહિત.
અનંતર (અ) ત્યારપછી.

અનંતરાશિ (ના) ઘણા પદનું ગણિત.
અનંતશ્રેઢી } (ના) ચઢતી ઉતરતી અનંત
અનંતશ્રેણી } સંખ્યા.
અનન્ય (વિ) એકજ. બીજું નહિ તે.
અનન્વય (ના) એક અર્થાલંકાર (કવિતાનો)
અનપેક્ષ (વિ) ઇચ્છા રહિત. નિરિચ્છ.
અનભ્યસ્ત (વિ) વગર ભણેલો.
અનભ્યાસ (ના) મહાવરો નહિ તે.
અનમનું (વિ) નાપસંદ. દળગીર.
અનમી (વિ) કોઇને નમે નહિ તે.
અનય (ના) અનીતિ. વિઘ્ન.
અનર્ગળ (વિ) અટકે નહિ તે. પુષ્કળ.
અનર્થ (ના) ખોટો અર્થ. આફત. દુઃખ.
અનલ (ના) અગ્નિ. એક પંખી. વિષ્ણુ.
અનવટ (ના) અણવટ (બાળકનું ઘરેણું.)
અનશન (ના) ઉપવાસ. અનાહાર.
અનહદ (વિ) હદવગરનું. શબ્દધ્વનિ.
અનહિત (ના) અકલ્યાણ. માઠું.
અનાગત (વિ) ન આવેલું. ભવિષ્યનું.
અનાચાર (ના) કુચાલ. અનીતિ.
અનાચારી (વિ) દુરાચારી.
અનાજ (ના) અન્ન. ધાન્ય.
અનાડી (વિ) જંગલી. જડમતિ.
અનાથ (વિ) દીન. નિરાધાર. લાચાર.
અનાદર (ના) અપમાન. અભાવ. કંટાળો.
અનાદિ (વિ) મૂળરહિત.
અનાદિનિધન (વિ) આરંભ અંતરહિત.(વિષ્ણુ.)
અનામત (વિ) અમાનત. સલામત.
અનામતી (ના) થાપણ. અનામત આપેલી ચીજ.
અનામિક (વિ) નામ દેવાને નાલાયક. ઢેડ, ભંગી ઈ૦
અનામિકા (ના) ટચલી આંગળી.
અનામિષ (વિ) માંસવગરનું. ઉપભોગ વિનાનું.
અનાયાસ (ના) અશ્રમ. સુલભતા.
અનાયાસે (અ) મહેનત વગર. સહજ.
અનાર (ના) દાડેમ (ફળ): કોઠી (દારૂની.)
અનાર્ય (વિ) અધમ. આર્ય નહિ તે.
અનાવર્ત (વિ) ઉઘાડું, ખુલ્લું.
અનાવૃષ્ટિ (ના) નિર્મેઘ કાળ. દુકાળ.
અનાસર (ના) મૂળતત્ત્વ.
અનાસ્થા (ના) અશ્રદ્ધા. અવિશ્વાસ.

અનાહાર (ના) ઉપવાસ. લાંઘણ.
અનાહૂત (વિ) વગર તેડેલું. અણધાર્યું.
અનિચ્છ (વિ) નિસ્પૃહ. બેપરવા.
અનિત્ય (વિ) ક્ષણિક. મિથ્યા. જૂઠું.
અનિમેષ (ના) ઇંદ્ર. મચ્છ. (વિ) આંખ ન મિચનાર.
અનિયત (વિ) અસ્થિર. અનિયમિત.
અનિર્વચનીય } (વિ) જેનું વર્ણન ન થાય તે.
અનિર્વવાચ્ય }
અનિર્વાહ (ના) નિર્વાહ ન થાય તેવી હાલત.
અનિલ (ના) વાયુ. પવન. વિષ્ણુ.
અનિવાર (વિ) અનિવાર્ય. અટળ. અપાર.
અનિવૃત્ત (વિ) અશાંત. નિવૃત્ત નહિ તે.
અનિશ્ચિત (વિ) નિશ્ચય રહિત. નક્કી નહિ તે.
અનિષ્ટ (વિ) અપ્રિય. માઠું. અલાભ. અપરાધ.
અનીક (ના) સૈન્ય, ફોજ. જથ્થો. અગ્રભાગ.
અનીઠ (વિ) અખૂટ. અપાર.
અનીતિ (ના) દુરાચાર, દુર્ગુણ, અવિવેક.
અનુ (ઉ) પછી, પાછળ, સાથે, સરખું, નીચું, દરેક, નિયમસર વગેરે અર્થમાં ક્રિયાપદના ધાતુને દોરનાર.
અનુકમ્પા (ના) દયા, કૃપા. અનુગ્રહ.
અનુકરણ (ના) નકલ. પડઘો. ધ્વનિસૂચક શબ્દો.
અનુકાંક્ષા (ના) ઇચ્છા. આશા.
અનુકૂળ (વિ) અનુસરતું. ગમતું. કૃપાળુ.
અનુકૂળનાયક (ના) પરિણિત પત્નિનોજ પ્રેમી.
અનુકૂળતા (ના) અનુકૂળપણું. સઘવડ.
અનુક્ત (વિ) અકથિત. અસાધારણ.
અનુક્રમ (ના) એક પછી એક. પદ્ધતિ. એક અલંકાર (કવિતામાં)
અનુક્રમણિકા (ના) સાંકળિયું. સૂચિપત્ર.
અનુક્ષણ (અ) ક્ષણેક્ષણે. વારેવારે.
અનુખું (વિ) નોખું. જુદું. પૃથક્.
અનુગ (ના) અનુચર, દાસ, ચાકર.
અનુગમન (ના) સહગમન. પાછળ જવું.
અનુગામી (વિ) સહગમન કરનાર. પાછળ જનાર. સેવક.
અનુગ્રહ (ના) સ્વીકાર. વરદાન. કૃપા.
અનુગ્રહી (વિ) જેનો અનુગ્રહ થયો હોય તે.
અનુગ્રાહક (વિ) અનુગ્રહ કરનાર.
અનુગ્રાહ્ય (વિ) અનુગ્રહ કરવા યોગ્ય.

અનુચર (ના) સેવક; દાસ; ચાકર.
અનુચિત્ (વિ) અઘટિત. અયોગ્ય.
અનુચિંતન (ના) વારંવાર યાદ કરવું તે.
અનુછ (ના) સીતાફળ.
અનુછડી (ના) સીતાફળી.
અનુજ (ના) નાનો ભાઇ. કનિષ્ટ બંધુ.
અનુજા (ના) નાની બેહેન.
અનુજીવી (વિ) પરાશ્રયી. તાબેદાર.
અનુજ્ઞા (ના) આજ્ઞા. હુકમ. રજા. એક અલંકાર (કવિતામાં)
અનુતાપ (ના) પશ્ચાત્તાપ. પસ્તાવો. ખેદ.
અનુત્તમ (વિ) શ્રેષ્ઠ. સઉથી સરસ. વિષ્ણુ.
અનુત્તર (વિ) જેનો ઉત્તર ન મળે તે. શ્રેષ્ઠ.
અનુત્પત્તિ (ના) ઉત્પત્તિ ન થવી તે.
અનુત્સાહ (ના) ઉત્સાહ રહિત.
અનુદાત્ત (વિ) નીચે સ્વરે ઉચ્ચારેલો.
અનુદિત (વિ) ન ઉગેલું ન ઉદય પામેલું.
અનુદિન (અ) પ્રતિદિન. દરરોજ.
અનુદ્ભુત (વિ) ઉગેલું નહિ તે.
અનુધ્વનિ (ના) પાછલો નાદ-અવાજ.
અનુનાસિક (વિ) મુખ ને નાકથી ઉચ્ચારાતા.
અનુપ (વિ) અનુપમ. અપૂર્વ. ઉત્કૃષ્ટ.
અનુપકારી (વિ) ઉપકાર ન કરનાર.
અનુપમ (વિ) અનુપ. અતુલ્ય. સરસમાં સરસ.
અનુપમેય (વિ) અનુપમ. જેનો જોડો નહિ તે.
અનુપયોગી (વિ) નકામું. નિરર્થક.
અનુપસ્થિત (વિ) વિસ્મરણ થયેલું. ભૂલાયલું.
અનુપળ (ના) પળનો ૬૦મો ભાગ. વિપળ.
અનુપાન (ના) મેળવણી. કરી. પરેજી. પથ્ય.
અનુપ્રવેશ (ના) વારાફરતી પ્રવેશ કરવો તે.
અનુપ્રાસ (ના) એક શબ્દાલંકાર (કવિતામાં)
અનુબંધ (ના) સંબંધ. બંધન. જંજાળ. ધાતુ.
અનુભવ (ના) મહાવરો પ્રયોગ. અભ્યાસ. પરિચય. વિજ્ઞાન. [વાપરવું.
અનુભવવું (ક્રિ) અનુભવ લેવો. કામ પાડવું.
અનુભવી (વિ) અનુભવવાળો. કસાયલો. માહિતગાર. વિજ્ઞાની. [ભાવ (કવિતામાં)
અનુભાવ (ના) મહત્વ. મોટાઈ. રસનો એક
અનુભૂત (વિ) જાણેલું. ભોગવેલું. સિદ્ધ.
અનુમત (ના) સંમતિ. વિચાર. ઠરાવ.
અનુમતિ (ના) અનુમત. ચૌદસપર પુનેમ.
અનુમાન (ના) અટકળ. વાદ. ઠરાવ. એક અલંકાર (કવિતામાં) [ટેકો.
અનુમોદન (ના) પસંદગી. સંતોષ. પ્રસન્નતા.
અનુયાયી (વિ) પાછળ ચાલનાર. શિષ્ય. સેવક.
અનુયોગી (વિ) મુખ્ય. જેને કંઈ જોડાયું હોય તે.
અનુરક્ત (વિ) આસક્ત. લીન.
અનુરાગ (ના) પ્રીતિ. પ્રેમલીનતા. રતિ.
અનુરાગી (વિ) અનુરક્ત. પ્રેમી. શોખી.
અનુરાધા (ના) એક નક્ષત્ર.
અનુરૂપ (વિ) સરખું. પ્રમાણે. તાદૃશ્ય.
અનુલક્ષી (અ) વિચાર-દરીઆફતી-કરીને.
અનુલોમ (વિ) ઊંચ વર્ણ પુરુષથી નીચ વર્ણ સ્ત્રીમાં થએલી પ્રજા.
અનુવર (ના) ચાણવર, અણવરીઉં.
અનુવાદ (ના) ગુણદોષ કથન. સારકથન. લવારી.
અનુવૃત્તિ (ના) વિવેચન. સેવા. આજીવિકા.
અનુશાસન (ના) નિયમ, ધારા. શાસ્ત્ર. [નિકલ.
અનુષ્ટુપ, (ના) એક છંદ (કવિતામાં).
અનુષ્ટુપિયા (વિ) અનુષ્ટુપ જેવડા ૩૨ અક્ષરના.
અનુષ્ઠાન (ના) હોમ. જપ. પૂજન.
અનુસંગી (વિ) સંબંધી, સાથી.
અનુસંધાન (ના) સાંધણ. સંબંધ. લક્ષ.
અનુસરવું (ક્રિ) મળતા થવું. સાથે જવું.
અનુસાર (વિ) પ્રમાણે. સરખું. મુજબ.
અનુસ્વાર (ના) બિંદુ. અનુનાસિકનું ચિહ્ન.
અનુહત (વિ) વચમાં તૂટે નહિ તે. અનહદ.
અનૂઠું (વિ) નવુંજ. અપૂર્વ.
અનૂઢ (વિ) કુંવારૂં, નહિ પરણેલું. વાંઢો.
અનૂઢા (વિ) કુંવારી. અવિવાહિત.
અનૂપ (વિ) અનુપમ. સરસમાં સરસ.
અનૃણ (વિ) બેકરજી. દેવાદાર નહિ તે.
અનૃત (ના) જૂઠું. અસત્ય.
અને (અ) બે વાતને જોડનારો. ને. તથા.
અનેક (વિ) એક કરતાં વધારે. ઘણાં.
અનેકધા (વિ) ઘણી ઘણી રીતે.
અનેકવાર (વિ) ઘણી ઘણીવાર.
અનેકવચન (ના) બહુવચન (વ્યાકરણમાં).
અનેકાર્થ (વિ) ઘણા અર્થવાળું.
અનેનાસ (ના) અનાનાસ (એક ફળ).

અનેરૂં (વિ) બીજું, અન્ય.
અનૈક્ય (ના) જુદાઈ, અણબનાવ. વિરોધ.
અનૈશ્વર્ય (ના) ઐશ્વર્યનો અભાવ.
અનોખું (વિ) અદ્ભુત. અપૂર્વ.
અનોસર (ના) ખસેડ, ઉપાડ.
અનૌરસ (વિ) દત્તક, આંગળિયો.
અંત (ના) છેડો, પાર, સમાપ્તિ. નિશ્ચય. હદ. મોત. કાળ. છેલ્લું પદ. છેવટ. જીવ.
અંત (અ) લગી, સૂધી, પર્યંત.
અંતઃ (અ) માંહે, અંદર, વચ્ચે.
અંતઃકરણ (ના) હૃદય. માંહેની ઇંદ્રિયો. દિલ.
અંતઃપુર (ના) જનાનખાનું. રંગમહેલ.
અંતક (ના) કાળ, યમ: વિષ્ણુ.
અંતકાળ (ના) આખરૂ વખત. છેલ્લી ઘડી:
અંતર્ (અ) અંદર, માંહે, ભિતર.
અંતર (ના) તફાવત. ભેદ. બીજું.
અંતરગળ (ના) એક રોગ. અંડવૃદ્ધિ.
અંતરંગ (વિ) સગું, પોતાનું. અંતરનું.
અંતરછાલ (વિ) અંદરની કુણી છાલ (ઝાડની)
અંતરજામી (વિ) અંતર્યામી. સાક્ષીભૂત આત્મા.
અંતરજ્ઞ (વિ) અંતર્જ્ઞાનવાળું.
અંતરપટ (વિ) વસ્ત્રનો આંતરો. પડદો.
અંતરવેલ (ના) અમરવેલ. આકાશવેલ (છોડ)
અંતરસાક્ષી (વિ) અંતર્યામી. આત્મા.
અંતરસ્થ (વિ) અંદર રહેલું.
અંતરાત્મા (ના) અંતર્યામી.
અંતરાય (ના) હરકત. નડતર. બાધ.
અંતરાળ (ના) અંતર. આકાશ.
અંતરિક્ષ (ના) આકાશ.
અંતરિક્ષ (અ) અદ્ધર. આકાશમાં.
અંતરિયાળ (વિ) અધવચ, એકલું.
અંતર્ગત (વિ) અંદરનું. વચમાંનું.
અંતર્ગોળ (ના) અંદરથી ગોળાકાર.
અંતર્ચક્ષુ (વિ) ભિતરનો ભેદ જોનાર.
અંતર્જ્ઞાન (ના) મનની વાત. સાહજિકજ્ઞાન.
અંતર્દશા (ના) ખરી હાલત. વચલી દશા.
અંતર્દાહ (ના) અંદરની ગરમી.
અંતર્દ્વાર (ના) માંહેલું બારણું.
અંતર્ધાન (ના) અદર્શન. લોપ. ગેબ.
અંતર્બાહ્ય (અ) અંદર તથા બહાર. ચોપાસે.
અંતર્ભાવ (ના) ભિન્નભાવ. જુદાઈ. મનોભાવ.
અંતર્ભૂત (વિ) વચ્ચે રહેલું.
અંતર્ભેદ (ના) માંહેનો ભેદ:
અંતર્યામી (ના) અંતરજામી. અંતરાત્મા.
અંતર્લાપિકા (ના) ચિત્રકાવ્યનો એક ભેદ.
અંતર્વેદી (વિ) મનની વાત જાણનાર.
અંતવેળા (અ) મરણકાળે.
અંતસ્થ (વિ) ગુપ્ત. છાનું. અંદર રહેનાર.
અંતિક (અ) પાસે.
અંતિક (વિ) પાસે રહેનાર. બાળમિત્ર.
અંતે (અ) છેલ્લે. આખરે.
અંત્ય (વિ) એકડાને ૧૫ મીંડાંની સંખ્યા.
અંત્યજ (વિ) નીચ જાતનું. અતિશૂદ્ર. ભંગી ઈ૦
અંત્યાક્ષર (ના) છેલ્લો અક્ષર.
અંત્યેષ્ટિ (ના) છેલ્લો સંસ્કાર. પ્રેતકર્મ.
અંત્ર (ના) આંતરડું.
અંત્રાસ } (ના) પાણી ગળે ન ઉતરતાં નાકથી બહાર નીકળે તે.
અંત્રાસણ }
અંત્રિયાળ (અ) અંતરિયાળ. અધવચ.
અંત્રો (ના) ગાયનના પહેલાં ચરણનો ઉત્તરાર્ધ
અંદર (અ) માંહે. પહેલાં. માં.
અંદાજ (ના) માપ. વજન. હદ.
અંદેશો (ના) વિચાર. ધારણા. ચિંતા. શક.
અંધ (વિ) આંધળું.
અંધક (વિ) ઝાંખું, તેજ વનાનું. એક દૈત્ય.
અંધકાર (ના) પ્રકાશનો અભાવ. તમ.
અંધકૂપ (ના) એક નરક. પૂરાયલો કૂવો.
અંધત્વ (ના) અંધાપો.
અંધપરંપરા (ના) ગાડરિયો પ્રવાહ. આંધળાની હાર.
અંધરાવું (ક્રિ) અંધારૂં થવું.
અંધાધુન્દી (ના) અવ્યવસ્થા. અંધેર. ઉપદ્રવ.
અંધાપો (ના) અંધત્વ. આંધળાપણું.
અંધારપિછોડો (ના) આડું અવળું સમજાવવું. છુરકી.
અંધારાં આવવાં (ક્રિ) આંખે ન દેખાવું.
અંધારિયું (ના) વદ. કૃષ્ણપક્ષ.
અંધારી (વિ) અંધકારવાળી.
અંધારી (ના) અંધારાં. ઝાંખ. બળદ-ઘોડાની આંખે બાંધવાનું ચામડું. (ઘોરણની પાટલી.) ચશ્મો.

ઇવ (અ) પેઠે. જેમ.
ઇશ (અ) ધિક્કાર સૂચક.
ઇશક (ના) ઇસ્ક. રતિસંબંધ. મદન.
ઇશકબાજ (વિ) કામી. રસિક.
ઇશકબાજી (ના) કામરમણ. વ્યભિચાર.
ઇશકી (વિ) શોખી. છેલ. રસિકડો.
ઇશારત / ઇશારો (ના) સંકેત. સાન.
ઇષ્ટ (વિ) વહાલું. અનુકૂળ. ધારેલું.
ઇષ્ટત્વ (ના) મિત્રતા.
ઇષ્ટદેવ (ના) પોતાનો ઉપાસ્ય દેવ, કુળદેવતા.
ઇષ્ટમિત્ર (ના) વહાલો મિત્ર.
ઇષ્ટરાશિ (ના) ગણિતનો એક પ્રકાર.
ઇષ્ટાનિષ્ટ (વિ) પ્રિય અને અપ્રિય.
ઇષ્ટાપત્તિ (ના) ઇચ્છેલું પ્રાપ્ત થવું તે.
ઇષ્ટાપૂર્તિ (ના) યજ્ઞ ક્રિયા. ધર્મ. સખાવતનાં કામો.
ઇષ્ટિ (ના) યજ્ઞક્રિયા.
ઇષ્ટિકા (ના) ઈંટ.
ઇસબગોળ (ના) એક બિયાં.
ઇસમ (ના) નામ.
ઇસવી (વિ) ઇસુ સંબંધી.
ઇસ્કુ (ના) વળ માટે કાપા પાડેલો ખીલો.
ઇસ્ત્રી (ના) લોખંડની હાર ભરવાની સગડી.
ઇસ્પિતાલ (ના) ઔષધાલય. મોટું દવાખાનું.
ઇહ (સ) આ.
ઇહાં (અ) અહીંઆં. આ તરફ.

## ઈ.

ઈ (ના) ચોથો મૂળાક્ષર. "ઇ"નું દીર્ઘરૂપ. બે ઈકારની સંધિ. જેમ પરિ+ઈક્ષા=પરીક્ષા.
ઈ (પ્ર) સંબંધ દર્શક. જેમ માળી, વાળું અર્થે જેમઃ—ઉદ્યોગી, રોગી ઈ૦ (ચીજ).
ઈ (પ્ર) નારી જાતિ દર્શક. જેમઃ-કાળી, ધોળી
ઈ (પ્ર) પણું અર્થે. જેમઃ-ઉમેદવારી, ફોજદારી.
ઈ (અ) મશ્કરી સૂચક.
ઈંટ (ના) ઈટ.
ઈક્ષણ (ના) નજર. આંખ. જોવું તે.
ઈક્ષિત / ઈક્ષિત (વિ) જોયલું, દીઠેલું.
ઈંટ (ના) ઇષ્ટિકા. મકાનનાં ભીંત ચણવા સારૂ બનાવેલાં ચોસલાં.
ઈટકો (ના) રોડું. ઈટનો કટકો.
ઈટડી (ના) ઈટ.
ઈટરડી (ના) ઈટ. એક જીવડું.
ઈટાળો (ના) છારાનું ઢેકું. ઈટનો કટકો.
ઈંડું (ના) દેહેરાનું શિખર.
ઈદ (ના) મુસલમાનનો તહેવાર.
ઈદૃશ (વિ) આવું. જેવું.
ઈનમીન (વિ) આ અને હું.
ઈનમીનસાડેતીન (વિ) ઘણાંજ થોડાં.
ઈપ્સિત (વિ) ઇચ્છેલું.
ઈર્ષા (ના) મત્સર. અદેખાઇ.
ઈર્ષાળુ (વિ) અદેખું.
ઈલા (ના) તોબા.
ઈલાકો (ના) પ્રાંત. રાજકીય વિભાગ.
ઈશ (ના) પ્રભુ, રાજા. અધિકારી.
ઈશાન (ના) ઉત્તર પૂર્વ વચ્ચેનો ખૂણો. વિષ્ણુ.
ઈશિતા (ના) આઠ સિદ્ધમાંની એક.
ઈશ્વર (ના) શિવ. પ્રભુ.
ઈશ્વરી (વિ) ઈશ્વર સંબંધી.
ઈશ્વરી (ના) શક્તિ. માતા. સરસ્વતી.
ઈષણા (ના) ઇચ્છા. અપેક્ષા.
ઈષત્ (વિ) સહજ, થોડું.
ઈસ (ના) ખાટલાની આડીઓ.
ઈસકોતરિયો / ઈસકોતરી (ના) ઘણાં ખાનાંની, નાની પેટી.
ઈસમ (ના) જાત, કોમ.
ઈસેસ (ના) સેરી લોબાન (એક જાતનો ગુંદર).
ઈસ્કામત (ના) માલ મિલ્કત.

## ઉ.

ઉ (ના) ત્રીજો હ્રસ્વ સ્વર. શંકર.
ઉ (પ્ર) પ્રથમ પુરુષ વર્તમાન કાળનો પ્રત્યય. જેમ, કરું, લખું.
ઉઃ (અ) કંટાળો દર્શક.
ઉઆં (અ) તરત જન્મેલા બાળકના રૂદનનું અનુકરણ.
ઉગણુ (ના) ગાડાના પૈડાંનો કીલ.
ઉજણું (ના) ઉજવવાની રીત.
ઉજવું (ક્રિ) ચોપડવું. ઝાપટવું. મંતરવું.
ઉટકટો (ના) એક છોડ.
ઉટડી (ના) સોનીનું એક ઓજાર.
ઉટાટિયું (ના) એક રોગ. ઉપલિયું.
ઉરિયાજીરૂ (ના) એક ઔષધ.

ઉડળ (ના) બાથ.
ઉડળગુંડળ (ના) ગોટા. પિંડાળો.
ઉઢણ (ના) ઉઢણી. ઉઢાણી.
ઉઢણિયાં (ના) શિંગડા ફૂટવાની જગા.
ઉઢણી } (ના) ઉઢણ. લૂગડા કે ઘાસનો ગો-
ઉઢાણી } ળ વીંટળો.
ઉદર (ના) એક પ્રાણી. મૂષક.
ઉદરડી (ના) ઉદરની માદા.
ઉદરવાઈ (ના) ઉદર પકડવાનું પાંજરૂં.
ઉદરી (ના) માથાનો એક રોગ.
ઉધાંધળું (વિ) ઝાંખું.
ઉધિયું (ના) ઉબડિયું.
ઉબર } (ના) બારશાખની વચમાં જમીનપૂર
ઉબરો } બેસાડેલું પાટિયું. ઊમરો.
ઉબરી (ના) ઉબરાની નીચેનું લાકડાનું ટે-
ઉકડો (ના) રાતમ. રોજની ખરીદી. [કણુ.
ઉકરડો (ના) કચરાનો ઢગ. કચરાની જગા.
ઉકરડી (ના) ઉકરડાની જગા.
ઉકલવું (ક્રિ) વંચાવું. છૂટું પાડવું.
ઉકળવું (ક્રિ) કામ થવું. ઘણું ગરમ થવું.
ઉકળાટ (ના) ધામ. ગરમાટો.
ઉકાર (ના) ઉ સ્વર. શિવ. [તૈયાર કરવું.
ઉકાળવું (ક્રિ) ઉકળે તેમ કરવું. લાભ કરવો.
ઉકાળો (ના) બાફ. ઓસડનો કાવો.
ઉકેલ (ના) ઉકેલવાની ટેવ. ફડચો.
ઉકેલવું (ક્રિ) ઓળખવું, વાંચવું. ગુંચ કહાડવી.
ઉક્ત (વિ) કહેલું. બોલેલું. કથિત.
ઉક્તિ (ના) કથન. વચન.
ઉખડી (ના) ઉખળી. ખાંડણી.
ઉખદ (ના) નવાઈ.
ઉખર (ના) માંસ. ખરાબ જમીન.
ઉખળ } (ના) ઉખળું. ખાંડણી.
ઉખળી }
ઉખળું (ના) ઉલૂખલ. ખાંડણી. સાંબેલું. બળદનુ
ઉખળો (ના) ઉખળું. ઉચો બાંધો. [ચોકિયું.
ઉખાણું (ના) ગૂઢાર્થ વાક્ય. સમસ્યા.
ઉખેળવું (ક્રિ) ઉકેલવું.
ઉગણું જીરૂં (ના) એક ઔષધિ.
ઉગરવું (ક્રિ) બચવું.
ઉગામવું (ક્રિ) ઉપાડવું.
ઉગાર (ના) બચાવ. લાભ.
ઉગારો (ના) ઉગાર. નાનાં છોડવાં.
ઉગ્ર (વિ) કરડું. કઠોર. ક્રૂર. ભયંકર.
ઉગ્રતા (ના) ઉગ્ર સ્થિતિ.
ઉગ્રધન્વા (ના) શિવ. ઇંદ્ર.
ઉગ્રસેન (ના) ધર્તરાષ્ટ્ર પુત્ર.
ઉઘડવું (ક્રિ) ખુલ્લું થવું. દેખાવું. ઉદય થવો.
ઉઘડું (વિ) ઉઘાડું. ખુલ્લું.
ઉઘરાણી (ના) તગાદો. લેહેણાની માંગણી.
ઉઘરાણું (ના) ઉઘરાવીને એકઠું કરેલું. ટીપ.
ઉઘરાત (ના) તેહેસીલ. સરકારી વસૂલાત.
ઉઘરાતદાર (ના) પટેલ. તલાટી. તેહેસીલદાર.
ઉઘરાવવું (ક્રિ) જુદે જુદે ઠેકાણેથી માંગી
ઉઘરાળો (ના) ઓઘરાળો [લેવું.
ઉઘાડ (ના) પ્રકાશ.
ઉઘાડબારૂં (ના) ઉઘાડી જગા.
ઉઘાડવું (ક્રિ) ખુલ્લું કરવું, ખોલવું.
ઉઘાડું (વિ) ખુલ્લું. સાફ. નાગું.
ઉઘાડેછોક (અ) ખુલ્લી રીતે. છડે ચોક.
ઉચકો (ના) ઉધડ પહુણ., સાટું.
ઉચક્કો (ના) ઠાંઠ. ઠગ. ચોર.
ઉચરવું (ક્રિ) ઉચ્ચારવું. વદવું.
ઉચાટ (ના) શોક, ફીકર.
ઉચાપત (ના) છાની રીતે ઉપાડેલું.
ઉચાળો (ના) ઘરનો સામાન. રાચરચીલું.
ઉચિત (વિ) યોગ્ય. ઘટિત.
ઉચીજવું (ક્રિ) ઉડી જવું.
ઉચેડવું (ક્રિ) ઉઝેડવું. છાલ ઉતારવી.
ઉચેલવું (ક્રિ) કચરો ઊંચકી નાખવો.
ઉચ્ચ (વિ) ઊંચું.
ઉચ્ચાટ (ના) ઉચ્ચાટન. ચિંતા. શોક.
ઉચ્ચાટન (ના) ઉચ્ચાટ કરવો તે.
ઉચ્ચાર (ના) અવાજ. સ્વર.
ઉચ્ચારણ (ના) કથન, ઉચ્ચાર કરવો.
ઉચ્ચારવું (ક્રિ) બોલવું, વદવું. [ગાજ
ઉચ્ચંડ (વિ) પ્રચંડ. ભયંકર. ચપળ. ક્રોધી
ઉચ્છિન્ન (વિ) ઉખેડેલું નિર્મૂળ કરેલું.
ઉચ્છિષ્ટ (વિ) એઠું. છાંડેલું. પારકું.
ઉચ્છેદ (ના) સમૂળ નાશ.
ઉચ્છેદક (વિ) ઉચ્છેદ કરનાર.

ઉડળ (ના) બાથ.
ઉડળગુંડળ (ના) ગોટા પિંડાળો.
ઉઢણ (ના) ઉઢણી. ઉઢાણી.
ઉઢણિયાં (ના) શિંગડા કૂટવાની જગા.
ઉઢણી } (ના) ઉઢણ. લૂગડા કે ઘાસનો ગોળ વીટળો.
ઉઢાણી }
ઉદર (ના) એક પ્રાણી. મૂષક.
ઉદરડી (ના) ઉદરની માદા.
ઉદરવાઈ (ના) ઉદર પકડવાનું પાંજરૂં.
ઉદરી (ના) માથાનો એક રોગ.
ઉધાંધળું (વિ) ઝાંખું.
ઉધિયું (ના) ઉખડિયું.
ઉબર } (ના) બારશાખની વચમાં જમીનપર બેસાડેલું પાટિયું. ઊમરો.
ઉબરો }
ઉબરી (ના) ઉબરાની નીચેનું લાકડાનું ટેકણ.
ઉકડો (ના) રાતબ. રોજની ખરીદી.
ઉકરડો (ના) કચરાનો ઢગ. કચરાની જગા.
ઉકરડી (ના) ઉકરડાની જગા.
ઉકલવું (ક્રિ) વંચાવું. છૂટું પાડવું.
ઉકળવું (ક્રિ) કામ થવું. ઘણું ગરમ થવું.
ઉકળાટ (ના) ઘામ. ગરમાટો.
ઉકાર (ના) ઉ સ્વર. શિવ.
ઉકાળવું (ક્રિ) ઉકળે તેમ કરવું. લાભ કરવો. તૈયાર કરવું.
ઉકાળો (ના) બાફ. ઓસડનો કાવો.
ઉકેલ (ના) ઉકેલવાની ટેવ. ફડચો.
ઉકેલવું (ક્રિ) ઓળખવું, વાંચવું. ગુંચ કહાડવી.
ઉક્ત (વિ) કહેલું. બોલેલું. કથિત.
ઉક્તિ (ના) કથન. વચન.
ઉખડી (ના) ઉખળી. ખાંડણી.
ઉખદ (ના) નવાઈ.
ઉખર (ના) માંસ. ખરાબ જમીન.
ઉખળ } (ના) ઉખળું. ખાંડણી.
ઉખળી }
ઉખળું (ના) ઉલૂખલ. ખાંડણી. સાંબેલું. ખળદનુ
ઉખળો (ના) ઉખળું. ઉચો બાંધો. ચૌકિયું.
ઉખાણું (ના) ફૂટાર્થ વાકય. સમસ્યા.
ઉખેળવું (ક્રિ) ઉકેળવું.
ઉગલું જીરૂં (ના) એક ઓષધિ.
ઉગરવું (ક્રિ) બચવું.
ઉગામવું (ક્રિ) ઉપાડવું.

ઉગાર (ના) બચાવ. લાભ.
ઉગારો (ના) ઉગાર. નાનાં છોડવાં.
ઉગ્ર (વિ) કરડું. કઠોર. ક્રૂર. ભયંકર.
ઉગ્રતા (ના) ઉગ્ર સ્થિતિ.
ઉગ્રધન્વા (ના) શિવ ઇંદ્ર.
ઉગ્રસેન (ના) ધર્તરાષ્ટ્ર પુત્ર.
ઉઘડવું (ક્રિ) ખુલ્લું થવું. દેખાવું. ઉદય થવો.
ઉઘડું (વિ) ઉઘાડું. ખુલ્લું.
ઉઘરાણી (ના) તગાદો. લેહેણાની માંગણી.
ઉઘરાણું (ના) ઉઘરાવીને એકઠું કરેલું. ટીપ
ઉઘરાત (ના) તેહેસીલ. સરકારી વસૂલાત.
ઉઘરાતદાર (ના) પટેલ. તલાટી. તેહેસીલદાર.
ઉઘરાવવું (ક્રિ) જુદે જુદે ઠેકાણેથી માંગી લેવું.
ઉઘરાળો (ના) ઓઘરાળો
ઉઘાડ (ના) પ્રકાશ.
ઉઘાડબારૂં (ના) ઉઘાડી જગા.
ઉઘાડવું (ક્રિ) ખુલ્લું કરવું, ખોલવું.
ઉઘાડું (વિ) ખુલ્લું. સાફ. નાગું.
ઉઘાડેછોક (અ) ખુલ્લી રીતે. છડે ચોક.
ઉચકો (ના) ઉધડ પહુણ., સાટું.
ઉચક્કો (ના) ઠાંડ. ઠગ. ચોર.
ઉચરવું (ક્રિ) ઉચ્ચારવું. વદવું.
ઉચાટ (ના) શોક, ફીકર.
ઉચાપત (ના) છાની રીતે ઉપાડેલું.
ઉચાળો (ના) ઘરનો સામાન. રાંચરચીલું.
ઉચિત (વિ) યોગ્ય. ઘટિત.
ઉચીજવું (ક્રિ) ઉડી જવું.
ઉચેડવું (ક્રિ) ઉઝેડવું. છાલ ઉતારવી.
ઉચેલવું (ક્રિ) કચરો ઊંચકી નાખવો.
ઉચ્ચ (વિ) ઊંચું.
ઉચ્ચાટ (ના) ઉચ્ચાટન. ચિંતા. શોક.
ઉચ્ચાટન (ના) ઉચ્ચાટ કરવો તે.
ઉચ્ચાર (ના) અવાજ. સ્વર.
ઉચ્ચારણ (ના) કથન, ઉચ્ચાર કરવો.
ઉચ્ચારવું (ક્રિ) બોલવું, વદવું. ગાજવું.
ઉચ્ચંડ (વિ) પ્રચંડ. ભયંકર. ચપળ. ક્રોધી.
ઉચ્છિન્ન (વિ) ઉઝેડેલું નિર્મૂળ કરેલું.
ઉચ્છિષ્ટ (વિ) એઠું. છાંડેલું. પટરકું.
ઉચ્છેદ (ના) સમૂળ નાશ.
ઉચ્છેદક (વિ) ઉચ્છેદ કરનાર.

ઉચ્છ્વાસ (ના) ઊંચો શ્વાસ. આશા. પ્રકરણ.
ઉછંકળ (વિ) ઉછાંછળું. અવિવેકી.
ઉછંગ (ના) ઉત્સંગ. ખોળો. ગોદ.
ઉછરંગ (ના) ઉમંગ.
ઉછરવું (ક્રિ) મોટું થવું. ઉગવું. વધવું.
ઉછળવું (ક્રિ) ઊંચું થવું. કુદવું.
ઉછાંછળું (વિ) સતપતિયું. ગરબડિયું.
ઉછાળણી (ના) લીલામ. ઊછામણી.
ઉછાળવું (ક્રિ) ઊંચું કરવું.
ઉછીતું / ઉછીનું (વિ) વગર બદલે વાપરવા આપેલું તે.
ઉછેરવું (ક્રિ) મોટું કરવું. ઉગે તેમ કરવું.
ઉજડ (વિ) નિર્જન.
ઉજડનોમ (ના) આશાઢ શુદ ૯.
ઉજમ (ના) આનંદ.
ઉજમણી (ના) ઉજાણી. આનંદનું ભોજન.
ઉજમાળું (વિ) ઉદ્યમી. ચપળ.
ઉજરડું (ના) અજવાળું.
ઉજવવું (ક્રિ) ઉઝવવું.
ઉજળાઈ (ના) સ્વચ્છતા. સફેદાઈ.
ઉજળું (વિ) ઉજ્વલ. સફેત. સુઘડ.
ઉજાગરો (ના) જાગરણ. જાગ્રત રહેવું.
ઉજાણી (ના) જ્યાફત. ઉજમણી.
ઉજાસ / ઉજાશ (ના) પ્રકાશ. તેજ. આભાસ.
ઉજેણી (ના) ફજેતણી.
ઉજેસ (ના) ઉજાસ. પ્રકાશ.
ઉજ્વલ (વિ) ઉજળું.
ઉઝરાવું (ક્રિ) છોલાવું. સોહરાવું.
ઉઝરડો (ના) ઉઝેડો.
ઉઝવણું (ના) ઉઝવવું તે.
ઉઝવવું (ક્રિ) ઊજવન. છોડવું. છેલ્લી ક્રિયા કરવી.
ઉઝેડવું (ક્રિ) ખંજવાળવું. છાલ કહાડવી.
ઉઝેડો (ના) નખોરિયું. કાપો.
ઉઝત (ના) તકરાર.
ઉટકવું (ક્રિ) માંજવું. સાજવું.
ઉટણું (ના) ઓટણું. અભ્યંગ.
ઉટાંગ (ના) ગપ્પ. અટકળ.
ઉડકવું (ક્રિ) ઉટકવું. અજવાળવું.
ઉડગણ (ના) ઉડુગણ. તારા. નક્ષત્રગણ.
ઉડણુ (વિ) ઉડે તેવું.
ઉડતાળીસ (વિ) ૪૮. (સંખ્યા).
ઉડતું (વિ) ઉડે તેવું. નિરાધાર.
ઉડખંગ / ઉડઘંગ (વિ) ઢંગધડાવિનાનું. વેવલું.
ઉડવું (ક્રિ) ઊંચે જવું. હવામાં ફરવું. જતા રહેવું.
ઉડાઉ (વિ) અયોગ્ય ખર્ચ કરનાર.
ઉડાઉડ (ના) દોડાદોડ. ત્વરા.
ઉડાડવું (ક્રિ) ઉડાવવું.
ઉડાન (ના) ઉડવું તે.
ઉડાનશેહે (ના) સેંત્રંજનો એક દાવ.
ઉડાવવું (ક્રિ) ઉડે તેમ કરવું.
ઉડુ (ના) તારા. નક્ષત્ર.
ઉંડેલ (વિ) ચંચળવૃત્તિનું. નઠારૂં.
ઉંડાઇ / ઉંડાણ (ના) ઉંડાપણું. ખોલ.
ઉંડું (વિ) ખોલ. અગાધ.
ઉતંગ (વિ) ઊંચું.
ઉતડવું (ક્રિ) ઉતેડવું.
ઉતરચઢડ (ના) ચઢવું ને ઉતરવું તે.
ઉતરડ (ના) ઉપરાચાપરી ગોઠવવું તે.
ઉતરડવું (ક્રિ) સીવણ તોડવી.
ઉતરડી નાંખવું (ક્રિ) છાલ કહાડવી.
ઉતરણ (ના) ઢોલાવ. ઉતરડ.
ઉતરતી (વિ) ઓછી. ઘસાતી.
ઉતરતી ભાંજણી (ના) ઉતરતું રૂપ. (ગણિતમાં).
ઉતરતું (વિ) હલકું. નાનું.
ઉતરવું (ક્રિ) નીચે આવવું. ઓછું થવું. ઓળંગવું. થવું. ફીકું થવું.
ઉતરાણ (ના) ઉત્તરાયણ.
ઉતરાવવું (ક્રિ) લખાવવું. મુંડાવવું.
ઉતરી જવું (ક્રિ) બગડી જવું. ખસી જવું.
ઉતાર (ના) ઘટ., ભાડું. ઉતારેલી ચીજ ચકલે મૂકવી તે.
ઉતારવું (ક્રિ) ઘડવું. નકલ કરવી.
ઉતારી પાડવું (ક્રિ) તોડી પાડવું. માન ભંગ કરવું.
ઉતારુ (ના) મુસાફરી કરનાર.
ઉતારો (ના) નકલ. મુકામ.
ઉતાવળ (ના) ત્વરા. ઝડપ. તાકીદ.
ઉતાવળું (વિ) અધીર. બાવરૂં.
ઉતેડવું (ક્રિ) સીવણ તોડવી તે.

ઉત્કંઠા (ના) આતુરતા. અભિલાષ.
ઉત્કંઠિતા (ના) એક નાયિકા.
ઉત્કર્ષ (ના) ચઢતી. શ્રેષ્ઠતા.
ઉત્કા (ના) ઉત્કંઠિતા નાયિકા.
ઉત્કૃષ્ટ (વિ) સુંદર. ઉત્તમ. શ્રેષ્ઠ.
ઉત્ક્રમ (ના) વ્યતિક્રમ. નિયમભંગ.
ઉત્ક્ષેપણ (ના) ઉરાડવું તે.
ઉત્તમ (વિ) સારૂં. શ્રેષ્ઠ.
ઉત્તમગતિ (ના) સારી ગતિ. સ્વર્ગવાસ.
ઉત્તમ પુરુષ (ના) પ્રથમ પુરુષ સર્વનામ.
ઉત્તમાંગ (ના) માથું.
ઉત્તમોઉત્તમ (વિ) ઘણુંજ સારૂં.
ઉત્તર (ના) પૂર્વાભિમુખ ઊભતાં ડાબી બાજુની દિશા. જવાબ. શબ્દ. બે સંખ્યાનું અંતર (ગણિતમાં).
ઉત્તર (વિ) વધારે. પાછલું. બાહ્ય.
ઉત્તર અક્ષાંસ (ના) વિષુવવૃત્તની ઉપરના અક્ષાંસ.
ઉત્તરકથા (ના) વાતનો છેલ્લો ભાગ.
ઉત્તરકાળ (ના) ભવિષ્ય. ઘડપણ.
ઉત્તરક્રિયા (ના) મરણ પછીની ક્રિયા.
ઉત્તરધ્રુવ (ના) પૃથ્વીની ઉત્તરનો છેડો તથા તારો.
ઉત્તરપૂજા (ના) વિસર્જન વખતની પૂજા.
ઉત્તરરાગણી (ના) પાછલી રાતે ગાવાની રાગણી.
ઉત્તરસાધન (ના) મરણ પછીની ક્રિયા. છેલ્લો ઉપાય.
ઉત્તરાફાલ્ગુની (ના) એક નક્ષત્ર.
ઉત્તરાભાદ્રપદા (ના) એક નક્ષત્ર.
ઉત્તરાયણ (ના) સૂર્ય વગેરેનું ઉત્તર તરફ જવું તે. તા૦ ૨૧ ડીસેંબરથી છ માસ સુધીનો સમય.
ઉત્તરાલંકાર (ના) એક જાતનો અલંકાર.
ઉત્તરાષાઢા (ના) એક નક્ષત્ર.
ઉત્તરોત્તર (અ) વધતાં વધતાં. અનુક્રમે.
ઉત્તાન (વિ) ઊંચું. ચત્તું.
ઉત્તીર્ણ (વિ) પાર કરેલું. ઓળંગેલું.
ઉત્તેજક (વિ) ઉસ્કેરનાર.
ઉત્તેજન (ના) ઉસ્કેરણી. પ્રેરણા. મદદ.
ઉત્તેજિત (વિ) ઉત્તેજન પામેલું.
ઉત્થ (પ્ર) ઉપડેલું, થયેલું. જેમઃ—ફેણોત્થ.
ઉત્થાન (ના) ઊભવું. ઉઠાવ. ઉદ્યોગ.
ઉત્થાપન (ના) ઊભું કરવું, ઊંચકવું.
ઉત્પત્તિ (ના) જન્મ. મૂળ. ઉદ્ભવ.
ઉત્પન્ન (ના) પેદાશ. આવક. નફો.
ઉત્પન્ન (વિ) જન્મેલું. ઊગેલું.
ઉત્પલ (ના) કમળનું ફૂલ.
ઉત્પાત (ના) અસાધારણ કુદરતી હાનિકારક બનાવ.
ઉત્પાતિયું (વિ) તોફાની.
ઉત્પાદક (વિ) પેદા કરનાર.
ઉત્પ્રેક્ષા (ના) એક અલંકાર. અનુમાન.
ઉત્સંગ (ના) ખોળો. ગોદ.
ઉત્સર્ગ (ના) ત્યાગ. મૂકી દેવું.
ઉત્સવ (ના) ઓચ્છવ.
ઉત્સાહ (ના) હોંસ. હર્ષ. સારૂં ટાણું.
ઉત્સુક (વિ) હોંસીલું.
ઉથડવું (ક્રિ) અથડાવું. ઠોકરાવું.
ઉથલપાથલ (ના) ઊંધું ચત્તું. ઉલટપાલટ.
ઉથલાવવું (ક્રિ) ઊંધું કરવું.
ઉથલો (ના) આવૃત્તિ. સામો જવાબ.
ઉથલોખાવો (ક્રિ) ફરી માંદા પડવું.
ઉથાપ (ના) ઉથલો. ઉપાડવું.
ઉથાપન (ના) ઉત્થાપન.
ઉથાપવું (ક્રિ) ઉલટાવવું. નમાનવું.
ઉદક (ના) પાણી. જળ.
ઉદધિ (ના) સમુદ્ર.
ઉદબત્તી (ના) અગરબત્તી. ધૂપસળી.
ઉદય (ના) દેખાવ. પ્રખ્યાતિ.
ઉદયગિરિ / ઉદયાચળ (ના) એ નામનો પૂર્વ દિશાનો પર્વત.
ઉદર (ના) પેટ. ગર્ભસ્થાન.
ઉદરણી (ના) ગર્ભવંતી. બેજીવ સોતી.
ઉદરનિર્વાહ (ના) આજીવિકા. ગુજરાન.
ઉદરાવો (ના) ઉદ્વેગ. ચિંતા. કાળજી.
ઉદનસ્ત (વિ) ઉજડ.
ઉદાત્ત (વિ) પોહોળું. ખુલ્લું. ઊંચો (સ્વર).
ઉદાન (ના) શરીર માંહેલો એક જાતનો વાયુ.
ઉદાર (વિ) મોકળા મનનું. સખી. મોટું.
ઉદારતા (ના) સખાવત.
ઉદાલ્ય (ના) નિસ્સાર વેષ.
ઉદાસ (વિ) ગમગીન. દલગીર. વિરાગી.
ઉદાસી (ના) શોક. નાઉમેદી. નાનકપંથી.
ઉદાસીન (વિ) ઉદાસ. વિરાગી. તટસ્થ.

ઉદાહરણ (ના) દાખલો. પ્રમાણ.
ઉદિત (વિ) ઊગેલું. જાગેલું.
ઉદીચી (ના) ઉત્તર દિશા.
ઉદે (ના) ઉદય.
ઉદેતી (વિ) સૂર્યોદય સમયની તિથિ.
ઉદો (ના) ઉદય. જય.
ઉદ્‌ગત (વિ) ઊગેલું ઊંચું.
ઉદ્‌ગમ (ના) ઉદય. મૂળ. ઉત્પત્તિ.
ઉદ્‌ગાર (ના) મનના વિચાર સૂચક અવાજ.
ઉદ્‌ગીત (વિ) ઊંચે સ્વરે ગાયલું.
ઉદ્‌ઘાટન (ના) સ્પષ્ટ કરવું.
ઉદ્દિષ્ટ (વિ) ધારેલું. કહેલું.
ઉદ્દીપન (ના) સળગાવવું. ઉત્તેજના.
ઉદ્દેસ (ના) મુખ્ય ધારણા. હેતુ.
ઉદ્દંડ (વિ) સપ્ત. નિયામક.
ઉદ્ધત (વિ) ઉન્મત્ત. અસભ્ય. જંગલી.
ઉદ્ધતાઈ (ના) ઉદ્ધત વર્તણુંક.
ઉદ્ધરવું (ક્રિ) ઉદ્ધાર (મોક્ષ) પામવો. પાર [પડવું
ઉદ્ધાર (ના) મુક્તિ, મોક્ષ, ત્રાણ, છુટકારો.
ઉદ્ધારવું (ક્રિ) તારવું, ઉદ્ધાર કરવો.
ઉદ્‌ભટ (ના) શૂર, યોદ્ધો.
ઉદ્‌ભવ (ના) જન્મ. ઉત્પત્તિ. પ્રકટ થવું.
ઉદ્‌ભિજ (ના) ઝાડ, ઊગતો પદાર્થ. એક ખાણ
ઉદ્યમ (ના) યત્ન. મેહેનત. રોજી.
ઉદ્યમી (વિ) મેહેનતુ. ઉદ્યોગી.
ઉદ્યાન (ના) વાડી, ઉપવન, બાગ. હેતુ.
ઉદ્યાપન (ના) વ્રતસમાપ્તિ.
ઉદ્યુક્ત (વિ) ઉદ્યોગમાં લાગેલું.
ઉદ્યોગ (ના) શ્રમ, મેહેનત. ધંધો. કામ.
ઉદ્યોગી (વિ) ઉદ્યમી. વ્યવસાયી.
ઉદ્યોત (ના) પ્રકાશ, તેજ, અજવાળું.
ઉદ્વેગ (ના) ભય, શોક. ચિન્તા. એક ચોઘ- [ડિયું.
ઉધયા (ના) ધૂસરી. નીક.
ઉધડ લેવું. (ક્રિ) ઉચક લેવું. ધમકાવવું.
ઉધડું (વિ) ઉચક આપેલું. લીધેલું. એકદમ.
ઉધડો (ના) ઉચકો.
ઉધરવું (ક્રિ) ઉછરવું. ખાતે લખાવું.
ઉધમાત (ના) તોફાન. ધિંગાણું.
ઉધરસ (ના) ઠાંસો, ખોખલો.
ઉધરેલું (વિ) નામે લખાયેલું. ઉછરેલું.

ઉધાઈ (ના) કાગળમાં પાકેછે તે. એક જંતુ.
ઉધાન (ના) મોટી ભરતી.
ઉધાન (વિ) ત્રણ (૩). (વેપારીનો સંકેત).
ઉધાનપડી (વિ) તેર (૧૩) ,,
ઉધાનપાયા (વિ) સાડા ત્રણ પાયા. અ-
દક પાંસળી. ત્રિપાદ.
ઉધાર (વિ) ઉછીનું. વાયદે આપેલું લીધેલું.
ઉધારપાસું (ના) ઉધાર અપાયલી રકમો લ-
ખવાની બાજુ.
ઉધારવું (ક્રિ) નામે-ખાતે-લખવું.
ઉધારિયો (ના) ઉધાર લેનાર.
ઉધારો (ના) વાયદો. વાર, વિલંબ. પાડ.
ઉધેડવું (ક્રિ) ખાલ-છાલ-ચામડી કાઢવી તે.
ઉદ્ધડ (વિ) ધડવગરનું.
ઉનવા (ના) એક મુત્ર રોગ.
ઉનાબદાણા (ના) એક ઔષધિ.
ઉનામણો (ના) ઊના પાણીનો દેગડો-ચરુ.
ઉન્નત (વિ) ઊંચું.
ઉન્મત્ત (વિ) તાતા મિજાજનું. છકી. મગરૂબ.
ઉન્મત્તાઈ (ના) મદ. છાક. મગરૂબી.
ઉન્માદ (ના) તોર. અભિમાન. રસનો એક
જોરસો. સનેપાત.
ઉન્મીલન (ના) ફૂલવું, ખીલવું, ખૂલવું. છુટવું.
ઉન્મુખ (વિ) ઊર્ધ્વમુખ. ઊંચું જોતું. સન્મુખ.
પકડનાર. જેમ: યશોન્મુખ. ઈ૦
ઉન્મૂલન (ના) ઊછેદ. જડ ઉખેડવી.
ઉન્મેષ (ના) આંખ ઉઘાડવી. જ્ઞાન.
ઉપ (ઉ) ધાતુની પૂર્વે લગાડયાથી પાસે, સ-
મીપ, ઓછું, ઉતરતું, અતિશય, નાનું મો-
ટું વગેરે અર્થમા તે ધાતુ વપરાયછે.
ઉપકાર (ના) પાડ, આભાર. કૃપા. કલ્યાણ.
ઉપકારી (વિ) ઉપકાર કરનાર-જાણનાર.
ઉપક્રમ (ના) આરંભ. ઉદ્યોગ.
ઉપગુરુ (ના) ઉપશિક્ષક. વડો નિશાળિયો.
ઉપગ્રહ (ના) નાનો ગ્રહ.
ઉપંગ (ના) એક વાદ્ય.
ઉપચાર (ના) સેવા. ઉપાય. ચોપડ. માન [અકરામ
ઉપટામણી (ના) વંશાવળી.
ઉપદિષ્ટ (વિ) ઉપદેશ પામેલું.
ઉપદેશ (ના) બોધ, શિક્ષા, શીખામણ.

ઉપદેશક (વિ) ઉપદેશ કરનાર.
ઉપદ્રવ (ના) ઈજા, દુઃખ.
ઉપદ્વીપ (ના) નાનો બેટ. દ્વીપનો એક ભાગ.
ઉપધાતુ (ના) હલકી–મિશ્ર–ધાતુ.
ઉપધાન્ય (ના) હલકું અનાજ.
ઉપનયન (ના) જનોઈ. યજ્ઞોપવીત.
ઉપનામ (ના) અટક, ઓખર. અવટંક.
ઉપનિષદ્ (ના) વેદનો એક શિરો ભાગ.
ઉપનેત્ર (ના) ચશ્મા. આઈગ્લાસ.
ઉપન્યુ (ક્રિ) ઉપજ્યું (કવિતામાં).
ઉપપતિ (ના) યાર. પરપુરુષ.
ઉપપત્તિ (ના) દાખલા દઇ પુરવાર કરવું તે.
ઉપપન્ન (વિ) સિદ્ધ–નક્કી–થએલું.
ઉપપાતક (ના) હલકું પાપ.
ઉપપાદન (ના) સંપાદન, સંગ્રહ. સાબીતી. [ખાત્રી.
ઉપપુરાણ (ના) નાનું પુરાણ.
ઉપભોગ (ના) ઉપયોગ. વાપર. અનુભવ. ભોગ.
ઉપમા (ના) એક અલંકાર (કવિતામાં).
ઉપમાતા (ના) ધાવ. દાઈ. ધાત્રી.
ઉપમાન (ના) જેની ઉપમા અપાય છે તે.
ઉપમેય (ના) જેને ઉપમા અપાય તે.
ઉપયુક્ત (વિ) ઉપયોગી. યોગ્ય. ઉચિત.
ઉપયોગ (ના) કામ. લાભ, ફાયદો.
ઉપયોગી (વિ) કામનું. લાભકારી.
ઉપર (અ) ઊંચે. પેલીપાસ. વધારે. ઉત્તર તરફ.
ઉપરઉપરથી (અ) ઉપલકના અર્થે.
ઉપરચોટિયું / ઉપરછલું } (વિ) ઉપરનું. ઝાંખું. થોડું. સહેજસાજ.
ઉપરટપકે (અ) ઉપર ઉપરથી.
ઉપરણું / ઉપરણો } (ના) એસ, પ્રસાદી વસ્ત્ર. નાનો દુપટ્ટો.
ઉપરતિ (ના) શાંતિ, વૈરાગ્ય. વિરતિ.
ઉપરવાડી (ના) વચમાં વાડ, વંડી, ભીતવાળી [જગા.
ઉપરવાસ (ના) માળપર રહેવું તે.
ઉપરાઉપરી / ઉપરાચાપરી } (અ) એક પછી એક, લાગલાગટ.
ઉપરાણું (ના) કુમક. પક્ષ.
ઉપરાજવું (ક્રિ) પેદા કરવું.
ઉપરાંત (અ) વળી. બીજું. વધારે. પછી.
ઉપરી (વિ) ઉપરથી જોનાર. મુખી. મુકાદમ.

ઉપલક (વિ) વગર નોંધેલું. બાકી.
ઉપલક્રિયો (ના) ઉપર ઉપરથી ઉડાવનાર.
ઉપલક્ષણ (ના) ટૂંકું લક્ષણ. એક અલંકાર.
ઉપલક્ષ્ય (વિ) થોડાથી ઘણું સમજાય તેવું.
ઉપલગ (વિ) ઉપલક. વગર નોંધેલું.
ઉપલાણુ (ના) ઉપરનો ભાગ.
ઉપલિયું (ના) ઉંટાટિયું. એક રોગ.
ઉપલી (ના) દાટેલી ખાણણી.
ઉપલું (વિ) ઉપરનું.
ઉપલેટ (ના) એક ઔષધિ.
ઉપવન (ના) ઉદ્યાન. બાગ. આરામ.
ઉપવસ્ત્ર (ના) અંગવસ્ત્ર. પીછોડી.
ઉપવાસ (ના) અપ્પાસ. વ્રત. ભૂખ્યા રહેવું.
ઉપવાસી (વિ) ઉપવાસ કરનાર.
ઉપવિદ્યા (ના) ચૌદ વિદ્યા શિવાયની વિદ્યા.
ઉપવીત (ના) જનોઈ.
ઉપવેદ (ના) નાના વેદ. એ ૪ છે.
ઉપશમ (ના) શાંતિ. સમતા.
ઉપશાસ્ત્ર (ના) નાનું શાસ્ત્ર.
ઉપશિક્ષક (ના) વડો નિશાળિયો. મદદનીસ [ગુરુ.
ઉપસંહાર (ના) સમાપ્તિ.
ઉપસર્ગ (ના) ધાતુની પૂર્વે જોડાતા અમુક અ[વ્યયો.
ઉપસવું (ક્રિ) ઉલવું. ઊંચું આવવું.
ઉપસાગર (ના) પહોળું અખાત.
ઉપસ્કર (ના) સાહિત્ય, સામગ્રી.
ઉપસ્થ (ના) ગુહ્યેન્દ્રિય. પીસાબની ઇંદ્રી.
ઉપસ્થાન (ના) ઊભા રહી દેવસ્તુતિ કરવી તે.
ઉપસ્થિત (વિ) પાઠે–મોઢે–હોય તેવું.
ઉપહાસ (ના) મશ્કરી. મજાક.
ઉપળાં (ના) ખાટલાની આડી. [શ્રાવણી.
ઉપાકર્મ (ના) જનોઇ બદલવાનો સંસ્કાર.
ઉપાખ્યાન (ના) કહાણી. કલ્પિત વાત.
ઉપાગ્રસર (વિ) પાછલું. અગ્રસર પાસેનું. છે-
ઉપાંગ (ના) ઉતરતું અંગ. ગૌણ અંગ. [દરૂપ.
ઉપાડવું (ક્રિ) ઊંચકવું.
ઉપાડો (ના) ખપ, ઊઠાવ.
ઉપાદાન (ના) સમવાયી કારણ. કબૂલાત.
ઉપાધિ (ના) ઉપદ્રવ. અણધાર્યું સંકટ. ઉદ્વે
ઉપાધ્યાય (ના) ગોર, ગુરુ. (કુળનો કે ગામનો)
ઉપાન (ના) ખાસડાં, પગરખાં. જોડા.

ઉપાન્ત (ના) કોર, હાંસીઓ, માર્જીન.
ઉપાન્ત (અ) પાસે, સમીપ, નિકટ.
ઉપાન્ત્ય (વિ) અંત્ય-છેલ્લાની પૂર્વેનું.
ઉપાય (ના) યુક્તિ, સાધન. પુરુષાર્થ. ઓસડ.
ઉપાયન (ના) સમીપ જવું તે. દીક્ષા. ભેટ.
ઉપાર્જન (ના) સંગ્રહ; કમાઈ, પ્રાપ્તિ.
ઉપાર્જના (ના) કાલાવાલા, ખુશામત, ચાકરી.
ઉપાર્જિત (વિ) મેળવેલું, કમાયલું.
ઉપાર્થ (વિ) થોડી કીમતનું. હલકું.
ઉપાલંભ (ના) નિંદા. ઠપકો. વિલંબ.
ઉપાવર્તન (ના) બદલો. પ્રત્યુપકાર.
ઉપાશ્રય (ના) અપાસરૂં. ધર્મશાળા.
ઉપાસક (વિ) ઉપાસના-ભક્તિ-કરનાર.,
ઉપાસના (ના) પૂજા.ધ્યાન. વેદનું એક અંગ.
ઉપાસરૂં (ના) અપાસરું. (શ્રાવક મંદિર).
ઉપાસવું (ક્રિ) સેવવું, ભજવું.
ઉપાસા (ના) ઉપાસના. ભક્તિ.
ઉપાસિત (વિ) જેની ઉપાસના કરી હોય તે.
ઉપાસ્ય (વિ) આરાધ્ય. પૂજ્ય.
ઉપાહાર (ના) ફરાળ. કાચું કોરૂં ખાવું તે.
ઉપેક્ષા (ના) બે તમા. નિષ્કાળજી.
ઉપેન્દ્ર (ના) વિષ્ણુ.
ઉપેન્દ્રવજ્રા (ના) એક વૃત્ત (કવિતામાં).
ઉપેર (અ) ઉપર.
ઉપોદ્ઘાત (ના) ગ્રંથ વિષયના રૂપ-ઉપયોગ-નું વિવેચન. પૂર્વરંગ, પૂર્વપક્ષ. દૃષ્ટાંત.
ઉપોષણ (ના) ઉપવાસ.
ઉફણ્ડાઈ (ના) મોટાઈ, બડાઈ. હલકાઈ.
ઉફરાટું (વિ) પાસું ફેરવેલું.
ઉફરો (વિ) ઉલટો.
ઉફાન (ના) ઉભરો.
ઉબક (ના) ઉછાળો, ઉલાળો, ઉભરો.
ઉબડું (વિ) ઊંધાયલું.
ઉબાડિયું (ના) ઊંધિયું.
ઉબાડિયું (ના) શળગતું સરોડું, સળી.
ઉબાળો (ના) છાણાં સરોડાંનો ભડકો.
ઉભય (પ્ર) બંને, બેઉ, બે.
ઉભયતઃ (સ) બેઉ બાજુપર.
ઉભયવિધ (વિ) બે રીતનું. બે મોંઢાનું.
ઉભયાન્વયી (વિ) બેને જોડનાર. એક અવ્યય.
ઉભયાન્વિત (વિ) બે તરફ વળગેલું.
ઉભરાવું (ક્રિ) વધી જવાથી ઊંચું આવવું.
ઉભળવું (ક્રિ) ફરી થવું. નીકળવું. ઉકેળવું.
ઉભેતાં (સ) ઉભય, બંને, બેઉ.
ઉભેળપડવું (ક્રિ) અનાજને ફરી ઓરવું પડે તે.
ઉભેળવું (ક્રિ) છાલાં કહાડવાં. ઉકેળવું.
ઉભેળો (ના) અડધું ખંડાયલું ભાત.
ઉમંગ (ના) આનંદ, હર્ષ. કોડ, ઉલટ.
ઉમંગી (વિ) ઉમંગવાળું.
ઉમટવું (ક્રિ) ફળવું, પેદા થવું.
ઉમડિયું (ના) ઉબડિયું, ઉધિયું.
ઉમડ્ડાં (ના) ઉમડૂડાનાં ફળ.
ઉમડ્ડો (ના) એક ઝાડ. ઉદુમ્બર.
ઉમદા (વિ) ઉત્તમ, શ્રેષ્ઠ, સરસ.
ઉમરાવ (ના) અમીર. બડેલોક.
ઉમરાવજાદો (ના) અમીર પુત્ર.
ઉમળકો (ના) પ્રેમનો ઉભરો.
ઉમા (ના) પાર્વતી. જગદંબા.
ઉમાડિયું (ના) ઉબાડિયું, ઊંધિયું. સળગતી સળી.
ઉમામાહેશ્વર (ના) મૂઆ પાછળ સ્ત્રી પુરુષને વસ્ત્રાભૂષણનું અપાતું દાન.
ઉમેદ (ના) આશા. હોંસ.
ઉમેદવાર (ના) ઉમેદ રાખનાર. આશાએ કામ કરનાર.
ઉમેરણ, ઉમેરણી (ના) ઉમેરો. વધારો.
ઉમેરવું (ક્રિ) વધારવું, મેળવવું.
ઉમ્મર (ના) વય. આયુષ્ય.
ઉર (ના) છાતી, હૃદય. લક્ષ.
ઉરગ (ના) સાપ. કીડો.
ઉરઝવું (ક્રિ) ટંગાવું, લટકવું.
ઉરસ (ના) ઓરસ, જાતરા, મેળો.
ઉરાટવું (ક્રિ) ફેંકવું, ઉપાડીને દૂર કરવું. ચગાવવું.
ઉરોજ (ના) સ્તન, થાન, ધાઈ.
ઉર્વી (ના) પૃથ્વી, ધરતી.
ઉલ (ના) ઓલ. ઉલ્બ.
ઉલકું (ના) ઉલ્કા. અગ્નિનો વર્ષાદ.
ઉલકો (ના) નાળિએરનો ડોયો. ચડવો.
ઉલંઘવું (ક્રિ) ઓળંગવું, ટપવું.
ઉલટ (ના) હોંસ, આતુરતા.
ઉલ્ટર (વિ) ઉલટું. વિરુદ્ધ.

ઉલટપાલટ } (ના) ઉથલપાથલ. ઊંધુચત્તું. અ-
ઉલટપુલટ } વળું સવળું. ઉલટ સુલટ.
ઉલટભેર (અ) ઘણી હોંસથી. ઉમંગે.
ઉલટવું (ક્રિ) અવળું થવું. મંડી પડવું.
ઉલટસુલટ (ના) અવળ સવળ.
ઉલટાવવું (ક્રિ) ફેરવવું. બદલવું.
ઉલટી (ના) ઓક. વાંતિ. વૉમિટ.
ઉલટું (વિ) અવળું, ઊંધું, વિપરીત. સામું. વિ-
ઉલફત (ના) દોસ્તી. પ્યાર. એખલાસ. [રુદ્ધ.
ઉલવું (ક્રિ) ઉલ્લાવું, ઊંધુ વળવું.
ઉલસવું (ક્રિ) ઉભરાવું.
ઉલાંચો (ના) આચકો. ખેંચાણ.
ઉલાંટ (ના) ગોથીમડું. ગુલાંટ. છલંગ.
ઉલાંટ ખાવી (ક્રિ) ઊંધા વળી ઉછળવું.
ઉલાયો (ના) મલ્લાયો. આવી [ ) ] નિશાની.
ઉલાલો (ના) કુદવાનું વલણ.
ઉલાળવું (ક્રિ) ઊભું કરવું. ઉછાળવું.
ઉલ્લાળો (ના) આગળો. ઓકારી.
ઉલૂક (ના) ઘુવડ. રાતે દેખતું પંખી.
ઉલેચવું (ક્રિ) ઉલેચવું, ઉસેડવું, ઉપાડવું.
ઉલ્કાપાત (ના) અગ્નિનો વર્ષાદ.
ઉલ્લંઘન (ના) ફૂદકો. અમાન્ય. નાકબૂલ.
ઉલ્લાણ (ના) ભારથી પાછલા ભાગનું દબાવું તે.
ઉલ્લાવું (ક્રિ) ભારથી પાછલો ભાગ નીચો પ-
ઉલ્લાસ (ના) હર્ષ. પ્રસન્નતા. કોડ. [ડવો.
ઉલ્લાફ (ના) ઉલ્લાણ.
ઉલ્લીજવું (ક્રિ) ભારથી ઊભું થવું.
ઉલ્લૂ (વિ) મૂર્ખ. ગવાર. અડબંગ.
ઉલ્લેખ (ના) કથન. વર્ણન. પ્રસંગ. એક
ઉલ્હાવવું (ક્રિ) લાડ લડાવવું. [અલંકાર.
ઉલ્હાસ (ના) ઉલ્લાસ, હર્ષ, કોડ.
ઉવેખવું (ક્રિ) ઉખેડવું. ખંજવાળવું. ઉપાડવું.
ઉશ્વાસ (ના) ઉંડો શ્વાસ. નિશ્વાસ.
ઉષઃકાળ (ના) પરોઢ પૂર્વની બે ઘડીનો વખત.
ઉષ્ણ (વિ) ઊનું. ગરમ.
ઉષ્ણકટિબંધ (ના) વિષુવ વૃત્તથી ૨૩ા અંશ
ઉપર અને ૨૩ા અંશ નીચેનો પ્રદેશ.
ઉષ્ણતા (ના) ગરમી. બળતરા. તાપ. [મિટર.
ઉષ્ણમાન યંત્ર (ના) ગરમી માપક યંત્ર, થર્મા-
ઉસકેરણી (ના) ઉત્તેજન. મદદ. સરાણી.
ઉસકેરવું (ક્રિ) પ્રેરવું, જગાડવું.
ઉસટવું } (ક્રિ) ઉસેડવું, ઉપાડી નાખવું.
ઉસડવું }
ઉસરવું (ક્રિ) ઓસરવું. ઘટવું.
ઉસેટવું (ક્રિ) ફેંકવું, ઉરાડવું.
ઉસેડવું (ક્રિ) ભેગું કરવું. ખાઇ જવું.
ઉસ્તવાર (વિ) જોરાવર. દૃઢ. અચળ.
ઉસ્તવારી (ના) મજબૂતી.
ઉસ્તાદ (ના) ગુરુ. શિક્ષક. મેહેતાજી.
ઉસ્તાદ (વિ) કાબેલ, નિપુણ. પક્કો.
ઉસ્તાદી (ના) કાબેલિયત. પક્કાઈ.
ઉળખાવું (ક્રિ) ઓળખાવું. જાણીતા થવું.
ઉળખળો (ના) ખાંડણિયો.

## ઊ.

ઊ (ના) ત્રીજો દીર્ઘસ્વર. બ્રહ્મ. લક્ષણ. રક્ષણ.
ઊંઘ (ના) નિદ્રા. ગુડાકા. અજ્ઞાન.
ઊંઘણસી (વિ) સુસ્ત. ઘણું ઊંઘનાર.
ઊંઘવું (ક્રિ) નિદ્રા કરવી. સૂવું.
ઊંઘાખળું (વિ) ઊંઘણસી. એદી.
ઊંચ (વિ) ઊંચું, ઉપલા વર્ગનું.
ઊંચકવું (ક્રિ) ઉપાડવું, લેવું.
ઊંચનીચ (વિ) ઊંચી ને નીચી ન્યાતનું.
ઊંચલવું (ક્રિ) ઉપાડવું, લેવું.
ઊંચવરણ (વિ) ઊંચી જાતિનું.
ઊંચાઇ (ના) ઊંચાપણું.
ઊંચાણ (ના) ઊંચાઇ. ટેકડી.
ઊંચી (ના) ઊંચાઈ. આમળો.
ઊંચું (વિ) ઉચ્ચ. લાંબું. ચઢિયાતું. શ્રેષ્ઠ.
ઊંચુંનીચું કરવું (ક્રિ) ઠેકાણાસર રાખવું.
ઊંચું બેસવું (ક્રિ) દૂર, રહેવું.
ઊંચું મૂકવું } (ક્રિ) ઠેકાણે મૂકવું. સંતાડવું.
ઊંચું મેલવું } ઊંચે રાખવું.
ઊંટ (ના) ઉષ્ટ્ર. ઊંચી ડોકનું એક પ્રાણી.
ઊંટડી (ના) ઊંટની માદા.
ઊંટવૈદું (ના) વગર આવડતનું વૈદું.
ઊંઠ (વિ) સાડાત્રણ ૩ા (સંખ્યા).
ઊંઠા (ના) ૩ા ના આંકના પાડા.
ઊંધીપૂતળી (વિ) ઊંધી કીકીનું.
ઊંધું (વિ) અવળું, ઉલટું, અધોમુખ.
ઊંધું વાળવું (ક્રિ) ઉલટું કરવું. બગાડવું.

ઊષ્મ (ના) ઓછી ગરમી. સહાયતા. કુમક. ઓથ.
ઊષ્માયણુ } (વિ) થોડું ગરમ. સહજ ઊનું.
ઊષ્ણાળુ }
ઊંબી (ના) ધાન્યની ચમરી. કંટી.
ઊંહું (અ) ના, નહિ, અર્થે.
ઊખડવું (ક્રિ) છૂટવું. ખોદાવું. ઉત્ખનન.
ઊખૂડી જવું (ક્રિ) પાયેમાલ થવું.
ઊખેડવું (ક્રિ) ઊખડે તેમ કરવું.
ઊગમ (ના) ઉદ્ગમ. મૂળ., ઊગમણુ.
ઊગમણુ (ના) પૂર્વદિશા. સૂર્ય ઊગવાની બાજુ.
ઊગમણું (વિ) પૂર્વ તરફનું.
ઊઠતાં બેસતાં (અ) વારે ઘડિયે.
ઊઠબેઠ } (ના) ઊઠવું ને બેસવું. એક, કસરત.
ઊઠબેસ }
ઊઠમણું (ના) મૂઆના શોકમાંથી ઊઠવું તે.
ઊઠવું (ક્રિ) ઉત્થાન. ઊભા થવું. જાગવું. પેદા થવું. બંધ થવું. ખસવું.
ઊઠવેઠ (ના) ઊઠવા બેસવાની મેહેનત.
ઊઠાડવું (ક્રિ) ઊઠે તેમ કરવું.
ઊઠાંતરી } (ના) ઊઠાડવું તે., ઊચાળા ભરવા.
ઊઠાંત્રી }
ઊઠામણું (ના) ઊઠમણું.
ઊઠાવ (ના) ઉપાડ. ખપ. ચઢાવ.
ઊઠાવણી (ના) ચઢાઈ. ઉપાડ.
ઊઠાવવું (ક્રિ) ઊંચકવું ઊઠાવી લેવું.
ઊઢા (વિ) પરણેલી.
ઊણું } (વિ) ઓછું, ન્યૂન. કમી. અધુરૂં, બાકી.
ઊન }
ઊન (ના) ઊર્ણા. ઘેટાના વાળ.
ઊનું (વિ) ઉષ્ણ. ગરમ. તાતું.
ઊભરાવું (ક્રિ) ઊંચે આવવું, બહાર પડવું.
ઊભરો (ના) જોસ્સો. ઊંચું થવું. [ખળજું.
ઊભળવું (ક્રિ) ફરી થવું. બહાર આવવું. ઉ-
ઊભાં ઊભાં (અ) જલદીથી, દોડતાં દોડતાં.
ઊભા (ના) રાંધેલા ચોખામાં રહેલા કાચા દાણા.
ઊભાણી } (ના) ઊંચાઈ, ઊભેણી.
ઊભારણી }
ઊભાર (ના) પથારો. અટિંબર. ઢગ.
ઊભારિયો (ના) લાખ ભર્યાવગરની ચુડી.
ઊભું (વિ) સીધું. ટટાર. તૈયાર. નવું.
ઊભું કરવું (ક્રિ) સીધું રાખવું. અટકાવવું.
ઊરૂ (ના) ઓલાણ. કોશનો ઢળતો ખારો.
ઊર્ણ (ના) તંતુ. જાળ. ઊન.
ઊર્ણનાભ (ના) કરોળિયો.
ઊર્ધ્વ } (અ) ઉપર. ઊંચે.
ઊર્ધ્વ }
ઊર્ધ્વપુંડ્ર (ના) ઊભું ટીલું. ||.
ઊર્ધ્વબાહુ (ના) ઊંચા હાથ રાખનાર તપસ્વી.
ઊર્ધ્વરેતા (ના) જિતેંદ્રિય, બ્રહ્મચર્ય.
ઊર્મિ (ના) લેહેર. મોજો. તરંગ. ભેખડ.
ઊસ (ના) સેરડી. મીઠો સાંઠો.

## ઋ.

ઋ (ના) ચોથો હ્રસ્વ સ્વર. ગાયત્રી.
ઋક્ (ના) ઋગ્વેદ.
ઋક્ષ (ના) રીંછ. તારો. નક્ષત્ર. રાશિ.
ઋગ્વેદ (ના) ચાર વેદમાંનો એક.
ઋગ્વેદી (ના) ઋગ્વેદ ભણનારો.
ઋચા (ના) વેદમંત્ર.
ઋણ (ના) કરજ, દેવું. બંધન. બાદચિહ્ન.—
ઋણાનુબંધ (ના) લેહેણાદેણી. કરજસંબંધ.
ઋણી (વિ) કરજદાર. દેણદાર.
ઋતુ (ના) બે માસ. વિષ્ણુ. રજોદર્શન. અટકાવ.
ઋતુમતી (ના) અટકાવવાળી સ્ત્રી. [સમય.
ઋતુરાજ (ના) વસંતઋતુ. કુસુમાકર.
ઋત્વિક્ } (ના) હોમના કામમાટે ઠરાવી રાખેલો બ્રાહ્મણ.
ઋત્વિજ }
ઋદ્ધ (ના) વિષ્ણુ. સૃષ્ટિપાળક.
ઋદ્ધિ (ના) વધારો. ઉત્કર્ષ. ધન. આબાદી.
ઋષભ (ના) ગોધો. બેલ. બીજો સૂર. બીજી
ઋષિ (ના) મુનિ. તપસ્વી. [રાશિ.
ઋષિપંચમી (ના) ભાદરવા શુદ (સામાં) ૫.

## એ.

એ, (ના) પહેલો સંધિસ્વર. અ ને ઇ અથવા ઈ મળીને થએલો. જેમ:—ગજ+ઇંદ્ર=ગજેંદ્ર પરમ+ઈશ્વર=પરમેશ્વર. વિષ્ણુ.
એ (અ) અરે! ઓ! ઈ૦ દુઃખ સૂચક.
એ (સ) આ. તે. આગળનો પદાર્થ દર્શક.
એં (અ) ધમકી, અશ્રવણ, સૂચક.
એંચમએંચા (ના) ખેંચાખેંચી. તાણાતાણ.

એંચવું (ક્રિ) ખેંચવું. તાણવું.
એંચાતાણો (વિ) ટુંકી નજરનો (માણસ).
એંટ (ના) ટેક, વટ, આંટ. ધીર. મમત.
એંટાળ / એંટી } (વિ) હઠીલું. જીદ્દી. અડિયલ. એંટવાળું.
એંસી (વિ) ૮૦ (સંખ્યા).
એઉ / એઓ } (સ) "એ"નું અનેક વચન.
એક (વિ) ૧ (સંખ્યા). એકાદો પદાર્થ સ- [માન. આસરે.
એકએક (વિ) દરેક. પ્રત્યેક
એકકે એક (ના) આંકનો એક પાડો.
એકકાલિક / એકકાલી } (વિ) સમકાલીન. એક સમયનું.
એકકું (વિ) એક એક હોય તેવું.
એકકોરે (અ) એક તરફ. એક બાજુએ.
એકગાર (વિ) અતિશય (વર્ષાદ).
એક ચકવે / એક ચક્રે } (અ) એક છત્રે. એકલાનીજ સત્તા ચલાવવી તે.
એકચિત્ત (વિ) એક ધ્યાની. પરવારેલું.
એકછત્રે (અ) એક ચકવે. એક ચક્રે.
એકજ (વિ) એક નક્કી. બીજું નહિ તે.
એકઠું (વિ) એકત્ર. ભેગું.
એકડે એક (ના) વીસ આંકમાંનો એક.
એકડો (વિ) એક ૧.
એકડો (ના) સહી. સંમતિ. નિશાની.
એકઢાળિયું (વિ) એકજ ઢાળનું (છાપરૂં).
એકતંત્ર (અ) એકે જથ્થે. સમગ્ર. અટૂટ.
એકતરફ (અ) એક બાજુ.
એકતરફી (વિ) એક પક્ષી. (ઇનસાફ-પ્રીત).
એકતાર / એકતારી / એકતારૂં / એકતારો } (વિ) પહેલેથી છેલ્લે સૂધી સરખું. તલ્લીન. એકજ છંદમાં ગુલતાન. એકતારવાળું વાજું.
એકતાલ (ના) ગાયનમાં એક જાતનો તાલ.
એકતાળીસ (વિ) ૪૧ (સંખ્યા).
એકતીસ (વિ) એકત્રીસ ૩૧ (સંખ્યા).
એકત્ર (વિ) એકઠું, ભેગું. સરખું. ભાગમાં.
એકત્રીસ (વિ) એકતીસ ૩૧ (સંખ્યા).
એકત્વ (ના) એકતા. એકપણું.
એકદંડો (ના) અંતકાળનો શ્વાસ-દમ.
એકદંડો (વિ) એક થાંભલાનો (મેહેલ).

એકદંત (વિ) એક દાંતવાળો. ગણપતિ. હાથી.
એકદમ (અ) એકેશ્વાસે. એકીવારે. તરતજ.
એકદળ (વિ) એક પાંખડીનું (ફૂલ).
એકદા (અ) કોઇવાર. કદાપિ. એકસમે.
એકદાણી (વિ) એકસરખા દાણાવાળું.
એકદિલ (ના) એકમત, એકમન.
એકદિલી (ના) સંપ. એકતા. ઐક્ય.
એકદેશી (વિ) એક ભાગને લાગુ પડતું.
એકનુંએક (વિ) તેનુંતેજ. એકજ.
એકંદર (વિ) એકત્ર, એકઠું. કુલ.
એકપત્ની (વિ) એકજ સ્ત્રી સાથે પરણનારો.
એકબારગી (અ) એક રીતે. એક લેખે.
એકબાલ (ના) ઇકબાલ, નસીબ, ભાગ્ય.
એકમ (ના) પડવો. પહેલી તિથિ. સંખ્યાનો છે- [લ્લો અંક.
એકમત (વિ) એકવિચાર. એકદિલ.
એકમાર્ગી (વિ) એક રીતે ચાલનાર. સૂધું.
એકમેક (અ) એકબીજાને. પરસ્પર. અરસપરસ.
એકમેર (અ) એક બાજુ-તરફ-કોરે.
એકર (ના) જમીનનું એક ચોરસ માપ.
એક-રકમ (અ) એકી વખતે.
એકરસ (વિ) એક સરખી.
એકરાર (ના) ઇકરાર. કબૂલાત. પ્રતિજ્ઞા.
એકરાસ (વિ) રૂપગુણે સમાન, એકઠું. મળતી [રાશિનું
એકરૂપ (વિ) રૂપમાં સરખું. તદ્રૂપ.
એકલ (વિ) એકલું. સોબતવિનાનું.
એકલક્ષી (વિ) એક ઠેકાણેજ ચિત્ત રાખનાર. [એકધ્યાની.
એકલડું (વિ) એકલું. (કવિતામાં).
એકલદોકલ (વિ) એકજ અથવા વૃદ્ધ.
એકલપેટું (વિ) આપમતલબી. પોતીકુંજ પેટ [ભરનારૂં.
એકલમલ (વિ) વિરલ, શૂર. એકકો.
એકલવાઈ / એકલવાયું } (ના) સોનીનું એક ઓજાર.
એકલવાયું (વિ) એકલું. નિસંતાન.
એકલું (વિ) સાથી રહિત. છડું, જાતે, એકજ. અલગ. એકાંતિક.
એકવગતું (વિ) એક વારિયું (જમવાનું).
એકવગું (વિ) એકદમ, સામટું.
એકવચની (વિ) બોલ પાળનાર. ટેકી. પ્રમાણિક.
એકવડ (વિ) સલંગ પડ ઊખેડેલું.
એકવડિયું (વિ) પાતળું. નબળા બાંધાનું.

એકવડું (વિ) પાતળું. એકપડવાળું.
એકવર્ણ (વિ) એકજ જાતિ.
એકવર્ણ સમીકરણ (ના) સમીકરણનું એકજ [અવ્યક્ત પદ.
એકવાર (અ) એક વખત.
એકવારિયું (વિ) એક વખતનું.
એકવિચાર (ના) નિશ્ચય,
એકવી (વિ) ૨૧ (સંખ્યા).
એકવીતી (વિ) એકવારિયું. એક ટંકનું.
એકવીસ (વિ) ૨૧ (સંખ્યા).
એકવીસા (ના) વડા એકામાંનો એક આંક.
એકસઠ,ઠ (વિ) એકસેઠ ૬૧ (સંખ્યા).
એકસંપ (ના) એકમત. એકવિચાર.
એકસર (અ) એકદમ. સામટું. સરખું.
એકસરખું (વિ) રૂપગુણમાં સમાન. અટૂટ.
એકસાન (વિ) એકરૂપ. તદ્રૂપ. [અવિચ્છિન્ન.
એકસેટ,ઠ (વિ) એકસટ ૬૧ (સંખ્યા).
એકસો (વિ) સો. ૧૦૦ (સંખ્યા) પ્રથમ શતક.
એકહથું (વિ) એકલે હાથે થએલું (કામ).
એકહાથે (અ) એક માણસનાજ હાથમાં.
એકાંતરે (અ) વચમાં એક છૂટતું. ત્રીજું.
એકાએક (અ) ઓચિંતું. અકસ્માત્.
એકાકાર (ના) મિશ્રણ. સંકરત્વ. એકરૂપ.
એકાકી (વિ) એકલું. એકલવાયું.
એકાક્ષરી (વિ) એક અક્ષરવાળો (મંત્ર ઈ૦)
એકાગ્ર (વિ) એકપર ચોંટેલું (ચિત્ત ઈ૦).
એકાચાર (ના) એક આચાર. એકાકાર.
એકાણું (વિ) ૯૧ (સંખ્યા).
એકાદ (વિ) એકાદું. કોઇ એક. એક.
એકાદશ (વિ) અગિયાર ૧૧ (સંખ્યા).
એકાદશી (ના) અગિયારસ. ૧૧મી તિથિ.
એકાદુક, એકાદું } (વિ) કોઇએક. એકાદ.
એકાંત (ના) નિર્જનસ્થાન. ખાનગી મસલહત.
એકાંત (અ) છુપી રીતે. અજાણે ઠેકાણે.
એકાંતરા (ના) એક દહાડાને આંતરે ખાવું તે.
એકાંતરિયો, એકાંતરો } (ના) એક દિવસને આંતરે ભરતો તાવ.
એકાન્તવાસ (ના) એકાંતમાં વસવું તે.
એકાવન (વિ) ૫૧ (સંખ્યા). [કંઠો.
એકાવળીહાર (ના) એક સેરનો પાણ કીમતી

એકી (ના) બે બે ભાગતાં એક વધે તેવી સંખ્યા. એક આંગળીની નિશાની,
એકીજવું (ક્રિ) પિશાબ કરવા જવું.
એકીન (ના) આકીન. શ્રદ્ધા. ભરોસો.
એકીબેકી (ના) સંખ્યા પારખવાની એક રમત.
એકુ (વિ) કોઇએક. એકાદું.
એકેક (અ) એકપછી એક.
એકેકું (વિ) પ્રત્યેક, દરેક. એકપછી,એક.
એકેચક્રે (અ) એક ચક્રે. એક છત્રે.
એકો (ના) આંકનો એક પાડો.
એકોતેર (વિ) ૭૧ (સંખ્યા).
એકોદ્દિષ્ટ (વિ) એકના ઉદ્દેશનું એક ચટ ને એક પિંડનું (શ્રાદ્ધ).
એકોન (વિ) એક+ઉન. એક ઓછો. ઓગણ.
એકોનવિંશતિ (વિ) ઓગણીસ ૧૯ (સંખ્યા).
એક્કો (વિ) શ્રેષ્ઠ, પ્રવીણ. ઉત્તમ.
એક્કો (ના) એક નિશાનીનું પાનું. પો. એક બેલની ગાડી.
એક્કો બાંધવો (ક્રિ) સંપ કરવો. [લની ગાડી.
એક્યાસી (વિ) ૮૧ (સંખ્યા).
એખર (ના) કચરો, પૂંજો.
એખરો (ના) એક ઓસડિયું. હલકો માલ.
એખલાસ (ના) ઈખલાસ. પરમસ્નેહ.
એજ (અ) નક્કી એ. એવ.
એજન (અ) ઉપર પ્રમાણે. એજ.
એજ્યુકેશન (ના) કેળવણી. (અંગ્રેજી).
એટલામાં (અ) એ અરસામાં. આ થોડામાં.
એટલા માટે, એટલા સારૂ } (અ) ઉપર કહ્યા પ્રમાણે હકીકત છે વાસ્તે. સબબ.
એટલું (વિ) આટલું. આ પ્રમાણે.
એટલે (અ) અર્થ. બીજી,રીતે. એથી એ માટે. પછી. ત્યારે. ઈ૦ અર્થ દર્શક.
એટલેલગી, એટલેસૂધી } (અ) અમુક હદ બતાવનાર. અવધિતક.
એઠ, એઠવાડ, એઠવાડો } (ના), ઉચ્છિષ્ટ વાસણો.
એઠું, એઠુંજૂઠું } (વિ) અજીઠું. ઉચ્છિષ્ટ.
એડ (ના) એડી. નાળમાંનો કાંટો.
એડક (ના) મેંઢો, ઘેટો.
એડવવું (ક્રિ) જોડવું. ગોઠવવું.

એડિટર (ના) અધિપતિ. મુખ્ય લેખક. સંશો-
એડિયું (ના) એરંડિયું, દીવેલ. [ન કર્તા.
એડી (ના) પગની પાટલીનો પાછલો ભાગ.
સોની લૂહારનું એક ઓજાર.
એડો (ના) ધાડ સંબંધ. અતિસ્નેહ.
એણી (અ) એ. આ.
એણે (સ) "એ" ત્રીજી વિભક્તિમાં.
એતદ્દેશી (વિ) આ દેશ સંબંધી.
એદી (વિ) સુસ્ત, આળસુ, વ્યસની.
એદીખાનું (ના) એદીનું પાથરણું—રહેઠાણ.
એધાણ / એધાણી (ના) નિશાની. ઓળખ, ચિહ્ન. દાખલો, દૃષ્ટાન્ત. [ટાણું. વટ.
એન (ના) એક જાતનું ઝાડ. બારીક વખત,
એન (વિ) સફાઇ, સરસ. અસલ. નક્કી. જ-
મીનનું મુદ્દલ. [નની ઉપજ.
એનઉપજ (ના) સાએર સિવાયની જમી-
એનખરચ (ના) મોટો ખરચ. જમીનનો ખરચ.
એનઘેન (ના) એક રમત.
એનચોમાસું (ના) ભર વર્ષાદનો વખત.
એનજમીન (ના) સાએર સિવાયની જમીન.
એનજમે (ના) ખાસ—નક્કી જમે.
એનજુવાની (ના) ભર જુવાની.
એનવાવેતર (ના) ખજુરા સિવાયનું વાવેતર.
એનવેલપ (ના) પરબીડિયું. કવર (અંગ્રેજી).
એ પ્રમાણે (અ) આ પ્રમાણે, આ મુજબ.
એપ્રિલ (ના) અંગ્રેજી ચોથો મહિનો.
એબ (ના) ખોડ, ખામી. છાની ઇંદ્રિય.
એબદાર / એબિયલ (વિ) વ્યંગ. ખોડખાપણવાળું.
એભક (ના) ધાસ્કો. ચિત્તવૃત્તિનો સંકોચ.
એમ (અ) એ રીતે, એ પ્રમાણે.
એમ કરતાં (અ) એમ બનશે તો.
એમનુંએમ (અ) જેમ હોય તેમ.
એરગેરિયા જમીન (ના) માફી જમીન.
એરણ (ના) સોની લૂહારનું ઓજાર.
એરંડ (ના) એરંડી—દીવેલીનું વૃક્ષ.
એરંડિયું (ના) દીવેલ.
એરંડી / એરંડો (ના) દીવેલીનું ઝાડ.
એરવાઇસ (ના) એક ઓસડિયું.
એરા (ના) કબજો. હદ. પહોંચ. પકડ. ભીત,
એરાફેરા (ના) આંટા. આવ જા. [જમીન.
એરુ (ના) સાપ. સર્પ. ભુજંગ.
એરું (અ) આ તરફ. આણીમેર. અહીં.
એરો (ના) આવ જા. પગરવ.
એલચી (ના) રાજવકીલ. દૂત. હલકારો.
એલતેમાસ (ના) અરજ, વિનંતિ. ફરમાસ.
એલફેલ (વિ) વગર વિચારનું. અસભ્ય.
એલમ (ના) ઇલ્મ, હુન્નર, કળા.
એલાયચી (ના) એલચી. એક તેજાનો, એલા.
એલાયદું (ના) અલાહિદું. જુદું. અલગ.
એવડું (વિ) આવડું, આટલું.
એવં (અ) આ રીતે. એ પ્રકારે.
એવાતણ / એવાતન (ના) સૌભાગ્ય. જીવતા ધણીની ધણીઆણી.
એવાન (ના) દિવાનખાનું. આગલો ઓરડો.
એવામાં (અ) એટલામાં, તરતજ, પછી.
એવું (વિ) એ રીતનું. આના જેવું.
એશ / એશઆરામ (ના) મોજમઝા. રંગબાજી. સુખચેન.
એશક (ના) ઇશક. રતિસંબંધ.
એશિયા (ના) પૃથ્વીનો એક મોટો ખંડ.
એસણું (ના) સોનીની નાની સગડી.
એસતેકબાલ (ના) સામા જઈ માન આપવું
એસારો (ના) ઈશારો, નિશાની. પળકારો.
એસ્ટિમેટ (ના) અડસટ્ટો, આસરો. (અંગ્રેજી)
એહ (સ) એ. (કવિતામાં).
એહમક (વિ) બેવકૂફ. મૂર્ખ. ડોઠ.
એહવાલ (ના) વૃત્તાંત. અવસ્થા, હાલત.
એહસાન (ના) ઉપકાર, કૃપા.
એહસાનમંદ (ના) આભારી. ઓસીંગણ.
એળ (ના) ઇયળ.
એળચી (ના) એલા. ઈલાયચી. એક તેજાનો.
એળિયો (ના) એક ઓસડિયું.
એળે (અ) ફોગટ, વ્યર્થ. સહજ. મફતમાં.

## ઐ.

ઐ (ના) એક સ્વર.
ઐઆગ (ના) વખત, ટાકણું, સંધિ.
ઐક્ય / ઐક્યતા (ના) સંપ. એકતા.

ઐચ્છિક (વિ) ઇચ્છિત, યથારૂચિ.
ઐન્દ્ર (ના) ૨૬મો યોગ (પંચાંગમાં).
ઐન્દ્ર (વિ) ઇંદ્રનું.
ઐમ્ (ના) સરસ્વતીનો બીજમંત્ર.
ઐરાવત (ના) ઇંદ્રનો હાથી.
ઐશ્વર્ય (ના) ઈશ્વરતા, શ્રીમાનપણું. વૈભવ.
ઐષ્ટિક (વિ) ઇષ્ટિ સંબંધી.
ઐહલૌકિક (વિ) આ લોક સંબંધી.
ઐહિક (વિ) આ લોકનું.

## ઓ.

ઓ (ના) ત્રીજો સંધિસ્વર. અ ને ઉ મળીને થાય છે. જેમઃ-નર+ઉત્તમ=નરોત્તમ.
ઓ (અ) અરે! પણ.
ઓઃહો (અ) આશ્ચર્ય સૂચક. [ચુંનો અવાજ.
ઓઇયાં (અ) પેટ તર થતાં, મુખથી નીકળતો વા-
ઓઇયાં કરવું (ક્રિ) ખાઈ જવું, પચાવી પડવું.
ઓક (ના) ઓકારી. ઓકતાં નીકળતા કફ્જળ.
ઓકવું (ક્રિ) ઉલટી કરવી, પાછું નાખવું.
ઓકળી (ના) લીંપણમાં અંગૂઠેથી પડાતી નકશી.
ઓકરી (ના) ઉલટી, ઉબાલો. વૉમિટ [અંગ્રેજી].
ઓકાવવું (ક્રિ) ઓકે તેમ કરવું. કહડાવવું.
ઓખડ (વા) ઓષધ. દવા. [કરવું.
ઓખણવું (ના) ખાંડવું. છડવું. અધકચરૂં
ઓખણવું (ક્રિ) શોક મૂકાવવા પાઘડી બંધા-
ઓખદિયાં (ના) ઓસડિયાં. વસાણાં. [વવી.
ઓખર (ના) ઉપનામ. અટક. કચરો.
ઓખરવું (ક્રિ) પશુનું ઉકરડે ચરવું તે.
ઓખરાયલું (વિ) નરક ખાધેલું (પશુ). ઊખેડેલું.
ઓખવવું (ક્રિ) છોલવું, ઊખેડવું.
ઓખાણું (ના) ઉખાણું. સમસ્યા.
ઓગઠ (ના) ઓઘાસ. ઢોરને ખાતાં વધેલું
ઓગણ (વિ) એક ઓછી (સંખ્યા). [ઘાસ.
ઓગણચાળીસ (વિ) ૩૯ (સંખ્યા).
ઓગણતીસ (વિ) ૨૯ (સંખ્યા).
ઓગણપચાસ (વિ) ૪૯ (સંખ્યા).
ઓગણપડાગો (ના) ઓમ્. પ્રણવ.
ઓગણસાઠ (વિ) ૫૯ (સંખ્યા).
ઓગણાં (ના) ડોળવા. વગર ફૂટેલી ધાણી.
ઓગણીસ (વિ) ૧૯ (સંખ્યા).

ઓગણ્યાએંસી (વિ) ૭૯ (સંખ્યા).
ઓગનિયાં (ના) કાનનું એક ઘરેણું.
ઓગળવું (ક્રિ) ઉદ્ગલન થવું, ઓસરવું, ગળવું.
ઓગળ (ના) ઓઘાસ. થૂંક સાથે નાખેલો કુચો.
ઓઘ (ના) પાણીનો વેગ. રેલો. જથ્થો.
ઓઘરાળો (ના) નાના હાથાનો ડોયો. એઠનો
ઓઘલો (ના) કાચો પાકો ભાત. [ડાઘ.
ઓઘવું (ક્રિ) કસણવાળા પૂળાનો ઢગ સીં-
ઓઘાસ (ના) ઓગઠ. [ચવો.
ઓઘો (ના) છોડવાનો ઢગ. ધરખારી. પીંછી.
ઓઘો ખાળવો (ક્રિ) છાની વાત ખુલ્લી કરવી.
ઓઘોડોયો (ના) અડઘોદડઘો. ઢપકો.
ઓચર (ના) કાગળપત્ર. દસ્તાવેજ.
ઓચરવું (ક્રિ) ઉચ્ચાર કરવો.
ઓચરિયાં (ના) દસ્તાવેજ, લેખ.
ઓચિંતું, ઓચીતું (અ) અચાનક, એકાએક.
ઓચ્છવ (ના) ઉત્સવ, મોટો હર્ષ. ટાણું.
ઓછ (ના) ખાડી, કમીના, કસર. ઉણું.
ઓછંગ (ના) ઉત્સંગ, ખોળો, ગોદ.
ઓછપ (ના) ઓછાપણું. કસર.
ઓછાડ (ના) ચાદર. ઓળો.
ઓછાડવું (ક્રિ) બીછાનાપર ચાદર પાથરવી.
ઓછિતું, ઓછિનું (વિ) વગર વ્યાજે ઉધાર આપવું લેવું તે.
ઓછું (વિ) થોડું, નાનું, હલકું, ખાડી.
ઓછું આણવું (ક્રિ) દલગીર થવું. શરમાવું.
ઓછું પાત્ર (વિ) બડાઇખોર. બટકબોલું.
ઓછેપાટલે બેસવું (ક્રિ) રીસાવું. હલકા શબ્દ
ઓજ (ના) ચૈતન્ય. તેજ. પરાક્રમ. [બોલવા.
ઓજાર (ના) હથિયાર.
ઓઝ (ના) નિદ્રામાં ગળતી લાળ, હોજ.
ઓઝટ (ના) લપડાક. ઝપટ. પડછાયો.
ઓઝપવું (ક્રિ) શરમાવું.
ઓઝમ (ના) નાના ઝાડ. છાંયા. ઓઝાડ.
ઓઝરી (ના) પશુની હોજરી-પેટ.
ઓઝરૂં (ના) પેટ. ડોઝરૂં. (તીરસ્કારમાં).
ઓઝલ (ના) પડદો, ઢાંકણ. જનાનું.
ઓઝા (વિ) એ અટકના બ્રાહ્મણો.
ઓઝાડ (ના) ઓઝમ, નાના વૃક્ષ.

ઓઝો (ના) માથે ઊંચકવાનો ભાર, બોજો.
ઓટ (ના) પાણી ઉતરી જવું. ઓછું થવું.
ઓટકાર (ના) ઓડકાર.
ઓટલી (ના) નાનો ઓટલો.
ઓટલે બેસવું (ક્રિ) ભીખારી થવું. [ચોરો.
ઓટલો (ના) આસ્થલ. ઘરને લગતો ચોતરો.
ઓટવું (ક્રિ) ઝીણું સીવવું. બખિયા દેવા.
ઓટી (ના) કેડ, કમ્મર.
ઓઠ (ના) ઓષ્ઠ. મોં બીડવાના બે પડ.
ઓઠવવું (ક્રિ) અડાવવું. ઘાલમેલ કરવી.
ઓઠીંગણ (ના) અઠીંગણ.
ઓઠું (ના) બહાનું. નમૂનો. નામનું,
ઓઠું (વિ) ભોઠું. [જતો વાયુ.
ઓડકાર (ના) ધરાયલે પેટે મુખમાંથી નીક-
ઓડવું (ક્રિ) ધરવું. રાખવું. લંબાવવું.
ઓડાવું (ક્રિ) ઇચ્છવું. જવું.
ઓઢણી / ઓઢણું (ના) છોકરીને પહેરવાનું લૂગડું. ઓઢવાનું વસ્ત્ર.
ઓઢવું (ના) અથાણામાં નાખવાનું ફળ.
ઓઢવું (ક્રિ) અવઢેકન કરવું, શરીર ઢાંકવું.
ઓઢો (ના) ઢાંકણ. પશુને ઓરાઢવાનું સી-
વેલું વસ્ત્ર. [ખત (ગ્રામ્ય).
ઓણણી (ના) ઓઢણી. ચાહું. ઓરવાનો વ-
ઓતણી (ના) ઓતવું તે. ઓતવાની રીત.
ઓતપ્રોત (ના) વાણો તાણો.
ઓતમ (વિ) ઉત્તમ. સરસ.
ઓતલવું (ક્રિ) વિસરવું, ભૂલવું.
ઓતવું (ક્રિ) ઓઠામાં રસ રેડવો.
ઓત્તર (ના) ઉત્તર દિશા.
ઓથ (ના) મદદ, ટેકો. ઓથો. છાયા.
ઓથાર (ના) નિદ્રામાં છાતીપર હાથનો દાબ.
ઓથું / ઓથો (ના) આડ. પડદો. છાયો. સહાય, મદદ, ટેકો.
ઓદન (ના) રાંધેલા ચોખા, ભાત.
ઓદર (ના) ઉદર, પેટ.
ઓદારવું (ક્રિ) નાગરવું.
ઓદીચ (વિ) ઔદીચ બ્રાહ્મણ. ઉત્તરનું.
ઓધરવું (ક્રિ) ઉદ્ધાર થવો. ઉછરવું,
ઓધવું (ક્રિ) ગમવું. ગમ પડવી.
ઓધાન (ના) આધાન, ગર્ભ, દહાડા.
ઓધાર (ના) ઉદ્ધાર.
ઓધારવું (ક્રિ) ઉદ્ધાર કરવો.
ઓધેઉતરવું (ક્રિ) વંશ પરંપરાથી આવવું.
ઓધેલવું (ક્રિ) ખાંધ દેવી.
ઓધ્ધાદાર / ઓધ્ધેદાર (વિ) કામદાર. પદવી, દરજ્જા-વાળો માણસ.
ઓધ્ધો (ના) અખત્યાર. પદવી. બેઠક.
ઓપ (ના) ચળકાટ, તેજ.
ઓપણી (ના) ઝળકાટ. ઓપવાનું ઓજાર.
ઓપતું (વિ) ચળકતું. તેજદાર.
ઓપવું (ક્રિ) ઘસીને સાફ ચળકતું કરવું.
ઓમ્ (ના) પ્રણવ. બ્રહ્મ. અ+ઉ+મ.
ઓય ! (અ) અરે ! હાય ! આશ્ચર્ય-શોકસૂચક.
ઓર (વિ) બીજું, અન્ય. ઉલટું.
ઓર (ના) ઉલ્બ. ઓળ. ઊંફ. બાજુ.
ઓરકાડ (ના) ઓડકાર.
ઓરંગો (ના) કુસ્તીનો એક દાવ.
ઓરડી (ના) નાનો ઓરડો. [જગા.
ઓરડો (ના) ઘરમાંની ચોમેરથી બંધીઆર
ઓરણી (ના) ઓરવાનું લાકડાનું ચાહું.
ઓરત (ના) સ્ત્રી, બૈરી. વહુ, ધણીઆણી.
ઓરતો (ના) ઓરિયો. લહાવો.
ઓરમાઇ / ઓરમાન (વિ) અપરમાતૃક. સાવકું.
ઓરસું (ના) ત્રણ ધારી લાપસી. કંસાર.
ઓરવણી (ના) લૂગડાં સૂકવવાની વળગણી.
ઓરવું (ક્રિ) નાખવું. (ઘંટી, અંધરણ કે ખેત-
ઓરવો (ના) લંગર કરવાની જગો. [રમાં).
ઓરસ (ના) જાત્રા, મેળો. (મુસલમાનનો).
ઓરસડી (ના) નાનો ઓરસિયો.
ઓરસિયો (ના) ઘસવાનો ગોળ પથ્થર.
ઓરાડવું (ક્રિ) ઓરાઢવું, ઢાંકવું. ઉપર નાંખવું.
ઓરાઢવું (ક્રિ) કોઇને પેરાવવું. ઢાંકવું.
ઓરિયો (ના) ઓરતો. લહાવો. નદી કાંઠાનો
ઓરી (ના) નાના સૈયડ, ગોબરૂ. [કૂવો.
ઓરે (ના) ઓરનાર. પાસે. આ તરફ.
ઓલ (ના) ફલ. છીભી. છીભપરની થૂંક દાત-
ણની ચીરી. સંભાળ. સાન.
ઓલાં (ના) કરા. ઠરેલા પાણીનાં ફાંકા.
ઓલા (ના) ચામડું. ખાલ.

ઓલાદ (ના) કુળ. વંશ. વંશજ.
ઓલિયું (વિ) ભોળું, સાદું.
ઓલું-લ્યું (સ) પેલું. તે. તે તરફનું.
ઓવારણાં (ના) ભામણાં, દુખડા.
ઓવારવું } (ક્રિ) ભામણાં લેવાં. વીટવું.
ઓવાળવું } (સૂતર ફાળકા પર).
ઓવારો (ના) કિનારો, કાંઠો, પનઘટ, ઘાટ.
ઓવી (ના) મરાઠી કવિતાનું એક વૃત્ત.
ઓશંકવું (ક્રિ) ઓસિયાળા, પડવું.
ઓષ્ઠ (ના) હોઠ. અધર.
ઓસ (ના) ઠાર. ઝાંકળ.
ઓસડ (ના) ઔષધ, દવા.
ઓસડવું (ક્રિ) ઉસડવું. બહારવું.
ઓસડવેસડ (ના) દવાદારૂ, ઔષધપાણી.
ઓસડિયું (ના) દવામાં વપરાતી વનસ્પતિ.
આસણી (ના) કસણાં ભાડમાં ઓસવાં તે.
ઓસતાદ (ના) ઉસ્તાદ. ગુરુ, શિક્ષક.
ઓસરવું (ક્રિ) ઘટી જવું. ટરવું. ઉતરવું.
ઓસરી (ના) અંદરની ઓટલી. પરસાળ.
ઓસલોફૂટવો (ક્રિ) બદદુવા દેવી.
ઓસવાળ (વિ) શ્રાવકની એક જાત.
ઓસવું (ક્રિ) ભાડમાં સેકવું.
ઓસામણ (ના) ઓસાવતાં કહાડેલું પાણી.
ઓસાર (ના) ઘટ. ભીંતની જાડાઈ.
ઓસાવવું (ક્રિ) બફાતાં વધેલું પાણી કહાડવું તે.
ઓસિયાળું (ના) દેણ. પાડ, આભાર.
ઓસિયાળું } (વિ) દેણદાર, આભારી. ઉપ-
ઓસીંગણું } કાર લેનાર.
ઓસીકું (ના) અસીસું. માથા નીચે રાખવા-
ઓસીજાળું (વિ) અવાવરું. [નો તકિયો.
ઓસીસકું (ના) ઓસીકું. માથાનો તકીઓ.
ઓઃહો (અ) આશ્ચર્ય સૂચક.
ઓળ (ના) આલિ, પંક્તિ, હાર. ઉલ્બ, ઓર.
ઓળખ (ના) ઓળખાણ. અટક. ચિહ્ન.
ઓળખવું (ક્રિ) પિછાનવું, પારખવું. સમજવું.
ઓળખાણ (ના) ઓળખ. પિછાન.
ઓળખાવું (ના) પરખાવું, જાણ થવું.
ઓળખીતું (વિ) જાણીતું. પરિચિત.
ઓળગ (ના) દુવા. આશીર્વાદ.
ઓળગવું (ક્રિ) ફેરા ખાવા.

ઓળંગવું (ક્રિ) કુદવું, ટપવું. ઉલ્લંઘવું.
ઓળંબો } (ના) માપવાને દોરી સાથે બાંધે-
ઓળંભો } લો ધાતુનો કટકો. રાવ.
ઓળવવું (ક્રિ) ઉડાવવું. દબાવવું.
ઓળવો (ના) ઓળો; પડછાયો.
ઓળા (ના) લીલા ચણા. સેકેલા ચણા.
ઓળામણ (ના) ઓવારણાં, ભામણાં. લાડ.
ઓળિયાપટ્ટી (ના) દાટાને લપેટેલી પટી.
ઓળિયું (ના) ગોળ વીંટાળવાનું ટીપણું.
ઓળો (ના) છાયા. શરીરનો પડછાયો. વેંગ-
ણનું ભડત.

## ઔ.

ઔ (ના) એક સ્વર. બ્રહ્મા.
ઔચિત્ય (ના) હક. ઉત્તમતા.
ઔજ્વલ્ય (ના) ચળકાટ, ઊજાશ, ઊજળાશ.
ઔઠ (વિ) ૩॥. (સંખ્યા).
ઔત્તાનપાદ (ના) ઉત્તાનપાદનો પુત્ર, ધ્રુવ.
ઔત્સુક્ય (ના) ઉત્સુકતા, ઉત્સાહ.
ઔદયિક (વિ) ઉદિયાત, ઉદયકાળની (તિથિ).
ઔદાર્ય (ના) ઉદારતા, સખાવત, દાતૃત્વ.
ઔદાસીન્ય } (ના) ઉદાસી હાલત. ગમી. શોક.
ઔદાસ્ય }
ઔદીચ (ના) ઓદીચ ઉદીચ. (ઉત્તર દિશાના).
ઔદ્ધત્ય (ના) ઉદ્ધતાઈ, તોફાન, મસ્તી.
ઔપસર્ગિક (વિ) ઉપસર્ગ સંબંધી.
ઔપાધિક (વિ) ઉપાધિવાળું.
ઔરત (ના) સ્ત્રી, બૈરી, નારી. [તાન, દત્તક.
ઔરસ (વિ) પરણિયત સ્ત્રીપુરુષથી થએલું સં-
ઔરંગઝેબ (ના) દિલ્લીનો એક બાદશાહ.
ઔર્ધ્વદેહિક (ના) મુએલાં પાછળ દશા સુધી
અપાતું પિંડ ઈ૦ નું દાન.
ઔલૂક્ય (ના) વૈશેષિક સૂત્રકાર, કણાદ મુનિ.
ઔષધ (ના) ઓસડ, દવા. વિષ્ણુ.
ઔષધપાણી (ના) ઓસડએસડ, દવાદારૂ.
ઔષધિ (ના) ચંદ્રની સ્ત્રી.
ઔષધી (ના) વનસ્પતિ. જડીબુટ્ટી. વસાણું.
ઔષધી (વિ) ઓષધ સંબંધી. [ડવેસડ.
ઔષધોપચાર (ના) ઉપાય. દવાદારૂ, ઓસ-
ઔષ્ણ્ય (ના) ઉષ્ણસ્પર્શ. ગરમીનું અનુભવવું તે.

## ક.

ક (ના) પહેલો વ્યંજન. બ્રહ્મા.
ક (પ્ર) સમુદાય અર્થે જેમ પંચક, શતક, અષ્ટક.
ક (પ્ર) વાળું જેમઃ-બાળક.
ક (પ્ર) કર્તા અર્થે જેમઃ-લેખક, પાળક.
ક (અ) કુ, ખરાબ, નઠારૂં. જેમઃ કપુત, કજાત.
ક (પ્ર) નું, સંબંધ અર્થે. જેમઃ નામક, વિષયક.
કંઇ / કંઇએક (વિ) કિંચિત. થોડુંએક. કોઈએક જરાક, લગાર. કેટલુંક.
કંઇક (વિ) સહજ, લગારેક, લેશ, રતિ.
કંઇનહિ (અ) જરાપણું નહિ. ફિકર નહિ. અ-[ગત નથી.
કંઇપણ (અ) જરાક. સહજસાજ.
કંસ (ના) ઉગ્રસેનનો પુત્ર. કૃષ્ણનો મામો.
કંસારી (ના) એક જીવડું. કંસારાની સ્ત્રી.
કઈક (વિ) કેટલાંએક, ઘણાંએક.
કઋતુ (ના) ક-રત, ક-મોસમ.
કકડતું (વિ) ઉકળતું. તંગ. [સંકોચાવું.
કકડવું (ક્રિ) ધ્રૂજતાં અવાજ થવો. ગરમ થવું.
કકડાટ (ના) એક અવાજનું અનુકરણ.
કકડાવવું (ક્રિ) કકડે તેમ કરવું. ઉકાળવું.
કક-ડી-ક,ડોર. (વિ) થોડુંક, જરા. કકડો.
કકડીને (અ) ઘણા જોસમાં. અતિશય.
કકડો (ના) કટકો, ટૂકડો, ભાગ.
કકડોકોર (વિ) કટકે અને ભૂકો.
કકણા-ટ,ટો / કકણો (ના) કણકણો, કંપ. કંટાળો.
કકરૂં (વિ) ખરબચડું. આકરૂં.
કકલવું (ક્રિ) કકલાટ કરવો, રીસમાં બોલવું.
કકલાટ (ના) ગોંઘાટ, શોર. તળવું તે.
કકળાણ (ના) બૂમ, ઘોંઘાટ. ગરબડ.
કકુડો (ના) કાકુ, ફીકો. છોકરો.
કકુત્સ્થ (ના) ઈક્ષ્વાકુનો પુત્ર,
કક્ષ (ના) કાખ, બગલ. બાજુ, તરફ.
કક્ષા (ના) માર્ગ, માર્ગરેખા.
કક્ષાપટ (ના) કાંખ ફૂટવી તે. [અંશ.
કક્ષાંશ (ના) માર્ગરેખા ઉપર અંતરસૂચક
કખ (ના) છાતીનો એક રોગ.
કખમાકડી (ના) એક ખડ માકડી, જીવડું.
કખાય (ના) કષાય, કાઢો. રંગ. લેપ. રસ.
કગ (અ) કંઈ, કંઈ પણ.

કગરવું (ક્રિ) કરગરવું, માગવું, આજીજી કરવી.
કગરસ (ના) કરગસ. ઝીણી છાલ, કરચ.
કંક (ના) બગલું (પક્ષી). યુધિષ્ઠિર.
કંકટક (ના) વર્મ, કવચ, તનુત્ર જગર. [ઘરેણું.
કંકણ (ના) કાંકણું, ચપટી બંગડી, કાંગરાવાળું
કંકતિકા (ના) કાંસકી? પ્રસાધની ફણી.
કંકર (ના) કાંકરો. પથ્થરના નાના કટકા.
કંકાલ (ના) હાડપિંજ, અસ્થિપંજર.
કંકાસ (ના) અણબનાવ, કજિયો. હઠ
કંકાસિયું (વિ) કંકાસ કરનાર. તાંજેયાખોર.
કંકુ (ના) કુંકુમ. ચાંલ્લા કરવાનો લાલ ભૂકો.
કંકુડો (ના) કનકવો, પતંગ.
કંકેરડી (ના) કંદોલાનું મૂળ. કપૂરકાચલી.
કંકોડું (ના) કંટોલું (એક ફળ).
કંકોત્રી (ના) કુંકુમપત્રિકા. માંગળિક ચીઠી.
કંકોલ / કંકોળ (ના) કંકોલક, કોશફળ, ચણલા. ચીનિકબાલા. એક વસાણું.
કંગણ / કંગન / કંગની (ના) કાંગરાવાળું સોના રૂપાનું હાથનું જે ઘરેણું તે.
કંગાલ (વિ) લાચાર. છેક ગરીબ, ભીખકીયું
કંગાલિયત (ના) કંગાલ હાલત. [તુચ્છ.
કંગુ (ના) કાંગ, પ્રિયંગુ. (અનાજ).
કંગુરા (ના) કાંગરા. મીનારા પરની નકસી.
કચ (ના) તકરાર, હઠ, બોલબોલ. બૃહસ્પતિ પુત્ર.
કચકચ (ના) ટાયલું, માથાફોડ. કજિયો. પંખીના ઉચ્ચારનું અનુકરણ.
કચકચવું (ક્રિ) કકલવું. કચકચ કરવી.
કચકચાટ (ના) બડબડાટ, લવારી. શોર.
કચકચાટ (વિ) સજ્જડ, ખેંચી બાંધેલું.
કચકચાવવું (ક્રિ) સીકડીને બાંધવું. કચકચે તેમ [કરવું.
કચકચિયું (વિ) માથાફોડિયું.
કચકડું (ના) કાચબાની પીઠનું હાડકું.
કચડકચડ (અ) ભચડભચડ. અવાજનું અનુકરણ.
કચડવું (ક્રિ) છૂંદવું. ભચડવું.
કચડાકચડી (ના) ભીડાભીડ.
કચડાવું (ક્રિ) ભચડાવું. દબાવું.
કચપચ (ના) કલબલ. ખટપટ.
કચર્ણડું (ના) કેરીનું ગાબચું.
કચરધાણ (ના) કચરાઈને નાશ થયેલો. છૂંદો.

કટાવવું (ક્રિ) કાટ ચઢે તેમ કરવું.
કટાવું (ક્રિ) કાટ ચઢવો. કટાણું થવું.
કટિ (ના) કમ્મર, કેડ.
કટિબંધ (ના) કમરપટો, કંદોરો. કટાવ.
કટિમેખલા (ના) કંદોરો. સ્ત્રીને કમ્મરે બાંધવાનું ઘરેણું.
કટિસ્નાન (ના) પગથી કેડ સૂધી નહાવું તે.
કટુ / કટુક } (વિ) કડવું. તીખું.
કટુતાઇ (ના) કડવાસ.
કટુતુંબી (ના) કડવી તૂંબી, ઈક્ષ્વાકુ.
કટેરો (ના) કઠેરો. ગોખ. કોર, ઓઠીંગણ.
કટોરી (ના) વાડકી. તારા ટપકી, ટીકી.
કટોરો (ના) પ્યાલો. પોહોળા મોંનો વાડકો.
કટ્ટુ (વિ) ઘણુંજ ખારીલું. આકરૂં.
કઠ (ના) સાદડાંની ગુણ. એક ઉપનિષત્. કઠી.
કઠણ (વિ) કઠિન. મજબૂત. અઘરૂં. અશકય.
કઠણાઈ (ના) કઠણપણું. સખ્તાઇ. [કપરૂં.
કઠરાઈ (ના) અકળામણ, મુઝવણ.
કઠવું (ક્રિ) ગરમી પડવી. ઉકળાટ થવો. ડંખવું.
કઠવો (ના) તેલનું વાસણ.
કઠવો (વિ) નડનાર, ડંખનાર (જોડો).
કઠામ (ના) કઠેકાણું. ગુપ્ત ઇંદ્રિય.
કઠારો (ના) ઘાસ, ઉકળાટ.
કઠિન (વિ) કઠણ, સખ્ત.
કઠિયારો (ના) લાંકડા વહેરનાર-વેચનાર.
કઠેકાણું (ના) છાની જગા. ઇંદ્રિ.
કઠેડો / કઠેરો } (ના) કટેરો, ગોખ. પાળ. ખૂટારો.
કઠોડી / કઠોડું } (ના) એક અથવા વધારે ખાનાંની મસાલો અથવા અથાણું રાખવાની પેટી.
કઠોડો (ના) ગોખ. કટેરો. (વહાણની પછાત.
કઠોદર (ના) પેટમાંની ગાંઠ.
કઠોર (વિ) કઠણ, કડવું. નિર્દય, ક્રૂર.
કઠોળ (ના) દ્વિદળ ધાન્ય. બે ફાડ થાય તેવું
કઠ્ઠણ (વિ) કઠણ. ઘણું મજબૂત. [અન્ન.
કડ (અ) એવા અવાજનું અનુકરણ.
કડ (ના) કેડ. કરડ. નિયમિત વધારો.
કડક (વિ) અદકપાંસળી. કાચું. ખાલી.
કડકડ (ના) કડકિયાં. કાનનું એક ઘરેણું.

કડકડ (અ) એવા અવાજનું અનુકરણ.
કડકડતું (વિ) એવા અવાજવાળું. ઉકળતું.
કડકડવું (ક્રિ) એવો અવાજ થવો. ઉકળવું.
કડકડાટ (અ) વગર અચકે. સફાઇથી.
કડકડાવવું (ક્રિ) ઉકાળવું. એવો અવાજ કરવો.
કડકડિત (વિ) કડક, ઘણીજ સફાઇથી.
કડકડીને (અ) ઘણાજ જોરથી. સપાટાબંધ.
કડકણું (વિ) કરડકણું, કરડે તેવું.
કડકબંગાળી (વિ) દેખીતો ભભકાવાળો.
કડકિયાં (ના) મરદને બે કાને પહેરવાનાં કડક.
કડકી (વિ) જરાક, નાના ટુકડા જેટલું.
કડકો (ના) કટકો. ટૂકડો.
કડકો (વિ) નિર્ધન.
કડકોચલી (ના) કરચલી. ચામડીનાં સળ.
કડચ (ના) કરચ.
કડચલી (ના) કરચલી.
કડછી (ના) લાંબા જડેલા હાથાનું રાંધવાનું
કડછો (ના) મોટી કડછી. [એક હથિયાર.
કડડડ (અ) એવા અવાજનું અનુકરણ.
કડદો (ના) ઘટાડો, કાટલું.
કડપ (ના) કરપ, હાક, ત્રાસ.
કડપલું (ના) કરાંઠીના ઢગલા. ખરેટા.
કડબ (ના) સૂકા સાંઠા. કરપ.
કડલી (ના) કલ્લી. નાનું કડું.
કડલું (ના) કલ્લું, કડું. હાથનું એક ઘરેણું.
કડવાટ (ના) કડવાસ, કટુતા.
કડવાટવું (ક્રિ) કડવું ઓસડ પાવું.
કડવાસ (ના) કડવો સ્વાદ. બે બનાવ.
કડવી (ના) એક જાતની વેલ. ખાધી (કાપડ).
કડવું (ના) કાવ્યનો એક ભાગ.
કડવું (વિ) કટુ. અપ્રિય.
કડવું (ક્રિ) કરડવું, બચકું ભરવું. ડાકું મારવું.
કડસલો (ના) પડલીતિયું, નાની લગતી ભીંત.
કડા (ના) એક જાતનું ભાત. ઇંદ્રજવ.
કડાક / કડાકડ } (અ) એવા અવાજનું અનુકરણ.
કડાકડી (ના) કટાકટી, હોંસાતોંસી, કતલ, ક-
કડાકૂટ (ના) માથાફોડ. [ઢાકો. શત્રુતા.
કડાકૂટિયું (વિ) માથાફોડિયું. કચકચિયું.
કડાકો (ના) ઓચિંતો અવાજ. લાંઘણ.

કડાબીડ (અ) ધમધોકાર, સપાટાબંધ.
કડાબીન (ના) નાની બંદુક.
કડિયું (ના) કેડ સૂધીનું અંગરખું.
કડિયો (ના) ચણતર કરનાર કારીગર.
કડી (ના) આંકડી. તૂક, (ગાયનની).
કડીતોડ (વિ) સાંકળ તોડી નાંખે એવું. ભારે.
કડું (ના) કલ્લું. મોટી કડી.
કડુ (વિ) કટુ, કડવું.
કડુ (ના) એક વસાણું.
કડુચું (વિ) જરાક કડવું. કટવાસવાળું.
કડે (અ) પાસે, તરફ, કેડે.
કડેધડે (અ) કડાબીડ, સપાટાબંધ.
કડોળ (વિ) બેડોળ, બદસીકલ.
કઢંગ (ના) નઠારી ચાલ, ખેરાબ. રીત,
કઢંગું (વિ) ઢંગવગરનું. આડુંઅવળું. બેઢબ.
કઢણ (ના) પહાડની સીધી કાર. ઊભી ટેકરી.
કઢવું (ક્રિ) ઉકાળવું. ઉકળવું.
કઢાઈ (ના) કટાહ. પેણો. તળવાનું વાસણ.
કઢાણું (વિ) બહુ ઉકળેલું.
કઢાપો (ના) બફારો. શોક. કઢી.
કઢાયું (ના) મોટી કઢાઈ.
કઢારો (ના) ઉદ્ધડ ઈજારો, કંટ્રાક્ટ.
કઢિયલું (વિ) કઢાણું, ઉકળેલું. [ખાવાની ચીજ.
કઢી (ના) કટવર. વેસણ ચોળી ઉકાળેલી એક
કઢેલું (ના) માટલાની હેઠેનો ભાગ.
કણ (ના) દાણા. કરચ, રજ.
કણક (ના) કણેક. ભીજવેલો લોટ. દાણા.
કણકણ (અ) એવા અવાજનું અનુકરણ.
કણકણા (ના) કંપારી, ધ્રૂજારી. કંટાળો.
કણકણાટ (અ) કણકણ. એક અવાજનું અનુ- [કરણ.
કણકણો (ના) ધ્રૂજારો. ટાઢિયો તાવ.
કણકી (ના) અનાજના ઝીણા કટકા,
કણઝિયું (ના) કણઝીના બીનું તેલ.
કણઝી (ના) એક જાતનું ઝાડ.
કણદિયો (ના) સ્ત્રીઓના હાથનું એક ઘરેણું.
કણપીડ (ના) દાણાબજાર.
કણબી (ના) ખેડુત. એક શૂદ્રજાતિ.
કણવટ, કણવટિયું (ના) દાનમાં મળેલું અનાજ. સાત ધાન્યનો ખીચડો.
કણવીર (ના) એક જાતના ફૂલનું ઝાડ.
કણવું (ક્રિ) દુઃખવું, ઊંઊં કરવું (બાળકે).
કણસ, કણસલું (ના) કણિશ, કસણું, ડુંડું. જુવાર બાજરીના સાંઠાપરનો ડોડો.
કણસારી (ના) એક જંતુ. કંસારાની સ્ત્રી.
કણસારો (ના) કાંસ્યકાર. કંસારો. ધાતુના વાસણ કરનાર. કલઈ દેનાર.
કણસું (ના) કણસ.
કણાદ (ના) વૈશેષિક ન્યાયશાસ્ત્ર પ્રવર્તક મુનિ.
કણાયતું (ના) કણેવું. ધર્માદા મળતું ધાન્ય.
કણિકા (ના) કણ. કટકી..
કણિયું (ના) ઓદડું.
કણિયો (ના) દાણા વેચનાર.
કણી (ના) ઝીણા કણ. કટકી, કરચ. તળેલી [વસ્તુની કટકીઓ.
કણુ (ના) કણ, કરચ.
કણેક (ના) ભીજવેલો લોટ, કણક.
કણેવું (ના) દરબારમાંથી દર મહિને મળતા [દાણા.
કણો (ના) બાલસર્પ, સાપોલિયું.
કણોજી (ના) કાંદાના બી.
કંટક (ના) કાંટો. નડતર.
કંટક (વિ) કાંટાવાળો (પ્રદેશ), દુઃખદાયક.
કંટલ (ના) બાવળનું ઝાડ.
કંટવાડ (ના) કાંટાની વાડ.
કંટાળવું (ક્રિ) દુઃખી થવું. હારી જવું.
કંટાળો (ના) દુઃખ. ચીડ. ધિક્કાર. એક કાંટા- નું ઝાડ.
કંઠિયા (વિ) ગળે કાંટા પડે એવા (લાડુ).
કંઠિયા (ના) કડાકો, લાંઘણ. ટંટોટંક.
કંટી (ના) લીલા દાણા. તાજા ચોખા.
કંટીવાળો (ના) રાખોડીનો લેપ.
કંડુ (ના) ખરેડું, વિયાયલા ઢોરનું જાડું દૂધ.
કંડુ (વિ) ક્રોધી, મિજાજી.
કંડુડિયા (ના) રમવાની નાની કોઠી.
કંટોલી (ના) કંટોલાની વેલ.
કંટોલું (ના) એક જાતનું ફળ (શાક).
કંઠ (ના) ગળું, ડોક. ઘાંટી, સૂર.
કંઠમ-ણિ,ણી (ના) ગળામાં ઘાલેલો મણી, હ- ડિયો, ઘણોજ પ્રિય પદાર્થ.
કંઠમાધુર્ય (ના) અવાજની મીઠાસ.
કંઠમા-ળ,ળા (ના) કંઠી. એક ગળાનો રોગ
કંઠસ્થ (વિ) કંઠમાં રહેલું. મોઢે પાઠ

કંઠસ્થાની (વિ) કંઠથી બોલાતા વર્ણ. અ,ક, ખ,ગ,ઘ,હ ને : (વિસર્ગ).
કંઠાગ્ર (વિ) મોઢે, કંઠસ્થ, પાઠે.
કંઠાર (ના) કાંઠો. કિનારો.
કંઠાવરોધ (ના) ગળું રુંધાવું તે.
કંઠાળ (ના) વાસણનો કોથળો. કાંઠો. [ળી.
કંઠી (ના) માળા. કંઠમાં પહેરવાનું ઘરેણું, સાંક-
કંઠીબાંધવી (ક્રિ) શિષ્ય કરવો. કંઠી પહેરાવવી.
કંઠો (ના) મોટો મણકો. મોટી કંઠી.
કંઠ્ય (વિ) કંઠસંબંધી. કંઠસ્થાની.
કંડ (ના) કુંડ. ચણેલો કૂવો. હોમની વેદી.
કંડિયો (ના) વાંસ-નેતર-ની ચીપનો બનાવેલો ઢાંકણવાળો ડબ્બો, કરંડિયો.
કંડિલ (ના) ઝુમ્મર. ફાનસ. એક જાતનું ગલાસ.
કંડિલિયું (ના) દીવાદાંડી.
કંડૂ (ના) ખરજ, ખસ, ખુજલી.
કણચકા (ના) કણિકા.
કણ્વ (ના) શકુંતલાને ઉછેરનાર ઋષિ.
કત (ના) કલમની કાપેલી ટાંચ.
કતઝોડ (ના) ગાંડાની પેઠે બાઝી પડવું તે.
કતરણ, કતરાણ (ના) ઊંડી જુક્તિ. કાપકૂપ. કાતર.
કતરણી (ના) કાતર. કાપવાનું ઓજાર.
કતરવેધિયું (વિ) વગિયું કરનાર. પક્ષપાતી.
કતરાવું (ક્રિ) કપાવું. આડું જવું.
કતલ (ના) કાપાકાપી, ખુનરેજી, ઘાત.
કતલની રાત (ના) તાબુતની આગલી રાત.
કતલે આમ (ના) સઘળાંને કાપવાં તે.
કતાર (ના) હાર, ઓળ, પંગત, પંક્તિ.
કતાળૂ (ના) કલેશ, કલ્પાંત.
કત્તો (ના) જાડી કતની કલમ.
કથક (વિ) કથા કરનાર, પુરાણી. વક્તા.
કથન (ના) હાવભાવ પૂર્વક નૃત્યગાયન કર્તા.
કથણી (ના) કહેણી, કહેવત, લોકોક્તિ.
કથન (ના) કહેલું વચન. કહેણી. કહેવત.
કથનીય (વિ) કહેવાને યોગ્ય.
કથરોટ (ના) મોટો થાળો, તાસ, પરાત.
કથવું (ક્રિ) બોલવું, કહેવું, વદવું.
કથળવું (ક્રિ) ચૂંથાઇ જવું, બગડવું.
કથા (ના) વાર્તા. કહાણી. વૃત્તાંત. બીના.
કથાનક (ના) કથાનો ભાગ. વાર્તા. કુઠામ.
કથાનુસંધાન (ના) વાતના વચનોનો પરસ્પર [સંબંધ.
કથામૃત (ના) કથારૂપી અમૃત.
કથિત (વિ) કહેલું. ભાખેલું. ઉક્ત.
કથીર (ના) કલઇને સીસાની મેળવણીની ધાતુ.
કથીર (વિ) નરસું, કથરા જેવું.
કથ્ય (વિ) કહેવા યોગ્ય, કહેલું.
કદ (ના) આકાર, ઘાટ. ઊંચાઈ. માન.
કદન (ના) કતલ, હિંસા, વધ, નાશ.
કદમ (ના) પગલું પગ. રા[illegible]. કદંબ વૃક્ષ.
કદમબોસી (ના) પગનું ચુંબન.
કદમી (વિ) કદીમ, જૂનું, પ્રાચીન.
કદમ્બ (ના) એક જાતના ફૂલનું ઝાડ.
કદર (ના) પિછાન. બૂજ, ગણના. ગુણ.
કદરજ (વિ) કદર્ય, કંજુસ, કૃપણ. ચીકણો.
કદરદાન (વિ) બૂજ જાણનાર, ગુણજ્ઞ.
કદરી (વિ) કદર્ય, બખીલ. ગુણજ્ઞ.
કદરૂપું (વિ) બેડોળ, બદસીકલ. કઢંગુ.
ક-દહાડે (અ) કમોસમે. અઘટિત કાળે.
કદળી (ના) કદલી. કેળ. કેળાનું ઝાડ.
કદા, કદાચ, કદાચિત્ (અ) ક્યારે, કયી વખતે. કોઈ વખતે.
કદાપિ (અ) કોઈ દહાડો પણ. કદીબી.
કદાવર (વિ) કદમાં મોટું. દેખાવડું, ભવ્ય.
કદાસ (અ) કદાપિ. કો દિવસ. કદાચ.
કદાસણ (ના) કંકાસિયણ સ્ત્રી.
કદી (અ) કોઈ વેળા.
કદીમદી (અ) કોઇ કોઇ વેળાએ.
ક-દૃષ્ટિ (ના) બદનજર. અવકૃપા.
કદ્રુ (ના) દક્ષ પુત્રી. કશ્યપ પત્ની.
કધાન (ના) કુધાન્ય. હલકું અનાજ.
કધોણ, કધોણી (ના) ધોવાની ખરાબ રીત. ધોવા છતાં મેલ રહેવો તે.
કનક (ના) કંચન. સોનું. દોલત. ધંતુરો.
કનકવી (ના) નાનો કનકવો.
કનકવો, કનકુડો (ના). કાગળનો પતંગ.
ક-નજર (ના) કુદૃષ્ટિ.
કનડ (ના) દુઃખ, હરકત. નડતર.

કુંવાર (ના) એક કડવો છોડ. એનાં પાતરાંનો રસ તે એળિયો.
કુંવારકા (ના) કુંવારી કન્યા.
કુંવારૂં (વિ) વગર પરણેલું.
કુંવેર (પ્ર) સ્ત્રીવાચક. કુંવર. જેમઃ-રામકુંવેર, [ધનકુંવેર.
કુ (વિ) હલકુ, નીચ, ખરાબ. જેમઃ-કુપાત્ર, કુચાલ, કુપુત્ર.
કુ (ના) પૃથ્વી.
કુકડભાગે (ના) નીચે ભાગે. અવે હીસ્સે.
કુકડ વેલાંફળ (ના) એક જાતનાં કડવાં ફળ.
કુકર્મ (ના) અન્યાય, પાપ.
કુકવા (ના) કુરકુર કરવું, આનાકાની કરવી, માંગનારને ટટળાવવું તે. [મૂકવી તે. કાણ,
કુકવો (ના) પ્રાણપોક, ભૂઆ, પાંછળપોક
કુકો (ના) ખાંગડો, પાંચીકુકો.
કુચ (ના) સ્તન, થાન, ધાઇ, પયોધર (સ્ત્રીના).
કુચ કરવી (ક્રિ) જવું, મુકામ ઊઠાવવો.
કુચડી (ના) ચીતારાની પીછી, નાનો કુચડો.
કુચડો (ના) કૂચો (રંગવાનો તથા માંજવાનો).
કુછ (અ) જરા, કંઇ, થોડુંક.
કુંજ (ના) વેલાઓથી છવાયલી જગા.
કુંજ-ગલી (ના) વૃક્ષની ઘટાની વચલો રસ્તો.
કુંજબિહારી (ના) કુંજમાં વિહાર કરનાર. કૃષ્ણ.
કુંજર (ના) હસ્તી, હાથી.
કુજરી (વિ) બાડી, વાંકી નજરે જોનાર.
કુટમ } (ના) કુટુમ્બ, વંશ, ખાનદાન. સગાંવહાલાં. સ્ત્રી.
કુટમ્બ }
કુટિલ (વિ) વાંકું. હઠીલું, કપટી.
કુટિલપણું (ના) કપટ, ઠગાઈ.
કુટી (ના) કોટડી, ઝુંપડી. સભાસ્થાન.
કુટુમ્બ (ના) પોતાનો કબિલો, એક વંશના મનુષ્યો. પોતાની સ્ત્રી. [વઢવાઢ.
કુટુમ્બકલહ (ના) ઘરકંકાસ, સગાંવહાલાંની
કુટુમ્બપરિવાર (ના) બૈરાં છોકરાં, એક કુટુંબીઓ.
કુટુમ્બી (વિ) કુટુમ્બમાંનુ, પિત્રાઈ. ગૃહસ્થ.
કુટેવ (ના) બદચાલ, ખરાબ રીત.
કુડતુ (ના) બદન, કેડ સૂધીનું સીવેલું કપડું.
કુડન્તર (ના) ભીતનો આંતરો.
કુડવું (ક્રિ) ચીડવું, ક્રોધમાં ઠપકો દેવો.
કુડાપો (ના) બળાપો. ચીડિયાં.
કુડ્ડી (ના) કુલડી, માટીની નાની લોટી.
કુડલું (ના) કુલ્લું, ડબડું, પોટલીઉ.
કુણ (સ) કોણ? (ગ્રામ્ય).
કુણ્ઠિત (વિ) બંધ થયલું, ગભરાયલું.
કુંડ (ના) પગથારવાળો કૂવો. ઝરો. વેદી.
કુણ્ડળ (ના) કુંડલ, કાનનું એક ઘરેણું.
કુણ્ડળિયો (ના) એક છંદ (કવિતાનો).
કુણ્ડળી (ના) કુંડલી. નાનું કુંડાળુ.
કુણ્ડાળુ (ના) ચકરડું, ગોળ લીટી.
કુતકું (ના) સોટો, વાંસનો દાંડો.
કુતરાની ટોપી (ના) ભીનાં લાકડાં પર ઊગતા છત્રના આકારના ધોળા છોડ.
કુતરી (ના) કુત્તરાની માદા.
કુતરૂં (ના) કુતરો અથવા કુતરી.
કુતરો (ના) ગ્રામસિંહ, શ્વાન. ઘાસની ચમરી.
કુતહલ } (ના) કૌતુક, વિસ્મય. અજબ.
કુતોહલ }
કુત્તો (ના) કુતરો, શ્વાન.
કુત્સિત (વિ) નિંદિત, નીચ, મેલું, ખરાબ.
કુથલી (ના) નકામું ટાયલું. પંચાત.
કુથલો (ના) કુથો, ગૂંચ. માથાફોડ.
કુથો (ના) ગરબડગોટો. કુથલી.
કુદરત (ના) ઈશ્વરીશક્તિ. સ્વભાવ. જોર.
કુદરતી (વિ) કુદરતનું. સ્વાભાવિક.
કુદાળિયાં (ના) બપોરે જાનૈયાને જમાડવાં તે.
કુન્દ (ના) એક ફૂલનો વેલો.
કુન્દન (ના) સરસમાં સરસ સોનું. [બંદ ઘડી.
કુન્દી (ના) કુંદ ફૂલનો વેલો. લુગડાંની સફાઇ-
કુન્દુ (ના) લાકડાનો દંડુકો. બંદુકનો હાથો.
કુન્દો (ના) બંદુકનો હાથો.
કુપથ (ના) અનીતિનો માર્ગ.
કુપથ્ય (ના) પરેહજી ન પાળવી તે.
કુપાત્ર (વિ) નાલાયક, છકેલ, બેઅદબ.
કુપ્પી (ના) નાનો કુપ્પો, કુડલી, કુલ્લી.
કુપ્પો (ના) કુલ્લું. (ચામડાનું).
કુફરાન (ના) ખોટું આળ. ધાંધળ, તોફાન.
કુબજા (વિ) બદસૂરત સ્ત્રી.
કુબજા (ના) કંસની ખૂબસૂરત દાસી.
કુબેડું (વિ) કુબ્જ, વાંસે ઢેકાવાળું, ખુંધું.
કુબુદ્ધિ (ના) નઠારી બુદ્ધિ. ખંધા

કુબો (ના) એક છોડ. જનાવરનું ઘર, ઝુંપડું.
કુભા (ના) પૃથ્વીની છાયા. [કોબો, થાપ.
કુભાણું (ના) તરકટ, તૂત. આળ.
કુભારજા (ના) કુભાર્યા, નઠારી નારી. કર્કશા.
કુમક (ના) મદદ, ટેકો. પક્ષ.
કુમળાસ (ના) કોમળતા, નરમાસ.
કુમળું (વિ) કોમલ. નરમ. પોચું.
કુમાર (ના) પુત્ર, નંદન, દીકરો. કુંવાર.
કુમારિકા (ના) કુંવારી કન્યા.
કુમારી (ના) ન પરણેલી કન્યા.
કુમાવિસદાર (ના) મામલતદાર.
કુમાસ (ના) પોત. એક રંગ.
કુમુદ (ના) ચંદ્ર પ્રકાશે ખીલતું ધોળું કમળ.
કુમુદિની (ના)કુમુદ ફૂલનો વેલો.દાંડીવાળું કમળ.
કુમ્ભ (ના) ઘડો, કળશ. ગંડસ્થળ. એક રાશિ.
કુમ્ભક (ના) પ્રાણાયામનો એક પ્રકાર.
કુમ્ભ મૂકવો (ના) નવા ઘરમાં રહેવા જતાં પહેલાં ત્યાં ઘટનું સ્થાપન કરવું તે.
કુમ્ભી (ના) થાંભલાની બેસણી.
કુમ્ભીપાક (ના) એક નરક.
કુમ્મક (ના) કુમક, પક્ષ.
કુરકરિયું (ના) કુરકુરિયું, બોકીલું.
કુરકુર, (અ) કુતરાંને બોલાવવાનો અવાજ.
કુરકુરિયું (ના) કુતરાનું બચ્ચું, બોકીલું.
કુરંગ (ના) હરણ, મૃગ.
કુરડી (ના) કુલડી. માટીની કુલડી.
કુરતની (ના) મચ્છરદાની.
કુરબાન (અ) બળીદાન. આધીન. ખુશખુશ.
કુરાન (ના) મુસલમાની ધર્મશાસ્ત્ર.
કુરિયો (ના) એક જુવારનો ખાવાનો પદાર્થ.
કુરૂપ (વિ) બેડોળ, બદસીકલ.
કુલ (ના) કુળ, વંશ. અસીલ.
કુલ (વિ) તમામ, બધું, સઘળું, એકંદર.
કુલકુલા (ના) આપઅત્યાર. મુખ્ય કારભારી.
કુલટા (ના) વ્યભિચારિણી. છીનાળી. [પાત્ર.
કુલડી (ના) માટીની લોટી. પહોળાં મોંનું નાનું
કુલમ (ના) કોલમ. એક ઓસડ. એક ચોખા.
કુલાં (ના) ગાંડના થાપા. ઢગરાં.
કુલાબો (ના) ભૂશીર. મુંબઈનો એક મહલ્લો.
કુલાલ (ના) કુંભાર.
કુલીન (વિ) ખાનદાની. અસરાફ સુઘડ.
કુલીનતા (ના) કુલીનપણું, અમીરાઈ.
કુલું (ના) ઢગરૂં, ગાંડની બાજુનું થાપું.
કુલે (અ) તમામ, એકંદર, જુમલે.
કુલેર (ના) ઘી ખાંડ ચોળેલો કાચો લોટ.
કુલ્લી (ના) કુલડી.
કુલ્લું (ના) ડબડુ (ઘી તેલનું ચામડાનું).
કુલ્લે (અ) કુલ, તમામ, એકંદર.
કુવચ (ના) કૌવચ્છ. એક છોડ.
કુવત (ના) કૌવત, શક્તિ, બળ.
કુવાથ (ના) કવાથ, કાઢો, ઉકાળો.
કુવાડી (ના)લાકડાં કાપવાનું હાથાવાળું ઓજાર.
કુવાડો (ના) મોટી કુહાડી. કડવાં વેણ.
કુવેતર (ના) કુવાનું પાણી પાયલી જમીન.
કુશ (ના) ડાભ, દર્ભ, એક ઘાસ.
કુશળ (વિ) કુશલ, ક્ષેમ, સુખી. ચતુર.
કુશળતા } (ના) સુખાવસ્થા. ચતુરાઈ. કુશની
કુશળી } અણી જેવી તીવ્રમતિ.
કુશાગ્ર (ના) દર્ભની અણી.
કુષ્ટ (ના) કહોડ. એક રોગ.
કુષ્માંડ (ના) કોળું (એક શાક).
કુસકા (ના) ભાતનાં છાલાં.
કુસકી (ના) કરડ ખાંડતાં પડતો લોટ.
કુસતી (ના) કસતી. (પારસીની).
કુસંપ (ના) અણબનાવ, ફૂટ, તૂટ.
કુસુમ (ના) ફૂલ, પુષ્પ.
કુસ્તી (ના) મલ્લ યુદ્ધ.
કુસ્તીબાજી (ના) કુસ્તીનો ખેલ.
કુહાડી (ના) કુવાડી, લાકડાં કાપવાનું ઓજાર.
કુહાડો (ના) કુવાડો, હાથાવાળું લાકડાં કાપવાનું ઓજાર.
કુહુડાંથવાં (ક્રિ) ભૂખે મરવું. અન્નવિના ટટળવું.
કુળ (ના) કુલ, વંશ.
કુળકરણી (ના) તલાટી.
કુળક્ષય (ના) કુળનો નાશ. નિઃસંતાન.
કુળતારક (વિ) કુળને તારનાર.
કુળદેવતા } (ના) વંશપરંપરાથી કુટુંબમાં મનાતી દેવી.
કુળદેવી }
કુળવંત } (ના) કુલીન, ખાનદાની. ઊંચા કુળનું.
કુળવાન }

કુળાચાર (ના) કુળનો આચાર. ઘરની રીત.
કુળોચ્છેદ (ના) સત્યાનાશ. નસંતાન.
કુળોદ્ધાર (ના) કુળનો ઉદ્ધાર.
કુંચી (ના) તાળું, કળ ઉઘાડવાનો ખીલો. કળા. કબજો. મનનું વલણ. ખુલાસો.
કૂક (ના) કૂકડાનો અવાજ.
કૂકડ (ના) કુક્કુટ, કૂકડો, મરઘો.
કૂકડાં (ના) કૂકડો તથા કૂકડી એકત્ર.
કૂકડી (ના) કૂકડાની માદા, મરઘી.
કૂકડેકૂક (ના) કૂકડાના અવાજનું અનુકરણ.
કૂકડો (ના) કુક્કુટ, મરઘો.
કૂખ (ના) કુક્ષિ, પેટનું પાસું. ગર્ભાશય.
કૂચ (ના) ઠામફેર. છાનીવાત, રહસ્ય. ભોટવો.
કૂચડો (ના) છુંદેલા છેડાનું, માંજવાનું લાકડું.
કૂચો (ના) કૂચડો ચાવીને નિરસ કરવું તે.
કૂજો (ના) કૂચ, કૂંજો, ભોટવો. [આવૃત્તિ. કચરો.
કૂટ (ના) કડાકૂટ, માથાકૂટ. કોયડો. ઉખાણું. ટાંચ.
કૂટ (વિ) અઘરૂં, મુસ્કેલ. માયાકૂડિયું [કૂટો.
કૂટણ (ના) કુટિની, દૂતી, ભડવેણ.
કૂટણપો (ના) કૂટણીનું કામ તે.
કૂટણાં (ના) કૂટવું તે, કૂટતી વેળા બોલવાના
કૂટણી (ના) કુટિની, ભડવેણ, દૂતી. [બોલ.
કૂટણું (ના) કૂટવાના પ્રકારો:
કૂટવું (ક્રિ) કુટ્ટન, છાતી કૂટવી તે. ખાંડવું.
કૂટાકૂટ (ના) ઠોકાઠોક. જોરથી છાતી કૂટવી તે.
કૂટાવું (ક્રિ) માર ખાવો. છુંદાવું.
કૂટેલ (વિ) કૂટાયલું, ઠરેલ, ગુપ્ત.
કૂડ (ના) મેલ, આંટી, કપટ. વાંધો, વચકો.
કૂડું (વિ) નઠારૂં, ભુંડું. કપટી, હૈયામેલું.
કૂદકારો } કૂદકો } (ના) ઠેકડો, ભૂસકો, છલંગ, કુર્દન. કૂદકારો }
કૂદવું (ક્રિ) ઠેકવું, ઓળંગવું. ઝંપલાવવું.
કૂદાકૂદ (ના) વલવલાટ.
કૂપ (ના) પાણીનો કૂવો. ખાડો.
કૂર (ના) ભાત, રાંધેલા ચોખા.
કૂર્મ (ના) કાચબો, કચ્છ, કચ્છપ.
કૂવો (ના) કૂપ. વહાણના સઢનો થંભ.
કૃત (વિ) કરેલું. રચિત.
કૃતકૃત્ય (વિ) કામ કરીને પરવારેલું.
કૃતઘ્ન (વિ) અનુપકારી, નિમકહરામ, નગુણું, નુ-
કૃતઘ્નતા (ના) કૃતઘ્નપણું, નિમકહરામી. [ગરૂં.
કૃતઘ્ની (વિ) નિમકહરામ, નગુણું, નુગરૂં.
કૃતજ્ઞ (વિ) ઉપકાર જાણનાર. નિમકહલાલ.
કૃતજ્ઞતા (ના) કૃતજ્ઞીપણું, વફાદારી.
કૃતજ્ઞી (વિ) કૃતજ્ઞ, વફાદાર, નિમકહલાલ.
કૃતયુગ (ના) સતજુગ, સત્યયુગ. ૧૭૨૮૦૦૦
કૃતાંત (ના) યમ. કાળ, નાશ. [વર્ષ.
કૃતાર્થ (ના) પાર પડેલું, કૃતકૃત્ય.
કૃતાર્થી (વિ) કૃતકૃત્ય. કરવાનું કરી ચૂકેલો.
કૃતિ (ના) રચના, બનાવટ.
કૃત્ય (ના) કામ, કર્મ. કરેલો સિદ્ધાંત (ભૂમીતિમાં).
કૃત્યા (ના) માતામેલડી. ડાકેણ. કંકાસણી. નેસપગી.
કૃત્રિમ (ના) કપટ. કીનો. દગો. જૂઠાણું.
કૃત્રિમ (વિ) નવું કરેલું. અસત્ય. બનાવટી.
કૃત્રિમી (વિ) બનાવટી. કપટી. વેષધારી.
કૃદન્ત (ના) ધાતુને પ્રત્યય લાગી થતા શબ્દો.
કૃપણ (વિ) બખીલ, કંજુસ.
કૃપણતા (ના) બખીલાઈ, કંજુસાઈ.
કૃપા (ના) મેહેરબાની. પ્રસાદ. દયા.
કૃપાનિધાન (વિ) દયાસાગર, કૃપાનો ભંડાર.
કૃપાપાત્ર (વિ) કૃપા કરવા લાયક. આભારી.
કૃપાવન્ત } કૃપાવાન્ } (વિ) કૃપા કરનાર મેહેરબાન.
કૃપાસિંધુ (ના) દયાસાગર.
કૃપાળ } કૃપાળુ } (વિ) કૃપાલુ, મેહેરબાન. માયાળુ, દયાળુ.
કૃમિ (ના) કરમ. પેટના ધોળા કીડા.
કૃશાંગ (વિ) નાજુક શરીરવાળું.
કૃશાન, કૃશાનુ, કૃશાનન (ના) અગ્નિ.
કૃષિ (ના) ખેતી, ખેડ.
કૃષ્ણ (વિ) કાળું. શ્યામ. ઘેરૂં આસમાની. વદ.
કૃષ્ણ (ના) વિષ્ણુ. વાસુદેવ. દ્વારકાનો રાજા.
કૃષ્ણપક્ષ (ના) વદ, વદી. અંધારિયું પખવાડિયું.
કૃષ્ણા (ના) યમુના. એક નદી.
કેંસ (ના) કસ, બંધ. (પોશાખના).
કે (અ) અથવા પ્રશ્નાર્થે, જેમ કહેતા હતા
કેઈ (સ્ત્રી) કયી, કી. [તિ એ કે દ
કેકા (ના) મોરનું બોલવું તે.

કેટલાંએક | (વિ) ઘણાંએક. એક તથા બીજાં
કેટલાંક | થોડાંએક.
કેટલું (વિ) કેવડું ?
કેડ (ના) કટિ, કમ્મર. પૂંઠ.
કેડિયું (ના) બદન, કુડતું, કેડસૂધીનું કપડું.
કેડી (અ) પછી, પાછળથી. (ના) પગરસ્તો.
કેડે (અ) પછવાડે, વાંસે, પૂંઠે.
કેડો (ના) પૂઠ, ખ્યાલ, છેડો. માર્ગ.
કેણ (ના) કહેણ, સંદેશો.
કેણી (ના) કથન, કહેવત. બદનામી.
કેણી (સ) કયી, કી.
કેણીગમ, કેણીતરફ (અ) કયી બાજુએ.
કેત (ના) ઘર. મુકામ. ઇચ્છા.
કેતક (ના) કેવડો. એક વૃક્ષ.
કેતક કેવડો (ના) કેવડાના આકારનું સ્ત્રીના માથાનું ઘરેણું. [તેનું પાતરું.
કેતકી (ના) કેવડો. એક સુગંધીદાર વૃક્ષ તથા
કેતન (ના) ઘર. રહેઠાણ. તેડું. ધ્વજા.
કેતુ (ના) નવ ગ્રહમાંનો એક. ધજા. ધૂમકેતુ.
કેથાં | (અ) કોઈ ઠેકાણે, કોઇપણ જગાએ.
કેથે |
કેદ (ના) બંધી, અટકાવ. અદબ.
કેદ (વિ) કેદી, બંધીખાને પડેલું.
કેદખાનું (ના) કારાગૃહ, બંધીખાનું, તુરંગ, જેલ [અંગ્રેજી].
કેદાર (ના) ખેટ. હિમાલયનું એક શિખર.
કેદારનાથ (ના) શિવ, મહાદેવ.
કેદારો (ના) એક રાતનો રાગ.
કેદી (વિ) બંધીવાન. ગુન્હેગાર. અન્યાયી.
કેનું (સ) કોનું, કોણનું.
કેન્દ્ર (ના) મધ્યબિંદુ. મર્મ. કુંડલીના ૧,૪,૭,૧૦ [સ્થાનો.
કેફ (ના) ઘેન, સુસ્તી, મદ, મોહ, નિશો.
કેફિયત (ના) હકીકત, બ્યાન, વર્ણન.
કેફી (વિ) કેફકર્તા. અમલી. છંદી.
કેબીન (ના) વહાણના તુતક નીચેની ઓરડી.
કેમ (અ) કયી રીતે ? શાસારૂ ? શું ? ઇ૦ પ્રશ્નાર્થે.
કેમ કરતાં | (અ) શી રીતે ? કોઇપણ રીતે.
કેમ કરીને |
કેમકે | (અ) કારણ કે, સબબ કે.
કેમજે |
કેમરે (અ) શા સારૂ ? (ધમકાવતાં).
કેમેકરતાં (અ) કિમપિ. કોઇપણ રીતે.
કેયુર (ના) અંગદ, બાજુબંધ. (ઘરેણું).
કેર (ના) કરીર, કેરો. આફત.
કેરખી (ના) કાંગરી.
કેરડો (ના) કેરાંનું ઝાડ.
કેરબો (ના) એક નાચ. તે વખતે ગવાતાં ગીત તથા રાગ.
કેરલ (ના) મલબાર પ્રાંત.
કેરાં (ના) કેર, કરીર (ફળ).
કેરી (ના) આંબાફળ.
કેરી (પ્ર) "ની" અર્થે | છઠ્ઠી વિભક્તિનો સં-
કેરૂં (પ્ર) "નું" અર્થે | બંધ સુચક અર્થ દે-
કેરો (પ્ર) "નો" અર્થે | ખાડેછે.
કેલ (વિ) એક. (વ્યાપારીનો સંકેત).
કેલ (ના) છાનો કોલ.
કેલક (ના) નાચનાર. ખેલાડી.
કેલપડી (ના) અગિયાર, ૧૧.
કેલિ (ના) ક્રીડા, રમત. ખેલ.
કેવટી (ના) ચેવટી. દાળોની મેળવણી.
કેવડિયો (વિ) કેવડામાં રાખી કરેલો (કાથો)
કેવડું (વિ) કેટલું ?
કેવડેલ (ના) કેવડાની સુગંધીવાળું તેલ.
કેવડો (ના) કેતકી. એક વૃક્ષ, ફૂલ.
કેવળ (વિ) કેવલ, શુદ્ધ, નર્યું. માત્ર.
કેવળ (અ) બીલકુલ, છેક, બધી વાતે.
કેવળધામ (ના) મુક્તિપદ, બ્રહ્મપદ.
કેવળ પ્રયોગી (વિ) હર્ષ, શોક, આશ્ચર્યસૂચક (અ-વ્યયો.
કેવારે (અ) કયી વખતે, કિયે સમયે ?
કેવું (વિ) કયી જાતનું ?
કેશ (ના) વાળ, નિમાળા.
કેશપાશ (ના) વેણી, અંબોડો.
કેશર (ના) કેસર. (એક ફૂલના રેસા).
કેશવ (ના) વિષ્ણુ. બ્રહ્મામહેશને આનંદ દેનાર.
કેશવાળી (ના) ઘોડાની યાળ.
કેશાકર્ષણ (ના) કેશ અથવા તેના જેવી ઝી-ણી નળીમાંથી ખેંચાવું તે.
કેશિહા (ના) વિષ્ણુ. કેશિ દૈત્યને મારનાર.
કેસ (ના) કેશ, વાળ, કસ, બંધ. મુકદમો [(અં.ગ્રેજી)
કેસર (ના) કમળફૂલના રેસા.
કેસરપપ્પું (ના) દ્રાવિડ ભિક્ષુક બ્રાહ્મણ.
કેસરિયાં (વિ) કેસરી રંગનાં. મરણિયાં.

કેટલાંએક } (વિ) ઘણાંએક. એક તથા બીજાં
કેટલાંક } થોડાંએક.
કેટલું (વિ) કેવડું ?
કેડ (ના) કટિ, કમ્મર. પૂંઠ.
કેડિયું (ના) બદન, કુડતું, કેડસૂધીનું કપડું.
કેડી (અ) પછી, પાછળથી. (ના) પગરસ્તો.
કેડે (અ) પછવાડે, વાંસે, પૂંઠે.
કેડો (ના) પૂઠ, ખ્યાલ, છેડો. માર્ગ.
કેણું (ના) કહેણુ, સંદેશો.
કેણી (ના) કથન, કહેવત. બદનામી.
કેણી (સ) કયી, કી.
કેણીગમ, કેણીતરફ (અ) કયી બાજુએ.
કેત (ના) ઘર. મુકામ. ઇચ્છા.
કેતક (ના) કેવડો. એક વૃક્ષ.
કેતક કેવડો (ના) કેવડાના આકારનું સ્ત્રીના માથાનું ઘરેણું. [તેનું પાતરૂં.
કેતકી (ના) કેવડો. એક સુગંધીદાર વૃક્ષ તથા
કેતન (ના) ઘર. રહેઠાણ. તેડું. ધ્વજા.
કેતુ (ના) નવ ગ્રહમાંનો એક. ધજા. ધૂમકેતુ.
કેથાં } (અ) કોઈ ઠેકાણે, કોઇપણ જગાએ.
કેથે }
કેદ (ના) બંધી, અટકાવ. અદબ.
કેદ (વિ) કેદી, બંધીખાને પડેલું.
કેદખાનું (ના) કારાગૃહ, બંધીખાનું, તુરંગ,
કેદાર (ના) ખેટ. હિમાલયનું એક શિખર.
કેદારનાથ (ના) શિવ, મહાદેવ.
કેદારો (ના) એક રાતનો રાગ. [જેલ [અંગ્રેજી].
કેદી (વિ) બંધીવાન. ગુન્હેગાર. અન્યાયી.
કેનું (સ) કોનું, કોણનું. [સ્થાનો.
કેન્દ્ર (ના) મધ્યબિંદુ. મર્મ. કુંડલીના ૧,૪,૭,૧૦
કેફ (ના) ઘેન, સુસ્તી, મદ, મોહ, નિશો.
કેફિયત (ના) હકીકત, બ્યાન, વર્ણન.
કેફી (વિ) કેફકર્તા. અમલી. છંદી.
કેબીન (ના) વહાણના તુતક નીચેની ઓરડી.
કેમ (અ) કયી રીતે? શાસારૂ? શું? ઈ૦ પ્રશ્નાર્થે.
કેમ કરતાં } (અ) શી રીતે ? કોઇપણ રીતે.
કેમ કરીને }
કેમકે } (અ) કારણ કે, સબબ કે.
કેમજે }
કેમરે (અ) શા સારૂ ? (ધમકાવતાં).
કેમેકરતાં (અ) કિમપિ. કોઇપણ રીતે.
કેયુર (ના) અંગદ, બાજુબંધ. (ઘરેણું).
કેર (ના) કરીર, કેરાં. આફત.
કેરખી (ના) કાંગરી.
કેરડો (ના) કેરાંનું ઝાડ. [ગીત તથા રાગ.
કેરબો (ના) એક નાચ. તે વખતે ગવાતાં
કેરલ (ના) મલબાર પ્રાંત.
કેરાં (ના) કેર, કરીર (ફળ).
કેરી (ના) આંબફળ.
કેરી (પ્ર) "ની" અર્થે } છઠ્ઠી વિભક્તિનો સં-
કેરૂં (પ્ર) "નું" અર્થે } બંધ સૂચક અર્થ દે-
કેરો (પ્ર) "નો" અર્થે } ખાડેછે.
કેલ (વિ) એક. (વ્યાપારીનો સંકેત).
કેલ (ના) છાનો ફેલ.
કેલક (ના) નાચનાર. ખેલાડી.
કેલપડી (ના) અગિયાર, ૧૧.
કેલિ (ના) ક્રીડા, રમત. ખેલ.
કેવટી (ના) ચેવટી. દાળોની મેળવણી.
કેવડિયો (વિ) કેવડામાં રાખી કરેલો (કાથો).
કેવડું (વિ) કેટલું ?
કેવડેલ (ના) કેવડાની સુગંધીવાળું તેલ.
કેવડો (ના) કેતકી. એક વૃક્ષ, ફૂલ.
કેવળ (વિ) કેવલ, શુદ્ધ, નર્યું. માત્ર.
કેવળ (અ) બીલકુલ, છેક, બધી વાતે.
કેવળધામ (ના) મુક્તિપદ, બ્રહ્મપદ. [વ્યયો.
કેવળ પ્રયોગી (વિ) હર્ષ, શોક, આશ્ચર્યસૂચક (અ-
કેવારે (અ) કયી વખતે, કિયે સમયે ?
કેવું (વિ) કયી જાતનું ?
કેશ (ના) વાળ, નિમાળા.
કેશપાશ (ના) વેણી, અંબોડો.
કેશર (ના) કેસર. (એક ફૂલના રેસા).
કેશવ (ના) વિષ્ણુ. બ્રહ્માંમહેશને આનંદ દેનાર.
કેશવાળી (ના) ઘોડાની ચાળ.
કેશાકર્ષણ (ના) કેશ અથવા તેના જેવી ઝી-
ણી નળીમાંથી ખેંચાવું તે.
કેશિહા (ના) વિષ્ણુ. કેશિ દૈત્યને મારનાર.
કેસ (ના) કેશ, વાળ, કસ, બંધ. મુકદમો.
કેસર (ના) કમળફૂલના રેસા. [(અં.ગ્રેજી).
કેસરપપ્પુ (ના) દ્રાવિડ ભિક્ષુક બ્રાહ્મણ.
કેસરિયાં (વિ) કેસરી રંગનાં. મરણિયાં.

કેસરિયું (ના) નિડર શુદ્ધ પ્રવૃત્તિ.
કેસરી (વિ) કેસરના રંગનું.
કેસરી (ના) સિંહ. ભૂકી, માર.
કેસવાઈ (ના) કેશવાળી. ચાળ.
કેસુડાં (ના) ખાખરાનાં ફૂલ
કેસુડી (ના) કેસુડાંનું ઝાડ, ખાખરો.
કેહેર (ના) અણધારી આફત. કોપ.
કેળ (ના) કદળી, કેળાનું ઝાડ.
કેળફૂલ (ના) કેળદોડો.
કેળવણી (ના) કેળવવાની રીત. વિદ્યા. શિક્ષા.
કેળવવું (ક્રિ) જ્ઞાનશક્તિ વધારવી. મસળવું, ગૂંદવું. ઉછેરવું.
કેળવાવું (ક્રિ) ઉછેરાવું. કેળવણી લીધેલા થવું.
કેળું (ના) કેળનું ફળ.
કૈં (વિ) કયી.
કૈક (વિ) કેટલાએક, ઘણાએક.
કૈલાસ (ના) એક પહાડ. શિવ અને કુબેરની નગરી.
કૈલાસવાસ (ના) શિવલોકની પ્રાપ્તિ.
કૈવલ્ય (ના) બ્રહ્મસ્વરૂપ. મોક્ષ.
કૈશિકીવૃત્તિ (ના) શૃંગાર, હાસ્ય અને કરુણારસનું સંમિલન.
કો (સ) કોઈ. કોણ.
કો (ના) એક રોગ. ગુમડાં.
કોઈ (સ) કોઇપણ, અનિશ્ચિત નામને બદલે.
કોઈએક } (વિ) ગમે તે એક. કોઇપણ એક.
કોઈક }
કોઇકાળે } (અ) કોઇ વખત. કદી. કદીપણ.
કોઇસમે }
કોએલ (ના) કોયલ. કોકિલા.
કોએલો (ના) કોયલો, ઠારેલો અંગારો.
કોક (વિ) કોઇએક. (ના) ઇશક કામ.
કોકડી (ના) દડી. (દોરાની). કરચળી.
કોકડું (ના) દડો. નાનો વીંટો. કરચળી.
કોકણ (ના) કોકણપટી. મહારાષ્ટ્રનો દરિયાકાંઠાનો પ્રદેશ.
કોકણી (વિ) કોકણ પ્રાંતનું.
કોકબાણ (ના) કામદેવનું બાણ. ઇશકનું તીર.
કોકમ (ના) એક ઝાડ તથા તેનાં ખાટાં ફળ.
કોકરવરણું (વિ) શિંફાળું. સહજ ઊનું.
કોકરવું (ના) કાનની ત્રણે મોતીની કડી.
કોકલાસ (ના) ભડવો.
કોકલાલી (ના) ભડવાઈ.
કોકશાસ્ત્ર (ના) કામશાસ્ત્ર.
કોકા (ના) સારાં કીમતી કપડાં.
કોકિલ (ના) કોયલનો નર.
કોકિલા (ના) કોયલ. કોકિલની માદા.
કોકીલું (વિ) કોકરવાયું, ઊંફાળું.
કોકીશાં (ના) ગાળિયાં. કિલ્લાના બાકાં.
કોકો (ના) જભલું. નાની અંગરખી.
કોગળિયું (ના) અપોક, કોલેરા [અંગ્રેજી].
કોગળો (ના) મોઢામાં માય તેટલું જળ
કોગળો કરવો (ક્રિ) મોઢું સાફ કરવું. [ગાડી
કોચ (ના) સૂવા બેસવાનો ગાદીવાળો બાંક.
કોચમીન (ના) ગાડી હાંકનાર. [અંગ્રેજી].
કોચરાની સાલ (ના) કોઇપણ જૂનું વર્ષ.
કોચરૂં (વિ) છિદ્રવાળું.
કોચરો (ના) ઉંદર. જેમઃ–કાણો કુબડો કોચરો, માકડ બટુક બિલાડ; એ સૌ તમ રક્ષા કરો, ભાંડ દુંડ ભરવાડ.
કોચલું (ના) કોટલું, ફળનું ઢાંકણ.
કોચવું (ક્રિ) ભોકવું. સતાવવું, દુઃખ દેવું.
કોજાગરી (ના) માણેકઠારી, આસો શુદ ૧૫.
કોટ (ના) કિલ્લાની ભીંત. કિલ્લો. ડોક.
કોટડી (ના) ઓરડી. ખોલી.
કોટડીમાં પૂરવું (ક્રિ) કેદ કરવું.
કોટલું (ના) કેચલું. ફળ કાઢી લીધેલું ઢાંકણું.
કોટવાલ (ના) ફોજદાર. પોલિસ કામદાર.
કોટવાલી (ના) કોટવાલનું કામ.
કોટાકોટ (વિ) કરોડ કરોડ. અસંખ્ય.
કોટિ (વિ) કરોડ. ૧૦૦૦૦૦૦૦ (સંખ્યા).
કોટિધ્વજ (ના) કરોડાધિપતિ પુરુષ. મસાજ.
કોટિયું (ના) હોડકું. નાનકડી હોડી. બળદનો એક જાત.
કોટિલી (ના) છીપાનું ઠોકવાનું ઓજાર.
કોટિલો (ના) પીંજારાનું તાંતપર ઠોકવાનું ઓજાર.
કોટી (ના) ભેટવું તે. તર્ક. શંકા.
કોટુ (ના) બેતરિયું કાયડો. આંટી. ગુંચ.
કોટેકોટ (અ) કોટની બાજુએ થઇને.
કોટયાવધિ (વિ) કરોડે લેખાય એવું.
કોઠ (ના) એક જાતનો સાપ. એક ફળ.
કોઠરો (ના) કોઠાર. ભંડારિયું.
કોઠાર (ના) ભંડાર. (અનાજનો).

કોઠારિયું (ના) ભંડારિયું. નાનો કોઠાર.
કોઠારી (ના) ભંડારી, કોઠારનો રખેવાળ.
કોઠાવિરામ (ના) જુદી જુદી પ્રકૃતિ.
કોઠી (ના) ઝીલ. દારૂની કુલડી. વખાર. થાણું.
કોઠિમડી (ના) એક જાતનો વેલો.
કોઠીમડું (ના) કોઠીમડીનું ફળ.
કોઠું (ના) કોઠ. મોં. પંખીનો માળો.
કોઠો (ના) જઠર. પેટ. ખાનું. વખાર. અંગરખાનો ઉપલો ભાગ.
કોડ (ના) હોંસ. લહાવો. ગોઠાર.
કોડાં (ના) શંખલાં, ખાંગડાં.
કોડામણું (વિ) વરણાગિયું, ફૂટડું. કોડીલું.
કોડારૂં (ના) ગોઠા, કોડ, ઢોર બાંધવાની જગા.
કોડિયું (ના) દીવો કરવાનું પાત્ર. ગોઠો.
કોડીલું (વિ) હોંસીલું.
કોડી (ના) દરિયાઈ જંતુનું ઘર. હલકી કીમતનો સિક્કો.
કોડો (ના) મોટી કોડી.
કોઢ (ના) કુષ્ટ, એક રોગ.
કોઢિયું (વિ) કોઢવાળું.
કોઢિયોલોબાન (ના) સફેત છાંટનો લોબાન.
કોઢિયો સાપ (ના) એક જાતનો સર્પ.
કોઢીજાર (ના) એક જાતની જુવાર.
કોણ (સ) કિયો, કયી, કયું ઈ૦ પ્રશ્નાર્થે.
કોણ (ના) ખૂણો.
કોણી (ના) હાથ અને બાહુની વચલો સાંધો.
કોતક (ના) કૌતુક, આશ્ચર્ય.
કોતર (ના) કોટર, ગુહા. નદીકાંઠાના ખાડા.
કોતરડું (ના) નાની ખાડી.
કોતરણી (ના) કોતરવાનું ઓજાર. નકશી.
કોતરવું (ક્રિ) આછું ખોદવું, ઓજારથી કોરવું.
કોતાઈ (ના) તંગી, ખૂટ, કસર.
કોતુક (ના) કૌતુક.
કોથમરી / કોથમી / કોથમીર (ના) ધાણાની ભાજી. એ દાળ, કઢી, ચટણીમાં વપરાયછે.
કોથળી (ના) થેલી. અંડ. (વિ) હજાર.
કોથળીસોથ (ના) વતનમાંથી દેશાઈ વગેરેને અપાતો પગાર.
કોથળે ઘાલવું (ક્રિ) બંધ કરવું, દાટી દેવું.
કોથળો (ના) કોષ્ઠક, થેલો.

કોદંડ (ના) ધનુષ્ય.
કોદરા (ના) કોદ્રવ, એક અનાજ.
કોદરી (ના) કોદરાના કણ.
કોદાળી (ના) ખોદવાનું ઓજાર.
કોદાળો (ના) મોટી કોદાળી.
કો દી (અ) કોઇ દહાડો.
કોદી / કોદુ (ના) ઘરડી ભેંસ. ડોબું.
કોપ (ના) હાનિકરતા ક્રોધ.
કોપરખરાસ (ના) તાંબાપીતળની મિશ્ર ધોળી ધાતુ.
કોપરાપાક (ના) કોપરાની, છીણની મીઠાઈ.
કોપરિયું (ના) કૂર્પર, કોણી.
કોપરૂં (ના) નાળિયેરનો ગર.
કોપરેલ (ના) કોપરાનું તેલ.
કોપવું (ક્રિ) રૂઠવું, ક્રોધાયમાન થવું.
કોપાયમાન (વિ) ક્રોધી. ખીજવાયલું.
કોપીન (ના) કૌપીન, સંન્યાસીની લંગોટી.
કોબર (ના) ખીણ, નેળ. [ધામા.
કોબી / કોબીજ (ના) એક શાક.
કોબો (ના) છાની જમીન.
કોમ (ના) જાત. પ્રજા. લોક.
કોમળ (વિ) કુમળું, પોચું, નરમ.
કોમળતા (ના) કુમળાસ, નરમાસ.
કોય (સ) કોઈ.
કોયડો (ના) કોરડો. અમલ. કોકું.
કોયલ (ના) કોકિલા. એક પંખી. એક રમકડું.
કોયલો (ના) હોલવેલો અંગારો.
કોર (ના) બાજુ. છેડો. કિનાર. તોઈ. ભૂકો
કોરટ (ના) અદાલત, કચેરી, દરબાર. [કુંવર.
કોરડું (વિ) કોરૂં, સૂકું.
કોરડો (ના) લૂગડા વગેરેનો વળ ચઢાવેલો ગેતો જાડો ચાબૂક.
કોરણ (ના) કોર, બાજુ પણો.
કોરણિયો (ના) કોર ઘસાડવાનું કોરેલું પાટિયું.
કોરણી (ના) કોરવાની રીત–ઓજાર. [ધગારી.
કોરમું (ના) અનાજનો ભૂકો.
કોરવું (ક્રિ) કોતરવું. ખૂંચવું.
કોરસણી (ના) કોરવાનું ઓજાર.
કોરાણ (ના) કોરણ, બાજુ, છેડો.
કોરી (ના) એક સિક્કો.

કોરૂં (વિ) વગર વાપરેલું, નવું, સૂકું. સાફ. વ-
કોરે (અ) બાજુએ. તરફ, ભણી. [ગર બાફેલું.
કોલ (ના) વચન. સતમી. કોલું. છોરતીનો
કોલકરાર (ના) કબાલો. લેખી સરત. [ગારો.
કોલમ (ના) કુલમ, (ચોખા). છાપેલ પૃષ્ઠના
કોલસો (ના) ખાણનો કોયલો. [વિભાગ.
કોલાહલ (ના) ગોંધાર, બરાડા, શોર.
કોલું (વિ) રતાસ પડતા ધોળા રંગનું.
કોલું (ના) સેરડી પીલવાનો સાંચો.
કોલેરા (ના) [અંગ્રેજી]. અપોક, કોગળિયું.
કોલો (ના) ભૂરિયો,
કોવાડી (ના) કુહાડી, કાપવાનું ઓજાર.
કોવાડો (ના) કુહાડો, કાપવાનું હથિયાર.
કોવિદ (ના) વિદ્વાન્, પંડિત, જ્ઞાની.
કોશ (ના) ભંડાર. દેહની એક અસર. સંગ્રહ.
મ્યાન. ફૂલનો ગોટો, કળી. કોસ, ગાઉ. પા-
ણી કહાડવાનો ચામડાનો કોથલો. નરાજ.
કોશટો (ના) કોશેટો. [હળનું લોઢું.
કોશીશ (ના) તજવીજ, ખેપ, યત્ન.
કોશેટો (ના) કીડાનું ઘર. રેસમનો કીડો.
કોષ (ના) કોશ, સંગ્રહ. ગાઉ.
કોષ્ઠક (ના) કોઠો. ભાંજણીનું બંધારણ. ટીપ.
કોસ (ના) કોશ, ગાઉ. નરાજ પાણી ખેંચ-
વાનો ચામડાનો મોટો કોથળો.
કોસકૂવો (ના) કોશવડે પાણી ખેંચવાનો કૂપ.
કોસણ (ના) કૂખ. બાજુ.
કોસણવું (ક્રિ) મેળવવું. ભેળવું.
કોસમ (ના) કુસુંભ, કોસંબીનાં ફૂલ.
કોસંબી (ના) કસુંબાનું ઝાડ, ફૂલ.
કોસંબો (ના) કસુંબો.
કોસિયો (ના) કોશે પાણી કાઢનાર.
કોસર (ના) કસર. મિતવ્યય.
કોસરિયો (ના) કસરિયો.
કોસલ (ના) કાઉન્સીલ, સલાહકાર મંડળ.
કોસવું (ના) હળના ચવડાની લોઢાની ધાર.
કોસીટો (ના) કોશેટો, કીડાનું ઘર.
કોસીસ (ભા) કોશીશ.
કોસીસાં (ના) કાંગરા. કોટના શિખરો.
કોસેટો (ના) કોશેટો, કીડાનું ઘર.
કોહં (સ) હું કોણ?

કોહ (ના) કોઢ, ગુમડાં, એક રોગ, સડો.
કોહલું (ના) શિયાળવું.
કોહવું (ક્રિ) સડવું, બગડવું.
કોહાડી (ના) કુહાડી, કાપવાનું ઓજાર.
કોહેલું (વિ) સડેલું. બળિયેલ.
કોહોવાણ (ના) પાણીથી સડેલ વનસ્પતિ.
કોહોળી (ના) કોહોળાની વેળ.
કોહોળું (ના) કુષ્માંડ, એક શાક.
કોહ્યાબોલું (વિ) કોહેલું બોલનાર.
કોળું (વિ) કટાણું. વાંકું. (વેણ).
કોળ (ના) મોટો ઉંદર, ઘૂસ.
કોળણ (ના) કોળીની ઔરી.
કોળવાઈ (ના) ઉંદર ધરવાનું પાંજરૂં.
કોળિયો (ના) કવલ, બૂક, ડબ્બો. (વિ) થોડુંક.
કોળો (ના) કલ્લો, જૂડો.
કૌતક (ના) કૌતુક, આશ્ચર્ય, અદ્ભુત.
કૌતી (ના) કૌવત, શક્તિ, જોર, બળ.
કૌતુક (ના) કૌતક, અજબ, નવાઈ, અજાયબી.
કૌભાણ્ડ (ના) તરકટ, તુત, ઠગાઈ, કાવતરૂં.
કૌમાર (ના) કુમાર અવસ્થા.
કૌમુદી (ના) ચાંદની, ચાંદરણું, ચંદ્રપ્રકાશ.
કૌવચ (ના) ફાફડો. એક વવળાટ કરાવનાર
કૌવત (ના) શક્તિ, બળ, તાકાત. [વેલો.
કૌશલ્ય (ના) કુશળતા, પૂર્ણ માહિતગારી.
કૌસ્તુભ (ના) ચોદરત્નમાંનું એક. કૃષ્ણનો મણી.
ક્યમ (અ) કેમ.
ક્યામત (ના) મરી ગયેલાના ઈન્સાફનો દિવસ.
ક્યારડી (ના) નાનો ક્યારડો. [ધવી તે.
ક્યારડો (ના) કેદાર, ચોમેર ફરતી પાળ બાં-
ક્યારી (ના) નાનો ક્યારો એક જાતનો સેક.
ક્યારે (અ) કયે વખતે, એક જમીન.
ક્યારો (ના) ક્યારડો.
ક્યાસ (ના) કલ્પના, અટકળ, ધારણા.
ક્રમ (ના) અનુક્રમ. વેદ ભણવાની એક રીત.
ક્રમણ (ના) આગળ, વધવું તે. [વિષ્ણુ.
ક્રયવિક્રય (ના) ખરીદી ગકરો.
ક્રાંતિવૃત્ત (ભા) સૂર્યને ફરવાનો માર્ગ.
ક્રિયમાણ (ના) ચાલતી ક્રિયા, કરાતાં કર્મ.
ક્રિયા (ના) કર્મ, વિધિ, કંઇપણ કરવું તે.
ક્રિયાપદ (ના) ક્રિયાબોધક શબ્દ.

ખટકરમ (ના) ષટ્કર્મ. યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ. નિત્યકર્મ.
ખટકવું (ક્રિ) ખૂંચવું, ખખરવું (આંખમાં).
ખટકો (ના) ખખડાટ. અડચણ. વહેમ. ખંત.
ખટખટ (ના) અથડાતો અવાજ. હરકત.
ખટચક્ર (ના) ષટ્ચક્ર. આધાર, લિંગ, નાભિ, હૃદય, કંઠ, અને મૂર્ધ્વચક્ર. (યોગમાં).
ખટદર્શન (ના) ષટ્દર્શન. ખટશાસ્ત્ર. ન્યાય, વૈશેષિક, પૂર્વમિમાંસા, ઉત્તરમિમાંસા, સાંખ્ય અને યોગ.
ખટપટ (ના) જંજાળ, ગૂંચવણ. હલામણ. કપટ. બગાડ. યુક્તિ પ્રયુક્તિ.
ખટપટવું (ક્રિ) ખટપટ કરવી. વધવું.
ખટપટિયું (વિ) ખટપટવાળું, મેહેનતનું.
ખટપટિયો | ખટપટી (ના) માથાફોડિયો. કાવતરાંખોર. રાજકીય કાર્યે કરનાર.
ખટપદ (ના) ષટ્પદ, ભ્રમર, ભમરો.
ખટમધરૂં | ખટમધુર | ખટમધુરૂં (વિ) સ્વાદમાં ખાટું અને મીઠું લાગે તેવું.
ખટમલ (ના) ખાટલાનો મલ, માકણ. નવલશા-
ખટમાસી (વિ) છમાસી. છ્હામહિનાનું. [હીરજી.
ખટમીઠું (વિ) ખટમધુરૂં.
ખટરસ (ના) ષડ્રસ, છ સ્વાદ. ખાટો, ખારો, કડવો, દટાણો, તીખો અને મીઠો. ભેળનાવ.
ખટરાગ (ના) ષડ્રાગ, છ રાગ. ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રી, દીપક, અને મેઘ. અણબનાવ. ખટપટ. ઉપાધિ. જંજાળ.
ખટરાગી (વિ) સંસારી. જંજાળી. ખટપટિયો.
ખટલું | ખટલો (ના) કુટુંબકબીલો, ચાકરનફર વગેરે. કુટુંબ. કજિયો (દરબારી). ગૂંચ.
ખટવું (ક્રિ) ખાટવું, કમાવું.
ખટશાસ્ત્ર (ના) ખટદર્શન. છ શાસ્ત્ર.
ખટાઈ (ના) ખાટોરસ, ખટાશ.
ખટાટોપ (ના) ધમપછાડ. ધામધૂમ.
ખટારો (ના) ગાલ્લું, બીજગાલ્લું, મોટું ગાડું.
ખટાવવું (ક્રિ) રળાવવું, ફાયદો કરવો.
ખટાવું (ક્રિ) ખાટું થવું.
ખટાશ, ખટાસ (ના) ખાટાપણું.
ખટાશિયો (વિ) શેખીખોર.

ખટુંબડું, ખટુંબરૂં (વિ) થોડુંક ખાટું.
ખડ (ના) ઘાસ. નિદાણ. ખરડ, લેપ.
ખડક (ના) પથ્થરનો જથ્થો, ટેકરો. ખરાબો.
ખડકવું (ક્રિ) ઉપરા ઉપર ગોઠવવું, સિંચવું.
ખડકી (ના) નાની ગલી. ડેલી. મોહોલ્લો. ફળિયું.
ખડકું (ના) પથ્થરનો કટકો.
ખડખડ (અ) ખડખડાટ, નક્કર વસ્તુ આથ-
ખડખડ (ના) .નડતર. [ડતાં થતો અવાજ.
ખડખડવું (ક્રિ) ખખડવું. અવાજ થવો.
ખડખડાટ (ના) ખડખડ. એક અવાજ.
ખડખડિયાં (ના) સૂકવીને તળેલી પૂરીઓ.
ખડખડિયું (ના) ખડખડ કરતી ચીજ. ખટારો. એક સૂકી તળેલી પૂરી.
ખડગ (ના) ખડ્ગ, સમશેર. ગેંડાનું સિંગડું.
ખડગપાત્ર (ના) ગેંડાના સિંગડાનું ઠામ { ખડક.
ખડંગ (અ) એવો અવાજ. ટટાર.
ખડતલ (વિ) ઘડાયલું. હલકું. પાજી. શઠ.
ખડતાલ (ના) લાત, પાટુ.
ખડદાં (ના) ખડબાં, જાડા પોપડાં.
ખડધાન (ના) વગર વાવેલું અનાજ.
ખડધામણી (ના) એક ઝાડ.
ખડધાયલું | ખડધાયું (વિ) ચાઠાંવાળું. ગંદું.
ખડઘાલ (વિ) ખવાયલું, ઘસાયલું.
ખડપવું (ક્રિ) ભોંયપરથી ઊખેડવું.
ખડપું (ના) ખેતરમાં નિદાણ કાઢવાનું ઓજાર.
ખડપો (ના) સીધો ટેકરો. ખરપો.
ખડબચડું (વિ) ખાડા ખબચાવાળું.
ખડબડવું (ક્રિ) ખળભળવું. દુઃખે પાસું ફેરવવું.
ખડબડાટ (ના) અવાજ. ગોટાળો. તોફાન.
ખડબાં | ખડબું (ના) ચીકણા પ્રવાહી પદાર્થ ગઠ રીને બંધાયલા પોપડા.
ખડબૂચ | ખડબૂચું (ના) એક ફળ, ફૂટ.
ખડભડ (ના) એવો અવાજ. ગરબડ. ઓલાચાલી.
ખડભડવું (ક્રિ) ખડખડાટ થવો. કજિયો થવો.
ખડભડાટ (ના) ખડભડ. ઓલાચાલી.
ખડબ્રામી (ના) એક વેલો.
ખડવું (ક્રિ) ચોપડવું. બગાડવું. આળ ચઢાવવું. શરીરના અવયવનું ઉતરવું. પડવું.

ખડસલ (ના) ઘરનો પાયો. [ઉપરી જવું.
ખડા (ના) પાવડી, પાદુકા. જોડા.
ખડાઉતાર (વિ) દર્શની, તરતની. (હુંડી).
ખડાઉપાડ (વિ) બરાબર ખડા ભીડાતાં પગ ઉપડે એવો. (પગરખો).
ખડાખડ (અ) ખડખડ અવાજ થાય તેમ.
ખડાખાસટ્ટુ(ના)ષડાષ્ટક. જ્યોતિષનો એક યોગ.
ખડિયાખડ્ખડ (ના) તળિયા ઝાટક. સમૂળ નાશ. આફત.
ખડિયું (ના) ચોમાસાના સૂકા દિવસો. દૂકાળ. ચિંતા. સૂકી જમીન. જુવાન ભેંસ.
ખડિયો (ના) દોત. ઝોળો. ખલતો, વાટવો.
ખડિયોખાર (ના)ટંકણખાર [વિયાયલી ભેંસ.
ખડી (ના) ખડિકા. સફેત ગરોડી. કાંકરાં. વિના
ખડું (વિ) ઊભું, ટટાર. ટકેલું. [ધોયલું.
ખડેધાટ (વિ) તૈયાર. ધોયલાં વસ્ત્રવાળું.
ખડેચોક (અ) ખુલ્લા મેદાનમાં. સમુદાયમાં.
ખડેજોડે (અ) જોડા કાઢયા વગર.
ખડેલું (વિ) ખરેલું, પડેલું. નાની ભેંસ.
ખડો (ના) ખબૂતરખાનું. જોડાની એડી પાસે-
ખડ્ગ (ના) તલવાર. ગેંડો. [ની ઊંચાઈ.
ખડ્ડાવું (ક્રિ) ખરડાવું બગડવું, ડાઘ લાગવો.
ખણ (ના) ક્ષણ. પળ. ખંડ, ખાનું.
ખણકો (ના) ખણ ખણ થતો અવાજ.
ખણખણ (અ) એવા અવાજનું અનુકરણ.
ખણખણવું (ક્રિ) એવો અવાજ થવો.
ખણખણાટ (ના) ખણકો. એવો અવાજ.
ખણખોજ / ખણખોત / ખણખોદ (ના) ભૂલ કહાડવી તે. દોષ જોવા. નિંદા કરવી તે.
ખણવું (ક્રિ) ખોદવું. ખંજવાળવું. વલુરવું.
ખણિક (વિ) ક્ષણિક. થોડીવારનું.
ખણેખણ (અ) ક્ષણેક્ષણે, પળેપળે.
ખણમાત્ર (અ)ક્ષણમાત્ર, પળભર. થોડીવાર પણ.
ખંડ (ના) ભાગ. પ્રકરણ. ચોળીપૂર કાપડ. ખાનું. ઓરડો. પૃથ્વીના મોટા ભાગ. ખાંડ.
ખંડકાવ્ય (ના) કવિતાનો નાનો ગ્રંથ.
ખંડણી (ના) ચોથાઈ વગેરે ઉપજનો ભાગ.
ખંડન (ના) ભાંગફોડ. અપ્રતિપાદન
ખંડપરશુ (ના) મહાદેવ, શિવ.
ખંડવું (ક્રિ) કીમત આંકી લેવું.
ખંડાવવું (ક્રિ) કોઇ ખાંડે તેમ કરવું.
ખંડાવું (ક્રિ) ભૂકો થવો, છાલાં જુદાં થવાં.
ખંડિત (વિ) ભાંગેલું, તુટેલું, ખાંડું થયલું.
ખંડિતા (ના) એક નાયિકા.
ખંડિની (ના) પૃથ્વી.
ખંડિયર (ના) ખુલ્લી ભોંય. ભાંગુતુટું ઘર.
ખંડિયા (વિ) ખંડણી આપનાર. (રાજાઓ).
ખંડી (વિ) રહેવાસી.
ખંડી આપવું (ક્રિ) જથાબંધ માલ ઓછી કીમતે આપવો.
ખંડી રાખવું / ખંડી લેવું (ક્રિ) સામટો માલ કોઈ ભાવ ઠેરવી ખરીદવો. ઓછી કીમતની ચીજ લેણા પેટે લેવી.
ખંડીવાળવું (ક્રિ) ખંડી આપવું.
ખંડેર (ના) ખંડિયર. [કવાડ.
ખંડેરાવ (ના) ખડ્ગથી શોભનાર. એક ગાય-
ખત (ના) લેખ, દસ્તાવેજ. ખાતર. ક્ષત, ઘા.
ખતપત્તર (ના) ખત અને બીજાં કાગળિયાં.
ખતમ (ના) આખર, છેડો, હદ. સમાપ્તિ.
ખતરી (ના) ક્ષત્રી.
ખતરો (ના) વેહેમ, શક. આચકો.
ખતરો મટાડવો (ક્રિ) ઝાડે ફરવા જવું.
ખતવણી (ના) ખતવવું તે. [નાખવી.
ખતવવું (ક્રિ) નોંધ તથા મેળની રકમો ખાતામાં
ખતા (ના) નુકસાન. ઠોકર. ભૂલ. પસ્તાવો.
ખતાખાવી (ક્રિ) નુકસાન થવું. હલ્લો આવવો.
ખદખદ (અ) એવા ધ્વનિનું અનુકરણ.
ખદખદવું (ક્રિ) ઉકળવું, એવો અવાજ થવો.
ખદડવું(ક્રિ)તગેડવું, દોડાવવું. મેહેનત આપવી.
ખદડુક ખદડુક (અ) ઘોડાની એક ચાલનો
ખદબદ (અ) ખદખદ. [અવાજ.
ખદબદવું (ક્રિ) કીડા ઉભરાવા.
ખદવું (ક્રિ) ચાલવું, આગળ વધવું.
ખદિર (ના) ખેર. કાથો (પાનમાં ખાવાનો).
ખદિરા (ના) લજામણી, નમસ્કારી (એક વૃક્ષ).
ખદેડવું (ક્રિ) ખદડવું, દોડાવવું, નસાડવું.
ખદ્યોત (ના) પતંગિયો, આગિયો. તારો.
ખનક (ના) ખાણ ખોદનાર. ઉંદર.
ખનન (ના) ખાડો. દાટવું તે.

ખનિ / ખની } (ના) ખાણ, આકર.
ખનીજ (વિ) ખાણમાંથી નીકળેલું.
ખંત (ના) કાળજી, ચાનક. ચીટ, ચીડ.
ખંતી / ખંતીલું } (વિ) પછવાડે લાગુ રહેનાર. કાળજી રાખનાર.
ખંતે પડવું (ક્રિ) કેડો લેવો. ચાનક રાખવી.
ખંધાઈ (ના) લુચ્ચાઈ, ઠગાઈ. ખળતાઈ.
ખંધું (વિ) ખંધાઇ કરનાર [રૂર. તંગી. ખેપ.
ખપ (ના) માગણી. વાવર. ઊઠાવ. અગત્ય. જ-
ખપજોગું (વિ) ખપ હોય તેટલું.
ખપત (ના) ખપ, ઊઠાવ, માંગણી.
ખપતું (વિ) જોઇતું. મંગાતું. ઉપયોગનું.
ખપરેલ (વિ) નળિયાં ગોઠવ્યાં હોય તેવું.
ખપવું (ક્રિ) વેચાવું. વવરાવું. ગણાવું ચાલવું. જોઇતું. ટળવું.
ખપાટ (ના) ફાડ, લાકડાનો ચીરો.
ખપાટિયું (ના) વાંસની ચીપ.
ખપાડવું / ખપાવવું } (ક્રિ) ખપે તેમ કરવું.
ખપીજવું (ક્રિ) ખપવું. ખર્ચાવું.
ખપુવો (ના) એક શસ્ત્ર.
ખપેડી (ના) એક જીવડું. ગૂંગો.
ખપેડો (ના) કામડાની તટ્ટી.
ખપોટી (ના) એક જાતની રેતી. લિંગડું.
ખપ્પર (ના) ભોજનપાત્ર. કમંડળું. ઠીંતરાજી.
ખપ્પરમાં આવવું (ક્રિ) ભોગ થઇ પડવું.
ખપ્પરમાં લેવું (ક્રિ) ખાવું, ચૂસવું.
ખફા (વિ) ચીડાયલું, ગુસ્સે થએલું.
ખબડદાર (વિ) ચોક્સ, સાવધ. હોશિયાર.
ખબડદારી (ના) સાવચેતી. સંભાળ. ચોક્સાઈ.
ખબર (ના) સમાચાર, વર્તમાન. સંદેશો. ગપ. જાહેરખબર. નજર.
ખબર (વિ) માલૂમ, જાણીતું. [સમાચાર.
ખબર અન્તર (ના) તનદુરસ્તી વિષે જાણ.
ખબર આપવી (ક્રિ) જણાવવું, સમાચાર કહેવા.
ખબર કાઢવી (ક્રિ) પૂછપરછ કરવી.
ખબરદાર (ના) ખબડદાર, કાબેલ, પ્રવીણ.
ખબૂતર (ના) કબૂતર, કપોત, એક પક્ષી.
ખબૂતરખાનું (ના) ખબૂતરને રહેવાનું ઠેકાણું.

ખભો (ના) ખભો, સ્કંધ, ખાંધ. [ખારો.
ખબોચિયું (ના) ખાબોચિયું. પાણીનો નાનો
ખભળવું (ક્રિ) પાસું મરડવું. ડોહોળાવું. ગભ-
ખભળાટ (ના) ગભરામણ, ઉથલપાથલ. [રાવું.
ખભો (ના) સ્કંધ, ખાંધ, બગલ ઉપરનો ભાગ.
ખમ (ના) ભુજ, બાહુ.
ખમખમ (અ) એવા અવાજનું અનુકરણ.
ખમચાવું (ક્રિ) ખંચાવું, અચકાવું, લજવાવું.
ખમણ (ના) કોપરાનો ચૂરો (ખમણેલો).
ખમણ ઢોકળાં (ના) ખમણવાળાં વાટીદાળના
ખમણવું (ક્રિ) ખમણીથી છીણ કહાડવી. [ઢોકળાં.
ખમણી (ના) ખમણવાનું કાંગરીવાળું ઓજાર.
ખમતી (વિ) બોજો સહન કરનાર.
ખમવું (ક્રિ) ક્ષમવું, સાંખવું. સહેવું. વેઠવું. ખામોશથી જોવું.
ખમા (ના) ક્ષમા, ખામોશ. ધીરજ. રક્ષા.
ખમાચ / ખમાચી } (ના) રાતે ગાવાનો એક રાગ.
ખમીર (ના) ટેવ, આદત.
ખમીર (વિ) સહનશીલ, જેરવનાર. અભ્યાસી.
ખમ્પાલી / ખમ્પાળી } (ના) પંજેટી, ખેડુતનું એક ઓજાર.
ખમ્ભ / ખમ્ભ } (ના) સ્તંભ, થાંભલો, ખાંભ.
ખમ્ભાતી (વિ) ખંભાત શેહેરનાં. (તાળાં,
ખય (ના) ક્ષય, નાશ. [માણસ, ઈ૦).
ખર (ના) ગધેડો. રાવણનો એક પ્રધાન.
ખરખડિયાં (ના) ખડખડિયાં. એક જાતની
ખરખર (અ) એવો અવાજ. એકદમ. [પૂરી.
ખરખરવું (ક્રિ) ખખરવું. જૂનું થવું. ડહળી
ખરખરી (ના) ખખરી. ગળી. [જવું.
ખરખરો (ના) ખખરો. દલગીરી. શંકા.
ખરચ (ના) વ્યય. વાપર. સારું નરસું ટાણું.
ખરચખૂટણ (ના) વાવર. વ્યય. સરઆવસર.
ખરચવું (ક્રિ) ખરચ કરવો.
ખરચાઉ / ખરચાળ / ખરચાળુ } (વિ) ખરચ કરનાર. યોગ્ય રીતે પૈસા વાપરનાર.
ખરચી (ના) વાપરવાની રકમ.
ખરચી (વિ) સાધારણ, હલકું.
ખરચી ખાવું (ક્રિ) વાપરી નાંખવું. ઉડાવી દેવું.

ખરચી ચૂનો (ના) સાધારણ ધોળવાનો ચૂનો.
ખરચીપાણી (ના) નાણું ને ભાથું. હકવગરની [પ્રાપ્તિ.
ખરચુજવું (ક્રિ) ઝાડે જવું.
ખરજ (ના) ચામડીનો એક રોગ. ગાયનનો [એક સૂર.
ખરજવું (ના) ચામડીનો એક રોગ.
ખરડ (ના) લેપ. ખેતરનું ઘાસ.
ખરડવું (ક્રિ) ચોપડવું, લગાડવું. ખડવું.
ખરડાવું (ક્રિ) ખગડવું, ડાઘ લાગવો.
ખરડો (ના) કીત્તો. મુસદ્દો. અસલ લેખ.
ખરતું મૂકવું (ક્રિ) દૂર કરવું. વહી જવા દેવું.
ખરધ્વંસી (ના) રામ. ખર દૈત્યને મારનાર.
ખરપડી (ના) ખરપી, એક ઓજાર.
ખરપવું (ક્રિ) ખણવું. સોહોરી કાઢવું.
ખરપી (ના) નિંદવાનું ઓજાર, નાનો ખરપો.
ખરપો (ના) મોચીનું એક ઓજાર. મોટો તબેથો.
ખરબચડું (વિ) ખડબચડું. અ સપાટ.
ખરવાડ (ના) ખરાવાડ. ખળીની જગા.
ખરવું (ક્રિ) છૂટું પડવું. દૂર થવું. ગળવું.
ખરસવું (ના) ખરજવું. એક કંદ.
ખરસાણી (ના) એક ઝાડ. થુવરની એક જાત.
ખરાંટા (ના) વાસણપરના એંઠા ડાઘ.
ખરાંપારખાં (ના) સાચા જૂઠાની તપાસ.
ખરાખર (અ) નક્કી, ખચીત, આમુખા.
ખરાખરી (ના) સચ્ચાઇનો જોસ્સો. આફત.
ખરાદ (ના) સંઘાડિયાનું એક ઓજાર.
ખરાદી (ના) સંઘાડિયો. લાકડાનાં રમકડાં [ઉતારનાર.
ખરાપણું(ના)સચ્ચાઇ, વાજબીપણું
ખરાબ (વિ) ભુંડું, નઠારું, નરસું. [કરવો.
ખરાબ કરવું (ક્રિ) બગાડવું. ગેરલાભ-નાશ-
ખરાબખસ્તા / ખરાબખાસ્તા (વિ) ઘણુંજ ખરાબ. પડતી હાલતનું.
ખરી બપોર (ના) મધ્યાહ્ન, માથે સૂર્ય આવવાનો સમય.
ખરાબી (ના) બગાડ. નુકસાન. જોખમ. દુઃખ.
ખરાબેહાલ (વિ) માઠી દશા પામેલું.
ખરાબો (ના) પાણીથી ઢંકાયલો ખડક. પ- [થ્થરની જમીન.
ખરાવાડ (ના) ખળીની જગા.
ખરી (અ) ખરું હા. [તળિયાં.
ખરી (ના) ગાવેડી. ક્ષુર, ખુર, ઢોરનાં પગનાં
ખરીદ (વિ) વેચાતું લીધેલું.
ખરીદદાર (વિ) ખરીદ કરનાર. ખૂબી જા- [ણનાર.
ખરીદવું (ક્રિ) વેચાતું લેવું.
ખરીદી (ના) સોદો. મૂળકીમત. ક્રય.
ખરીફ (ના) ચોમાસામાં વવાતાં ધાન્યો.
ખરુ (વિ) સફેત. મૂર્ખ. ક્રૂર.
ખરુ (ના) ઘોડો. દાંત. શિવ.
ખરું (વિ) સાચુ, સત્ય. ઘણું સેકેલું. પાકે કરેલું.
ખરું (અ) ખલુ, હા, સાચું, ઠીક, વારૂ ઈ૦ [અર્થે.
ખરું (ના) પોલાદ. ખળી, ખળું.
ખરે (અ) સાચે, હા.
ખરેખર / ખરેખરું / ખરેખાત (અ) સાચે, નક્કી, ખચીત ઇત્યાદિ અર્થે.
ખરેટો (ના) એડના ડાઘા.
ખરેટી (ના) ચીરા પડેલી ભોંય.
ખરેડું (ના) તરત વિયાયલી ગાય ભેંસનું દૂધ.
ખરેડો / ખરેરો (ના) હાથિયો. ઢોરનું આંગ સાફ કરવાનું લોઢાનું ઓજાર.
ખરોખર (અ) ખરેખર, સાચે, નક્કી.
ખર્જુ (ના) ધંતુરો.
ખર્જુર (ના) રૂપું, રજત, રોપ્ય.
ખર્વ (વિ) ૧૦ અબજ, ૧૦૦૦ કરોડ (સંખ્યા).
ખર્વ (ના) કુબેરની ૯ નિધિમાંની એક.
ખર્વટ (ના) કસબો. પર્વતની તળેટીનું ગામડું
ખલ (ના) ખળ. પથ્થરની લાંબી ખાંડણી.
ખલ (વિ) ક્રૂર, દુષ્ટ.
ખલક (ના) દુનિયા. આલમ. માણસ.
ખલ કરવું (ક્રિ) ખલમાં મૂકીને ઘૂંટવું.
ખલતિક (ના) પર્વત.
ખલતો (ના) વાટવો. ઝોળી,
ખલબત (ના) છૂપી મસલહત.
ખલલ (ના) ખલેલ, નડ, હરકત-ઈજા.
ખલવાં (ના) વેંગણનાં ભજિયાં.
ખલવાડ (ના) ખરાવાડ. ખળીની જગા,
ખલાસ (અ) પૂરું. છોડવેલું.
ખલાસી (ના) વહાણમાંનો નોકર. ખારવો.
ખલિત (વિ) વીર્યપાત થએલું.
ખલિતો (ના) ખલતો, વાટવો.
ખલી (ના) ખોળ. તેલનો કૂચો.
ખલીફ (ના) મહંમદ પેગમ્બરનો વારસ.

ખલુ (અ) નિશ્ચયે, નક્કી.
ખલૂરિઓ (ના) લશ્કરની કવાયતની જગા.
ખલેચી (ના) ચમચી. (પાન, સોપારીની).
ખલેડી, ખલેરી (ના) ખીસકોલી. (એક પ્રાણી).
ખલેલ (ના) ખલલ, નડતર, નુકસાન.
ખલ્લ (ના) ખળ. ઘંટી. ચાતક.
ખલ્વાટ (વિ) માથે તાળવાળું.
ખવડાવવું (ક્રિ) કોઇ ખાય તેમ કરવું. લાંચ [દેવી.
ખવળવું (ક્રિ) આળોટવું.
ખવાઇ જવું (ક્રિ) કાટ ચઢવો. ખરવું. અજાણે [ખાવું.
ખવાડવું (ક્રિ) ખવડાવવું. પોષવું.
ખવાબ (ના) સ્વપ્ન, સપનું, સાણું.
ખવાર (ના) ખુવાર, પાયેમાલ.
ખવાવું (ક્રિ) ખાઈ શકવું. ઉચાપત કરવું.
ખવાસ (ના) સ્વભાવ. ધર્મ. હજુરિયો.
ખવીસ, ખવ્વીસ (ના) ભૂત થએલો મુસલમાન. રાક્ષસ.
ખશ (ના) પહાડી મુલક તથા ત્યાંના રહીશો.
ખશિયાણું (વિ) ઝંખવાયલું, માન ભંગ થયલું.
ખશ પડવું (ક્રિ) ખશિયાણું પડવું.
ખષ્પ (ના) ક્રોધ. ક્રૂરતા.
ખસ (ના) ખરજ, ખૂજળી, ધવડો.
ખસખસ (ના) અફીણનાં છોડ તથા બી.
ખસખસિયા (વિ) ખસખસ જેવડા.
ખસતું કરવું (ક્રિ) દૂર કરવું.
ખસબો (ના) ખુશબો, સુગંધ.
ખસમ (ના) ધણી, પિયુ, ભરથાર.
ખસર (ના) નિશાનની દોરી. દોરીની નિશાની.
ખસલત (ના) ખાસિયત, ટેવ, આદત.
ખસવું (ક્રિ) આઘે જવું. ફાંદામાંથી નીકળવું.
ખસિયાણું (વિ) ખશિયાણું, ઝાંખું.
ખસી (ના) ખાંસી. અંડ છેદન.
ખસૂસ (અ) વિશેષેકરીને; જરૂર. નક્કી.
ખસેડવું (ક્રિ) દૂર કરવું, ખસતું કરવું.
ખસોટી (ના) ઓટી.
ખસોટે (અ) ખસોટીમાં. કેડે.
ખળ (વિ) ખલ, ઢોંગો, હરામી.
ખળકવું (ક્રિ) ખખડવું.
ખળકો (ના) ખળખળ ધ્વનિવાળો જળપ્રવાહ.
ખળખળ (અ) એકદમ. અટકયાવિના.
ખળખળવું (ક્રિ) ખખળવું. છેક ઘસાવું.
ખળખળાટ (અ) ખળખળ, અસ્ખલિત.
ખળભળ (ના) ગરબડ. ધાકથી થતો ગભરાટ.
ખળભળવું (ક્રિ) દુઃખથી પાસું મરડવું.
ખળભળાટ (ના) ખળભળ, ગરબડ.
ખળાવાડ (ના) ખરાવાડ. ખળીઓની જગા.
ખળી, ખળું (ના) ખલિની, ખળું. કણસામાંથી અનાજ ઝુડવાની જગા.
ખાં (ના) ખાન. સરદાર. રસજ્ઞ.
ખાંખણ (ના) ચોળવાનું એક ઓસડિયું.
ખાંખત (ના) ખંત, ચાનક. છીટ. ચૂક ખોળવાની ટેવ. ખણખોદ.
ખાંખાંખોળા (ના) ખૂણે ખોતરેની શોધ.
ખાંગડ (ના) ખાંગડો. ઇંટના બાઝેલા ઢીંટા.
ખાંગડી (ના) નાનો ખાંગડો.
ખાંગડો (ના) જળજંતુનું ઘર. ફુંકો.
ખાંગું (ના) ખાતું.
ખાંગુ (વિ) ભેદુ, મળતિયો.
ખાંચ, ખાંચખૂંચ (ના) સાંકડ. ખોટ. ખોંચ. વધઘટ. ખોલ, સફાઇ નહિ તે.
ખાંચખૂંચિયું (વિ) ગૂંચવણવાળું. ઊંચુંનીચું.
ખાંચડ (ના) ખીણ. ટેકરીની પડોસની ભોંય.
ખાંચવું (ક્રિ) ખાળવું. પાછું હઠાવવું.
ખાંચાખૂંચી (ના) ખૂણાખોચરા, ગલીકૂંચી.
ખાંચો (ના) સાંકડો રસ્તો. ખૂણો, બંધી. વાંધો.
ખાંજણ (ના) જુવાળના પાણીવાળું મેદાન.
ખાંજરું (ના) હાથ ન ફરે એવી જગા.
ખાંડ (ના) ખંડ, સેરડીના રસનો ભૂકો. ધારનો ખાડો. મીઠાશ.
ખાંડણિયું, ખાંડણિયો (ના) ખાંડવાને ભોંયમાં દાટેલી ખાણણી.
ખાંડણી (ના) ખાણણી. ખાંડવાનું પાત્ર.
ખાંડવું (ક્રિ) દસ્તાથી છૂંદવું, કૂટવું, ઘા મારવા.
ખાંડિયું (ના) બાંડાં સિંગડાનું ઢોર.
ખાંડી (ના) એક માપ. ૨૦ મણ.
ખાંડીબંધ (અ) ખાંડીને હિસાબે, એકદમ.
ખાંડું (વિ) ખાંડ પડેલું. ખાંડાવાળું.
ખાંડું (ના) બે ધારવાળી તરવાર.
ખાંણું (ના) મૂએલાં સગાનો શોક.
ખાંત (ના) ખંત. હોંસ.

ખાંધ (ના) સ્કંધ. ગરદન. મદદ.
ખાંધિયો (ના)મુડદું ઊંચકનાર. હાજિયો.સાથી.
ખાંધું (ના) હક્કો. બાંધી મદતનો વાયદો.
ખાંપણ (ના) ખોડ, એબ. કફન.
ખાંપવું (ક્રિ) થોડું થોડું ખોદવું.
ખાંભ,ખાંભ (ના) થાંભલો, સ્તંભ.
ખાંભી (ના) દાહની જગાનો પથરો, ચોરો.
ખાંભું (ના) કચરાનો ખાડો. [ફુકેળની ચીપો
ખાંસુવું (ક્રિ) ઉધરસ ખાવી.
ખાંસી (ના) કાશ, ઉધરસ, ઠાંસો. અંડ છેદન.
ખાઈ (ના) કોટના ગુડખાની ખાડી. ખોરાક.
ખાઈજવું (ક્રિ) ખાવું. દબાવવું. સપડાવવું.
ખાઈજોવું (ક્રિ) ખાઇને પરીક્ષા કરવી.
ખાઇપી લેવું (ક્રિ) ભોગવવું. ખાનપાનની મોજ માણવી. [મારખાઉ.
ખાઉ (પ્ર) ખાનાર અર્થે. જેમઃ લાંચખાઉ,
ખાઉકડ (વિ) વારે વારે ખાનારો.
ખાઉધર (વિ) અકરાંતિયો. ખાઉકડ.
ખાઉપાત્ર (વિ) ખાવા લેવાની દાનતવાળો.
ખાએશ (ના) ઇચ્છા, મરજી, ચાહેના.
ખાક (ના) રાખ. ધૂળ. મારેલી ધાતુ.
ખાકટી (ના) આંબાના મરવા.
ખાકસાર (ના) આજ્ઞાંકિત, નમ્ર. નીચું.
ખાખ (ના) રાખ. માટી. ધૂળ. મારેલી ધાતુ.
ખાખટી (ના) ખાકટી, મરવા.
ખાખર (ના) એક ઝાડ.
ખાખરી (ના) નાનો ખાખરો. સૂકાં પાતરાં.
ખાખરો (ના) ખાખર. ફરી સેકી ખરી કરેલી રોટલી.
ખાખસૂસ (અ) ખસુસા, ખચીત, જરૂર.
ખાખાખીખી (વિ) હેરાન હેરાન. અતિ દુઃખી.
ખાખી (વિ) જોગી, બાવો. નિર્ધન.
ખાખી બંગાલી (વિ)નિર્ધન છતાં ઇશકી. ફક્કડ.
ખાજ (ના) ખાદ્ય, ભક્ષ, ખોરાક. ચેળ.
ખાજલી (ના) નાનું ખાજું.
ખાજલું (ના) ખાજું. [પકવાન.
ખાજું (ના) ચોખા તથા ઘઉના લોટનું એક
ખાટ (ના) ખાટલો. છપરખાટ. લાભ.
ખાટકી (વિ) કસાઈ. નિર્દય. હિંસક. ક્રૂર.
ખાટકીવાડ (ના) કસાઈ મોહોલ્લો.
ખાટલી (ના) ઠાઠડી; ક્રકટી. ખાટ. માચી.
ખાટલે પડવું (ક્રિ) માંદા પડવું.
ખાટલો (ના) ખટ્વા, ઢોલિયો.
ખાટલો ભોગવવો (ક્રિ) મંદવાડ આવવો.
ખાટવું (ક્રિ) કમાવું, લાભ મેળવવો.
ખાટું (ક્રિ) ખટાશવાળું. કચવાયલું. દલગીર.
ખાટુંબડચ, ખાટુંબડસ (વિ) ઘણુંજ ખાટું. ખાતાં દાંત ખટાઈ જાય તેવું.
ખાટુંવડું (ના) વિવાહનો આગલો દિવસ.
ખાટોડી (ના) એક જાતની ખાટી ભાજી.
ખાડ (ના) ખાડી, ખાઇ, ખાડો.
ખાડી (ના) નદીનો ભરતીવાળો ભાગ. પાણી જવાનો ખાડો.
ખાડુ (ના) ભેંસનું ટોળું.
ખાડો (ના)ગર્ત, ખોદાયલી દબાયલી ભોંય. ખોટ.
ખાણ (ના) ખાનિ, આકર. ભોંયરું. બાફેલું અન્ન. સ્વેદજ, અંડજ, ઉદ્‌ભીજ ને જરાયુજ.
ખાણિયું (ના) ખાંડણિયું.
ખાણું (ના) જમણ, ભોજન. ખાણું.
ખાંડવ(ના)કુરુક્ષેત્રમાં તક્ષક નાગનું નિવાસ વન.
ખાંડવિક, ખાંડિક (ના) સુખડિયો. મીઠાઇ વેચનાર.
ખાણણાં (ના)હિંચકે બેસી સામસામા ગાવાનાં [ગીત.
ખાણણી (ના) ખાંડણી, ખાંડવાનું પાત્ર.
ખાત (ના) ખાડો. બાકું.
ખાતમુહૂર્ત (ના) પાયો ખોદવાનો શુભ સમય.
ખાતર (ના) કોહેલો કચરો. ભીતમાં પાડેલું બાકોરું. આગતાસ્વાગતા, સરભરા. શરમ. દરકાર. પક્ષ.
ખાતર (અ) વાસ્તે, કાજે, માટે.
ખાતરજમા (ના) ખાતરી, પતીજ.
ખાતરણી (ના) ૧૦૦૦ છાણાંની ગાડી.
ખાતરદારી (ના) તરફેણ, પક્ષ. શરમ. દરકાર.
ખાતરનીશા (ના) ખાતરજમા. [ચરો.
ખાતરપૂંજો (ના) ઘાસ, છાણને વાસીદાનો ક-
ખાતરવું (ક્રિ) ખાતર નાંખવું. ગાળ દેવી.
ખાતરી (ના) ખાતરજમા, સાબેતી. ખતરી.
ખાતાંપીતાં (અ) ગુજરાન કરતાં છતાં. [પટા.
ખાતાંપોથાં(ના)હિસાબકિતાબ. લેણદેણના ચો-
ખાતાંબંધી (ના) ખેડુતનું ભરણું ખાતાંવાર.

ખાતાબાકી (ના) જમે ઉધાર બાદ કરતાં ખાતામાં રહેલી શિલક.
ખાતાવહી (ના) ખાતાંનો ચોપડો. હાથવહી.
ખાતાવાર (અ) જુદા જુદા ખાતા પ્રમાણે.
ખાતું (ના) લેણદેણની નોંધ. પ્રકરણ. કામની વહેંચણ.
ખાતુંપીતું (વિ) સારી રીતે ગુજરાન કરનાર.
ખાતેદાર (ના) જમાબંદીનો ખાતાવાળો ખેડુ.
ખાદન (ના) દાંત. ખોરાક.
ખાદી (ના) કડવી, હલકી દોટી (કાપડ).
ખાદુક (વિ) ખાઉધરો. મૂર્ખ.
ખાધ (ના) ખોટ. ખોરાક. ખોડ.
ખાધી (ના) ખાદી, ઉતરતી દોટી (કાપડ).
ખાન (ના) શાહજાદો, અમીર. ખોરાક.
ખાનગી (વિ) છૂપું, ગુપ્ત.
ખાનદાન (ના) વંશ, કુળ, ઓલાદ.
ખાનદાન (વિ) કુલિન, સારા ઘરનું.
ખાનપાન (ના) ખાવાપીવાની સામગ્રી.
ખાનાજંગી (ના) માંહોમાંહેની લઢાઈ.
ખાનું (ના) જગા, ઘર. ખણ. કોઠો. જમણ.
ખાનુંખરાબ (ના) ખાવેપીવે હેરાન-ગતિ.
ખાનેઆબાદ (વિ) ખાવે પીવે સુખી.
ખાપ (ના) આરસી, દર્પણ, ચાટલું.
ખાપણ (ના) ખપ્પણ, કફન.
ખાપરિયું (ના) જસતનું અંજન.
ખાપરી (ના) નાકના મળનો પોપડો, ગૂંગો.
ખાપરો કોઢિયો (ના) બીજાની શીખવણીથી બૂરું કામ કરનાર. લડે વઢે ને એક થાય તે. સમોવડિયો.
ખાપવું (ક્રિ) થોડું થોડું ખોદવું.
ખાબડું (ના) નાનું ખાબોચિયું.
ખાબોચિયું (ના) પાણીથી ભરેલો ખાડો.
ખામ (ના) સ્તંભ, થાંભલો. ખભો.
ખામણું (ના) છાછરો ક્યારો. પાણી આરાપરનો છાછરો ખાડો. ઢળતી જગા.
ખામી (ના) ખોડ, કસર. કાચીસમજ. તંગી.
ખામું (ના) ખામણું.
ખામુખા (અ) નક્કી, ખરેખર, ખચીત.
ખામોશ, ખામોશી (ના) ક્ષમા. સહનશીલતા. ધીરજ. સબુરી.
ખાયકી (ના) પેદાસ, મળતર. ઉચાપતી.
ખાયો (ના) અંડ, વૃષણ. લિંગ.
ખાર (ના) ક્ષાર. લૂણ, મીઠું. ખારી જમીન. વેર, કીનો. અદેખાઈ. ૧૬ દ્રોણનું માપ
ખારપાટ (ના) અગર. મીઠું પાકે એવી જગ
ખારપાટિયું (ના) માનસિક બળાપાથી નબળ [પડેલી સ્ત્રી
ખારવાન (ના) ખારવું.
ખારવું (ના) રાતું હારવાળું જાડું કાપડ.
ખારવો (ના) વહાણ ખેડનાર. છાપરાં ચાળના
ખારવો (વિ) ખારાશવાળો (ગોળ).
ખારાજ (વિ) ખારવાળું.
ખારાજ કરવું (ક્રિ) રદ કરવું, ઉપયોગમાં ન લે
ખારાટ, ખારાસ, ખારાશ (ના) ખારાપણું.
[ભૂખે મરવું
ખારિયાં (ના) મીઠામાં આથી સૂકવેલાં (શાક
ખારીલું (વિ) ઝેરીલું, વેર રાખનાર.
ખારું (વિ) ખારાશવાળું. અદેખું. ઝેરીલું.
ખારેક (ના) સૂકું ખજૂર. એક સૂકો મેવો
ખારેકપાક (ના) ખારેક વગેરેનો પાક.
ખારેકીબોર (ના) ખારેક જેવડાં બોર.
ખાર્વા (ના) ત્રેતાયુગ. બીજો યુગ.
ખારો (ના) સંચોરો. પાપડખાર. ખાર.
ખાલ (ના) ચામડી. છાલ, છોલ.
ખાલપો (ના) ચમાર. ચામડાં સાફ કરના
ખાલવવું (ક્રિ) ઠાલવવું, ખાલી કરવું.
ખાલસા (ના) સરકારી. ખેડવા રાખેલી જમી
ખાલી (ના) ઝઝણી.
ખાલી (વિ) ઠાલું. નકામું. માત્ર. નિર્ધન. [થ
ખાલી પડવું (ક્રિ) ન વપરાવું. શરીર નબ
ખાલીપીલી (ના) અમથું, વ્યર્થ, વગરકારણે
ખાલું (ના) ઉપલું ચામડું. બરૂનો કકડો. પ જનું ઢાંકણ. ક્યારો.
ખાલું (વિ) ઠાલું.
ખાલેશ (વિ) સાફ, નિર્મળ, ખુલ્લું.
ખાવન્દ (ના) ખાવિન્દ, ધણી, શેઠ.
ખાવરું (વિ) ખાઉધરું, વારંવાર ખાનાર.
ખાવાનું (ના) ખાઉ. ખોરાક, ખાનપાન.
ખાવિન્દ (ના) ખાવન્દ, હાકેમ. વર, ભર્તાર.
ખાવું (ના) ખાઉ, ખાવાનું, ખાન.

ખાવું (ના) જમવું. ઉચાપત કરવું. વાપરવું. પરખાવું. ખમવું. લેવું. બોલવું. ખીવડાવવું. ધરવું. શ્વાસ ધરવો–છોડવો.
ખાવાલેવું (ક્રિ) શિરસ્તા કરતાં વધારે લેવું.
ખાસો (ના) ઉંડા ગએલા મૂળવાળું ઘાસ.
ખાસ (વિ) પોતીકું. અગત્યનું. સારૂં.
ખાસગત } (વિ) પોતાનુંજ. ખાનગી, જરૂરનું, વિશેષ.
ખાસગી }
ખાસડકુટ્ટો } (વિ) ખાસડાં ખાનાર. ઠપકો લેનાર.
ખાસડખોરો }
ખાસડાંબાજી (ના) ખાસડાં ફેંકવાની રમત.
ખાસડાખોર (વિ) ખાસડકુટ્ટો.
ખાસડિયાં કેળાં (ના) એક જાતનાં લાંબાં કેળાં.
ખાસડું (ના) જૂનો જોડો.
ખાસદાર (ના) સાથે રહેનાર. હજુરિયો.
ખાસદોસ્ત (ના) ઘણોજ વહાલો મિત્ર, સખા.
ખાસબરદાર (ના) હથિયાર ઊંચકનાર સીપાઈ.
ખાસાનું (વિ) ચોખ્ખું (ખીડું વગેરે).
ખાસિયત (ના) ધર્મ. સ્વભાવ. ટેવ.
ખાસું (વિ) મઝેનું, સારૂં, સ્વચ્છ, રૂડું.
ખાસું (અ) વાઃ વાઃ, સારૂં. સાબાશ! ભલે!
ખાળ (ના) ચોકડી. (પાણી ઢોળવાની).
ખાળકુંડી (ના) ખાળમાં પાણી ભરાવાનો ખાડો.
ખાળકૂવો (ના) સંડાસનો ખાડો, શૌચકૂપ.
ખાળવું (ક્રિ) અટકાવવું, રોકવું, થોભાવવું.
ખાળે જવું } (ક્રિ) પીશાબ કરવા જવું. (આ પ્રયોગ સ્ત્રીઓ વાપરેછે).
ખાળે બેસવું }
ખાળો (ના) અટકાવ. વિલંબ. બંદર.
ખિજડો (ના) સમડો, એક ઝાડ.
ખિજમત (ના) ચાકરી, સેવા.
ખિજમતદાર (ના) ચાકર, ખવાસ. ગુલામ.
ખિદમત (ના) ખિજમત, સેવા.
ખિન્ન (વિ) દુઃખિત, પીડિત.
ખિન્નતા (ના) દલગીરી. બેચેહેની.
ખિમણું (ના) નથના ચાંપાનો હીરો.
ખિરાપત (ના) ખુશાલીમાં મીઠાઇ વહેંચવી તે.
ખિરોદક (ના) ભાતીગળ રેસમી કપડું.
ખિલત (ના) સરપાવ, ઈનામી પોશાક.
ખિસમિસ (ના) સૂકી દરાખ.
ખિસર (ના) સંક્રાંત.—ઉત્તરાયણ.

ખિસવું (ક્રિ) ખસવું, આઘે જવું.
ખીખી (અ) દાંત કહાડીને હસવું.
ખીચખીચ (અ) ખીચાખીચ, લગોલગ.
ખીચ ગાલ્લું (ના) મોટું ગાડું, ખટારો.
ખીચડી (ના) દાળ ચોખાનું ભેળાવું.
ખીચડો (ના) ઘણાં અનાજની શેળભેળ. ભેળસેળ.
ખીચાખીચ (અ) લગોલગ, અડોઅડ.
ખીચી (ના) પાણીએ બાંધી બાફેલો જુવારનો લોટ.
ખીજ (ના) ચીડ, રીસ. મશ્કરીનું નામ.
ખીજગાલ્લું (ના) ખટારો, મોટું ગાડું.
ખીજવવું (ક્રિ) ગુસ્સે કરવું, ચીડવવું. સતાવવું.
ખીજવાવું (ક્રિ) ચીડાવું, ક્રોધે ભરાવું.
ખીજવું (ક્રિ) ચીડવું, કોપવું. ધમકાવવું.
ખીંટલિયાળું (વિ) આંકડીવાળું.
ખીંટી (ના) કપડાં ભેરવવાનો આંકડો, ખીલો.
ખીંટો (ના) ખૂંટો.
ખીણ (ના) ખીણડ, બે ટેકરી વચેની સાંકડી વાટ.
ખીણ (વિ) ક્ષીણ, જરજર થએલું, ઘટેલું.
ખીણડ (ના) ખીણ. ટેકરીઓની વચલી ગલી.
ખીતાબ (ના) અલકાબ, પદવી, ઓધ્ધો, ઉપાધિ.
ખીમો (ના) કચૂમર કરેલું માંસ. છૂંદો.
ખીર (ના) ક્ષીર, દૂધપાક.
ખીરૂં (ના) મસાલવાળો ઢીલો લોટ. જાડો રગડો.
ખીલ (ના) મોં પરની ફોલ્લી. આંખના મૅંસા.
ખીલકોડી (ના) ખીસકોલી. ખલેડી.
ખીલડો (ના) ઘંટીનો ખીલો.
ખીલમાકડી (ના) ખીલડો તથા માકડી (ઘંટીનાં).
ખીલવવું (ક્રિ) ખીલે તેમ કરવું. ચઢાવવું. ભકાવવું. [ખીલમાકડી. ચિડવવું.
ખીલવું (ક્રિ) ફૂલવું, ઉઘડવું. દીપવું. ફાટવું.
ખીલાડી (વિ) ખેલાડી. ચતુર. કળાકુશળ.
ખીલાપાટી (ના) પેચ પાડવાનું ઓજાર.
ખીલસવું (ક્રિ) ખીલવવું.
ખીલી (ના) નાની મૂંક. ખૂંટી.
ખીલીમટકો (ના) અડ, નડતર, હરકત.
ખીલી ઠોકવી (ક્રિ) ખૂટી દાટવી. [(સાંકળાનાં).
ખીલી પસિયારાં (ના) ખીલી અને પસિયારાં.
ખીલો (ના) ઠેયું, મૂઠીનો અંગૂઠો. ક્રીલ, અણી અને માથાવાળી ધાતુની સળી.

ખીલોડી (ના) ખીસકોલી
ખીલોણું (ના) રમકડું.
ખીસકોલી (ના) ખીલોડી, ખલેરી.
ખીસાકાતરૂ (વિ) ગજવું કાપનાર. [નાણું.
ખીસાખરચ (ના) હાથખરચ. ગજવામાંનું જૂજ
ખીસું (ના) ગજવું, ગુંજું. પૉકેટ [અંગ્રેજી].
ખુંખારો (ના) ખંખારો, ખોંખારો (ઘોડાનો).
ખુંદવું (ક્રિ) પગેથી દાબવું. ગરબા ગાતાં કૂદવું.
ખુંદાળવું (ક્રિ) ખાઈ પી મોજ મારવી.
ખુંપરો (ના) થડને વળગેલો ડાળીનો ટોંક. અણીદાર ચીજ લાગ્યાથી પડતો ચીરો
ખુઆર (ના) ખુવાર, પાયેમાલ.
ખુજલી / ખુજળી (ના) ખરજ, ખસ. ઘવડાટ, ખંજવાળ. ચેળ.
ખુડદો (ના) તાંબાનાણું.
ખુડદો કરવો (ક્રિ) વેચી નાખવું.
ખુડી (ના) બાળકને ઉધરસ આવે ત્યારે વાંસે હાથે ફેરવતાં બોલાતું વચન.
ખુણ (ના) નિશાની, ચિહ્ન (મરાઠી).
ખુદ (સ) જાતે, પોતે.
ખુદા (ના) ખોદા, દુનિયાનો માલિક.
ખુદાઈ (વિ) ખુદાનું બનાવેલું. પાક.
ખુદા પરસ્ત (વિ) એક ખુદાને માનનાર.
ખુદાવન્દ (ના) મોટાસાહેબ. શેઠ.
ખુર્પવવું (ક્રિ) ઠરાવવું.
ખુબ (વિ) સુંદર, સરસ. ઠીક.
ખુબસૂરત (ના) દેખાવડું, સુંદર.
ખુબસૂરતી (ના) સુરૂપ. શોભા. સૌંદર્ય.
ખુબી (ના) ગુણ. રસ. ચતુરાઈ. ભલાઈ.
ખુબીદાર (વિ) ખુબીવાળું.
ખુમચો (ના) મોટી થાળી. થાળો.
ખુમારી (ના) કેફ કે મનોવિકારની લેહેર.
ખુમાશ (ના) એક રંગ.
ખુર (ના) ક્ષુર, ખરી.
ખુરચન (ના) ચવેણું. મળવાનો દાઝેલો ભૂકો.
ખુરદો (ના) ખુડદો, તાંબાનાણું.
ખુરબાન (અ) આધીન, કુરબાન! ફિદા.
ખુરશેદ (ના) સૂરજ, આફતાબ.
ખુરસી (ના) ઊંચી માચી. (બેસવાની).
ખુરસું (ના) ખોડસું, એરણની બેઠક (સોનીની).

ખુલતું (વિ) બહાર પડતું. શોભતું. ઉઘડતું.
ખુલવું (ક્રિ) શોભવું, દીપવું. ઉઘડવું.
ખુલાસો (ના) સમજણ. ટીકા. સ્પષ્ટિકરણ. નીકાલ. મોકળાસ.
ખુલ્લું (વિ) ઉઘાડું. જાહેર. સાફ. નાગું.
ખુવાબ (ના) સ્વપ્ન, સપનું, સાણું.
ખુવાર (વિ) દુઃખી દુઃખી, બેજાર. તોબા.
ખુશ (વિ) રાજી, આનંદી. ક્ષેમ. સારૂં.
ખુશકી (ના) જમીનનો રસ્તો. પગવાટ.
ખુશનુમા (વિ) આનંદજનક. સુંદર.
ખુશબખતી (ના) ખુશીનો લખત. ખુશીખબરનું
ખુશબો (ના) સુગંધ. સુવાસ. [ઇનામ. વધાઈ.
ખુશબોઈ (ના) સુવાસ. સુગંધી.
ખુશબોદાર (વિ) ખુશબોવાળું, સુવાસિક.
ખુશમિજાજ (વિ) રંગીલું, આનંદી. મોજી.
ખુશહાલ (વિ) સુખી હાલત, તનદુરસ્તી.
ખુશામત (ના) કાલાવાલા. હાજીહા. ચાપલુસી.
ખુશામતિયું (વિ) ખુશામત કરનાર.
ખુશાલ (વિ) ખુશહાલ, આરોગ્ય.
ખુશાલી (ના) ખુશહાલી. આનંદ તાજગીર.
ખુશી (ના) મરજી. રુચિ. હર્ષ.
ખુશી (વિ) ખુશ. સુખરૂપ.
ખુસરો (વિ) મૂછ વગરનો, બડમૂછો.
ખુસિયો (ના) વૃષણ, પેળિયો, ખાચો.
ખૂંચ (ના) ખોંચ, ખાંચો, ગૂંચવણ.
ખૂંચવું (ક્રિ) ખૂંચ્યા કરવું, ખટકવું.
ખૂંચાવવું / ખૂંચાવીલેવું / ખૂંચીલેવું (ક્રિ) ઝુંટાવી લેવું. હરણ કરવું. કોઇની ચીજ પોતાની પાસે તાણી લેવી.
ખૂંટ (ના) હદ દેખડાવવા દાટેલો પથ્થર– [ખીલી.
ખૂંટ (વિ) પૂરેપૂરૂં, બરોબર.
ખૂંટડી (ના) પગનું ઠેસણું.
ખૂંટડો (ના) ખૂંટો, મેખ.
ખૂંટવું (ક્રિ) ઊખેડી કહાડવું. છોટવું.
ખૂંટી (ના) ખીટી. અંગરખાની કળી. મેખ. વાળ દૂંપાવી કાઢેલીની નકસી. [થરિયું
ખૂંટું (ના) કાપેલા ઝાડનું જમીનમાં દેખાતું
ખૂંટો (ના) દાટેલી ખીલી, મેખ. ઝાડની ભાંગેલી ડાળીનો વળગેલો ટોંક. વહાણનો કર.
ખૂંટો ઘાલવો (ક્રિ) પગ પેસાડવો, દાખલ થવું.

ખળ (ના) હાર, ખળ, લાહી.
ખળવું (ના) ખેલવું, રમવું. [સ્ત્રી.
ખળો (ના) વેશધારી, ભવાયો. ભવાયા જેવી
ખાંખારવું (ક્રિ) ખંખારવું, ઘોડાનું બોલવું.
ખાંચ (ના) ફાડ, છાછરો ખાડો. કસર. ખાંચો. ગૂંચવણ.
ખાંચાવી લેવું } (ક્રિ) ખેંચી લેવું, ઝુટાવી લેવું,
ખાંચી લેવું } જબરદસ્તીથી લેવું.
ખો (ના) ટેવ, આદત. બખોલ, ગુફા, કોતર.
ખોઈ (ના) ઝોળી. (બાળકને સૂવાડવાની).
ખોખરાટ (ના) ખોખરો અવાજ.
ખોખરું (વિ) જાડા અને પોલા અવાજનું.
ખોખલી (ના) શિયાળની ઘરડી માદા.
ખોખલો (ના) ઉધરસ, ખાંસી, ઠાંસો.
ખોખારવું (ક્રિ) ખંખારવું, ઘોડાનું બોલવું.
ખોખું (ના) સીકરાયલી હુંડી. નમૂનો. સૂકું મડદું. કાગળની પાઘડી. નિરસ પદાર્થ.
ખોગીર (ના) ઘોડાની પીઠનું ગાદલું, જીન.
ખોજ (ના) શોધ, ખોળ, તપાસ.
ખોજવું (ક્રિ) શોધવું, ખોળવું. [તિમાંનો એક
ખોજો (ના) હિંદુમાંથી મુસલમાન થએલી જા-
ખોજો (વિ) નપુંસક, હીજડો, નામર્દ.
ખોટ (ના) ચૂક. ટોટો. અપૂર્ણતા. અછત. દુ-
ખોટાઈ (ના) આળસાઈ. [ષ્કાળ.
ખોટારવો (ના) છાણાની રાખનો ગોટો.
ખોટારું (ના) જૂઠાણું. બનાવટ, તરકટ.
ખોટી (ના) રાહ. ઢીલ.
ખોટી થવું (ક્રિ) વાટ જોવી. અટકી બેસવું.
ખોટું (વિ) અસત્ય, જૂઠું. હીણું. બેવફા. આળસુ.
ખોડ (ના) બૂરી ટેવ. કસર. એબ. ડાઘ, કલંક.
ખોડ કાઢવી (ક્રિ) ખામી બતાવવી, નિંદા કરવી.
ખોડખાંપણ (ના) શરીર સંબંધી ખામી. એબ.
ખોડગાવું (ક્રિ) લંગડાવું, ખોડાતું ચાલવું.
ખોડ ભાંગવી (ક્રિ) ખોટી આદત-ટેવ-મૂકાવવી.
ખોડાવું (ક્રિ) લંગડાવું, અટકતું ચાલવું.
ખોડિબારું (ના) છીંડું. ખોદણી.
ખોડિયું } (વિ) અપંગ, ખોડવાળું.
ખોડીલું }
ખોડું (વિ) અપંગ. લેથડાતું.
ખોડો (ના) માથાનો એક રોગ.

ખોણિયું (ના) બળતા લાકડાનો કટકો.
ખોતરવું (ક્રિ) ધીમેથી ખોદવું, ભરાયલું બહાર
ખોતરું (ના) બહાનું, મસ, મિષ. [ખેંચવું.
ખોદકામ (ના) કોતરકામ. સલાટકામ. ખો- દવાનું કામ.
ખોદણી (ના) નિંદા. ભૂલ-દોષ-કાઢયાં કરવું,
ખોદવું (ક્રિ) હથિયારથી ઊખેડવું. કોતરવું. ખ-
ખોદા (ના) ખુદા, દુનિયાનો માલેક. દેવ. [ણવું.
ખોદાણ (ના) ખોદાઈ ગએલી જમીન.
ખોદાવન્દ (ના) ખુદાવંદ, માલિક. શેઠ.
ખોદાવવું (ક્રિ) કોઈ ખોદે તેમ કરવું. ખ-
ખોપડું (ના) ઝુપડું. મરૂઢી. [ણાવવું.
ખોપરી (ના) માથાનો ઉપલો ભાગ.
ખોપરું (ના) કોપરું, નાળિયેરનો ગર.
ખોબલો } (ના) પોશ. બે હાથેલી જોડી કરે-
ખોબો } લો ખાડો.
ખોભ (ના) ક્ષોભ.
ખોભણ } (ના) ખો, ગુફા, પોલ, ભેખરાડ.
ખોભાણ } ડુંગરના પડખાનો ખાડો.
ખોય (ના) કોતર.
ખોયણ (ના) દીવાનું ઉબાડિયું.
ખોરડું (ના) નાનું ઘર, ઝુપડું.
ખોરવું (ક્રિ) છૂટું પાડવું. હલાવી ખસેડવું. ઉપર
ખોરસું (ના) ત્રણપગી ઘોડી. [તળે કરવું.
ખોરાક (ના) ખાદ્ય, ખાજ, ખાવાનું, આહાર.
ખોરાકી (ના) ગુજરાન માટેનો ખોરાક. ખા- ધખરચ.
ખોરાકી પોશાકી (ના) અન્નવસ્ત્ર. ખાવાનું ને
ખોરાસ (ના) ખોરાપણું [પહેરવાનું.
ખોરું (વિ) બેસ્વાદી. ગંધાતું.
ખોલ (ના) ઉપલું ઝુલતું ઢાંકણ. ઊંડોષ્ણ.
ખોલકી (ના) મહિના દોઢ મહિનાની ગધેડી.
ખોલવું (ક્રિ) ઊઘાડવું, પડદો ખસેડવો.
ખોલી (ના) આંગઠી. ઓરડી.
ખોલું (વિ) ઢીલું. ઊઘાડું.
ખોવું (ના) ગુમાવવું. ખોટ થવી. વ્યર્થ જવું.
ખોસવું } (ક્રિ) જોરથી અંદર ઘુસેલવું.-
ખોસી ઘાલવું } પેસાડવું. ઘોંચવું.
ખોહ (ના) ગુફા, કૈંદણ.
ખોળ (ના) શોધ, તપાસ, પત્તો. તલનો કૂચો.

ખોળમ્બો (ના) ઢીલ, વિલંબ.
ખોળવું (ક્રિ) શોધવું, તપાસવું. [ફાંફાં.
ખોળાં ખંખોળાં (ના) ખૂણે ખોતરે જોવું તે.
ખોળાધર(ના) જામીન. ખોળખાણુ. (વેપારમાં).
ખોળિયું (ના) તળાઇની ખોલ. શરીર. કોથળો.
ખોળો (ના) ઉછંગ. અંગરખાનો ઉપલો ભાગ. સ્ત્રીના પાલવની ખોલ.
ખોળો પાથરવો (ક્રિ) નમવું, કાલાવાલા કરવા.
ખોળો ભરવો (ક્રિ) અધરણીશત (ઘેણ)ના ખોળામાં સીમંત ટાણે ચોખા વગેરે નાખવા તે.
ખોળા (ના) એક જાનવર.
ખ્યાત(વિ) પ્રસિદ્ધ, નામીચું, પંકાયલું.
ખ્યાતિ (ના) કીર્તિ, પ્રસિદ્ધિ, નામના. [કેડી.
ખ્યાલ (ના) તર્ક, વિચાર, કયાસ, દરિયાફત. એક ગાયન. લાવણી. [ફકરી.
ખ્યાલીખુશાલી(ના)નાચરંગ, ગાનતાન, ઠઠ્ઠામશ્કરી.
ખ્રિસ્તી (વિ) ઈસુ ખ્રિસ્ત સંબંધી. (ધર્મ ઈ૦)
ખ્વાબ (ના) સ્વપ્નું, સાણું.
ખ્વાર (વિ) ખુવાર, બેજાર, હેરાન, દુઃખી.

## ગ.

ગ (ના) ત્રીજો વ્યંજન. ગંધાર (ગાયનમાં ત્રીજો સૂર).
ગ (પ્ર) ગતિદર્શક. જેમકે:—ખગ, ઉરગ.
ગઈ (ના) ભૂતકાળમાં બનેલી. વાત.
ગઈ (વિ) ગયેલું.
ગઇગુજરી (ના) બની ગએલી વાત.
ગઇકાલ (ના) આજનો પૂર્વ દિવસ.
ગઉ (ના) ગૌ, ગાય.
ગગડવું (ક્રિ) ગડગડવું, ગબડતાં અવાજ થવો.
ગગડાટ (ના) ગડગડાટ.
ગગડાવવું (ક્રિ) ગડગડાવવું.
ગગન (ના) આકાશ, આસમાન.
ગગરૂં (વિ) જાડું ભરડેલું. આછું.
ગગળવું (ક્રિ) નરમ પડવું. ગગળી જવું.
ગગો (ના) છોકરો, કીકો.
ગંગ (ના) ગંગા (નદી). અકબરનો કવિ.
ગંગાગોળી (ના) ઓટલી લોટી. ઓળાતી પાણીની ગોળી.
ગંગાજળ (ના) ગંગાનદીનું પાણી.
ગંગેરીપાન (ના) એક જાતનાં ખાવાનાં પાન.
ગંગોદક (ના) ગંગા-જળ-પાણી.
ગચરકું, ગચકિયું, ગચરકો (ના) હાર પડતાં થતો વાયુનો અટકાવ. હુબકું. અપચાથી ખાધું બહાર.
ગચિયું (ના) છો મટોડીનો ગઠ્ઠો.
ગચ્છ (ના) સંખ્યા સમુદાય. વર્ગ, જથ્થો.
ગચ્છન્તી કરવી (ક્રિ)નાશીજવું, પોબારા ગણવા.
ગજ (ના) હાથી. ૨૪ તસુનું માપ. લોઢાનો સળિયો.
ગજકરણ (ના)હાથીનો કાન. ગણપતિ. દરાજ.
ગજગતિ, ગજગામિની (ના) હાથીની પેઠે લહેકાતી લહેકાતી ચાલનારી સ્ત્રી.
ગજચ્છાયા (ના) હસ્ત નક્ષત્રવાળું મહાલય શ્રાદ્ધ.
ગજદંત (ના) હાથીદાંત. ગણપતિ.
ગજપીપર (ના) ગજપિપ્પલી, એક ઓસડિયું.
ગજબ (ના) કેર. મોટું દુઃખ. આશ્ચર્ય. ગભરાટ.
ગજર (ના) ઘડીનો ટકોરો. સાંજ.
ગજરાજ (ના) મોટા હાથી. ગજેંદ્ર. [ઘરેણું.
ગજરૂં (ના) હાથના કાંડાનું ફૂલનું કે મોતીનું
ગજલ (ના)એક ફારસી ગાયનનો પ્રકાર. રેખતા.
ગજવવું (ક્રિ) બૂમ પાડી કહેવું, ઢંઢેરો પીટવો.
ગજવું (ના) ખીસું, ગુંજું, પાકેટ [અંગ્રેજી].
ગજવેલ (ના) ખરૂં લોઢું, પોલાદ. ચોખાની એક જાત.
ગજશાળા (ના) હાથીખાનું.
ગજાર (ના) જમવા બેસવાનો ઓરડો.
ગજાવવું (ક્રિ) ગજવવું, ગોંધાટ કરવો.
ગજિયા (વિ) ગજ પનાનું (લૂગડું).
ગજિયાણી (ના) ગજી. એક રેશમી વસ્ત્ર.
ગજિયું (વિ) માપમાં ગજનું.
ગજિયો (ના) લોઢાનો સળિયો. (બારણાનો).
ગજી (ના) ગજિયાણી. ગજ પનાનું રેશમી કાપડ.
ગજું (ના) શક્તિ, ગુંજાસ, પોંચ.
ગજેંદ્ર (ના)હાથીનો રાજા. સઉથી મોટો હસ્તિ.
ગજ્જર (ના) સૂથારનો ઉપરી. પરોઢિયું.
ગંજ (ના) ઢગલો, જથો. ચઢઉતરનો સટ.
ગંજિયું (ના) ગંજમાંનો એક.
ગંજી (ના) ઘાસનો ઢગ.
ગંજીફરાક (ના) જેકેટ, એક ગુંથેલું વસ્ત્ર.
ગંજીફો (ના) રમવાનાં પાનાં.
ગટ, ગટક (અ) ગળી જવું, એકદમ પી લેવું.

ચાંદો (ના) ચંદ્ર, ચાંદ. ચંદ્રાકાર લાંછન.
ચાંપ (ના) કળ. કમાન. દાબ. ચેતવણી. લાગ.
ચાંપણ, ચાંપણી (ના) દબાણ. ઉશ્કેરણી.
ચાંપેતી (વિ) આકરી, સખત.
ચાંપવું (ક્રિ) દાબવું. લાંચ દેવી. તપાસવું.
ચાંપું (ના) ફણસનો ગોટલીવાળો ગર. ચંપો.
નથની વચમાં ફરતા મોતી સાથેનો હીરો.
માથાનું એક ઘરેણું.
ચાંદલા વહેવાર (ના) ચાંલ્લો કરીને જમવા-
ચાલ્લો (ના) ચાંદલો. [નો વ્યવહાર.
ચા (ના) ચાહ. ઇચ્છા. હેત. [ક્ષનો મુખી.
ચાઉસ (ના) સીપાઇનો જમાદાર.લશ્કરી હમા-
ચાક (ના) સપેતો. ચક્ર. પૈડું. એક ઘરેણું, જુ-
ચાકટ, ચાકણ (ના) ચાકણ, એક સર્પ. [ગ્રતિ.
ચાકર (ના) સેવક. ગુલામ. વહીતરો.
ચાકરડી (ના) દાસી. વહીતરી.
ચાકરિયું (ના) ચાકરી પેટે આપેલું ખેતર ઈ૦
ચાકરી (ના) સેવા. દાસપણું. પગાર. ફરજ.
ચાકલો (ના) કાંચળીપર ભરેલી એક તરેહ.
ચાકળ, ચાકળેણ (ના) બે મોંડાંની સાપણ.
ચાકળી (ના) નાની ઘડુલી. અટકણ.
ચાકળો (ના) આખળિયો. મોટી ઘરેડી. ગાદી.
ચાકા (ના) ગોળ ચપટા કટકો. સિંચેલો ઢગ.
ચાકું (ના) ચકતું. ખજુરનું વાઢિયું. ઢેકું.
ચાકુ (ના) ચપ્પુ, છરી, કલમતરાશ.
ચાખડી (ના) પાવડી. [ખાવું.
ચાખવું (ક્રિ) સ્વાદ લેવો. લેહેજત લેવી. જરા
ચાખળિયો, ચાખળો (ના) ચાકળો.
ચાચર (ના) ચત્વર, ચોક, ચકલો.
ચાચરિયાં (ના) ચકલાની દેવીના ગણ.
ચાચા, ચાચો (ના) કાકો.
ચાટણ, ચાટણું (ના) બાલકને ચટાડવાની ચીજ.
ચાટલું (ના) આરસી, દર્પણ, ખાપ.
ચાટલો (ના) રૂપિયો. [કવું જીભે રસ લેવો.
ચાટવું (ક્રિ) આંગળીએ વળગાડી જીભપર મૂ-
ચાટવો (ના) લાકડાનો કડછો. વાટવો.
ચાડી (ના) બહુ બોલી. ચીપાસિયેણ. (સ્ત્રી).
ચાડુડો (ના) દોઢ ડાહ્યો, ચીપારીઓ. ચોબા-
ચાઠું (ના) ચામડીપરનો ડાઘ. ચાંદું. [વલો.
ચાડ (ના) ખંત, ચાનક, ચીવટ.

ચાડિયેણ (ના) ચુગલીખોર સ્ત્રી.
ચાડિયો (ના) ચુગલીખોર. ખેતરનું પૂતળું.
બીહામણો પુરુષ.
ચાડી (ના) ચુગલી નિંદા. ચાડું.
ચાડીખોર (ના) ચુગલી કરનાર. ચાડું.
ચાડું (ના) ગોફણની ચાડી. કોઢિયું મૂકવા-
નું ઠામ. કદરૂપું મોંઢું.
ચાણાક્ય (ના) ચંદ્રગુપ્તનો પ્રધાન. ચતુર.
ચાણ્ડાલ (ના) ચંડાળ, શ્વપાક પાપી.
ચાણ્ણી (ના) ચારણી.
ચાણ્ણો (ના) મોટી ચારણી. ચારણો.
ચાતક (ના) એક પંખી. બપયો.
ચાતરવું (ક્રિ) ફેરવવું, ખસેડવું.
ચાતરી (ના) તરાગ, તરાક (રેંટિયાની).
ચાતુર (ત્રિ) ચતુર, કાબેલ, વિચક્ષણ.
ચાતુરી (ના) ચતુરાઈ, ચાતુર્ય.
ચાતુર્ય (ના) ચાતુરી, હોશિયારી.
ચાદર (ના) ઓછાડ. કફન. સ્થિરજળ.
ચાદરપાટ (ના) ચાદર કરવા લાયક પનાનું કાપડ.
ચાનક (ના) કાળજી, શિક્ષા, ખંત.
ચાનકી, ચાનકું (ના) ભાખરી, નાની રોટલી.
ચાંદ્રાયણ (ના) એક વ્રત. એક પ્રાયશ્ચિત.
ચાપ (ના) ધનુષ્ય, કામઠું.
ચાપટો, ચાપખો (ના) ચાબુક.
ચાપચીપ (ના) ટાપટીપ. માથાફોડ. [પિયો.
ચાપચીપિયું (વિ) ફિશિયારીખોર. ટાપટી-
ચાપડો (ના) આધાર માટે જડેલી ચીપ. બે-
ચાપલુસી (ના) ખુસામત, તાબેદારી. [વડો ફુઓ.
ચાપુ (ના) ચાકુ, ચપ્પુ. ચાંગળું. [ત્તેજન.
ચાબક, ચાબખ (ના) ચાબુક. કોરડો. ફટકો. ઉ-
ચાબખો (ના) ચાનક આપે એવી કવિતા. ચાબુક.
ચાબુક (ના) લાકડી સાથે ગૂંથેલી લાંબી દોરી.
ચાબુકસ્વાર (ના) ઘોડાને શીખવનાર.
ચામ (ના) ચર્મ, ચામડી. ચામડું.
ચામચીમરિયું (ના) રાતે દેખતું કાળું પંખી.
ચામજૂ (ના) ચામડી જોડે ચોંટી રહેતી જૂ.
ચામઠું (ના) ચામડીપરની નિશાની.
ચામડી (ના) ત્વચા, ખાલ. છાલ.
ચામડું (ના) ચર્મ.

ચામર (ના) ચમ્મર. એક વૃત્ત.
ચામાચેણ (ના) ચેણ, છછુંદર.
ચામોદી (ના) વાત લંબાવવાની ટેવ. બડાઈ.
ચાયણી (ના) ચારણી. [ચાળા.
ચાયના (ના) ચીન દેશ.
ચાયનીસ (વિ) ચીન દેશનું.
ચાર (વિ) ચર્. ૪ થોડું. પેથીવિશેષ. સૈના, મુખ (બ્રહ્માના), અન્ન, આયુધ, બુદ્ધિ, માસ, આભ્યંતર પ્રયત્ન, અવસ્થા, આશ્રમ, ખાણું, મુકિત, ખંડ, પુરુષજાતિ, સ્ત્રીજાતિ, દિશા, દેહ, નાયક, નાયિકા, પુરુષાર્થ, પ્રલય, ગદાયુદ્ધ, વંશ, પ્રીતિ, પાપ, બ્રહ્મવેત્તા, ભૂમિકા, અનુબંધ, ગાયનમત, માર્ગ, મુદ્રા, યુગ, વર્ણ, વાણી, વાધ, વેદ, કશ્યપપત્ની, એ સર્વે ચાર ગણાય છે.
ચાર (ના) જાસૂસ, દૂત. કાસદ. લીલું ઘાસ.
ચારખાની (ના) ચોખાની, (એક કાપડ).
ચારજામો (ના) ઘોડાની ગાદીનો ઓછાડ.
ચારટ, ચારઠ (ના) ચાર પૈડાની ગાડી.
ચારટી (ના) સ્થળ કમલિની. અતિચરા.
ચારણ (ના) એક શૂદ્ર જાતિ.
ચારણી (ના) ચાલણી. ચરાભંગી.
ચારણી (વિ) ચારણની (ભાષા, કવિતા).
ચારણો (ના) મોટી ચાળણી.
ચારવું (ક્રિ) ચરાવવું.
ચારસો (ના) ચોરસ, ચાંદની. (કપડાની).
ચારુ (વિ) સુંદર, રળિયામણું.
ચારેક (વિ) આસરે ચાર.
ચારેગમ (અ) ચોમેર, ચોતરફ.
ચારો (પ્ર) રીત દર્શક. જેમ ભાઇચારો.
ચારો (ના) ચાર, ઘાસ. જનાવરનો ખોરાક.
ચારોળી (ના) એક બી. એક મસાલો. [ઉપાય.
ચાલ (ના) રીત, આચરણ. શિરસ્તો. ટેવ. ધારો. ચાલી. [ભાત.
ચાલચલગત, ચાલચલણ (ના) વર્તણુક, રીત-
ચાલણગાડી (ના) પાંગળા ગાડી. બાળકને ચાલતા શીખવાની ગાડી.
ચાલતાં લગી (અ) ચલાવી શકાય ત્યાં સૂધી.
ચાલતું (વિ) જારી થયેલું. આધુનિક.
ચાલવું (ક્રિ) હિંડવું. થયાં કરવું. નિભવું. હાલવું. ઉપડવું. વીતવું. વપરાવું. ગતિ થવી. સત્તા હોવી, વરતવું, ખાવું.
ચાલાક (વિ) ચંચળ, ચપળ, હોશિયાર.
ચાલાકી (ના) ચપળતા, ચંચળાઈ.
ચાલી (ના) ચાલ. ગેલરીવાળો માળો. પડસાલ.
ચાલુ (વિ) ચાલતું, હમણાનું.
ચાલ્યું (અ) હશે. (બેદરકારીદર્શક).
ચાવડી (ના) ચોકી, ચબુતરો, થાણું.
ચાવણિયા (ના) દાઢ, જડબાં.
ચાવરો (ના) માકણ, માકડ.
ચાવલ (ના) ચોખા, તાંદુલ.
ચાવવું (ક્રિ) ચર્વણ કરવું.
ચાવી ખાવું (ક્રિ) નિંદા કરી હલકું પાડવું.
ચાષ (ના) એક પંખી.
ચાસ (ના) ખેતરના કાપા. ચાષ. છોડ.
ચાસણી (ના) ખેતી. ઉકાળેલું ગળ્યું પાણી.
ચાસવું (ક્રિ) વાવ્યા પહેલાં ખેતર ખેડવું. [ક્રિ.
ચાહ (ના) એક પાત્રાં. સ્નેહ. ઈચ્છા.
ચાહવું (ક્રિ) પ્રેમ રાખવો, ઈચ્છવું.
ચાહના (ના) પ્રીતિ. હેત. ઈચ્છા.
ચાળ (ના) અંગરખાનો હેઠલો ભાગ.
ચાળણ (ના) થુલું, કસ્તર.
ચાળણી (ના) ચારણી, ચાણણી.
ચાળવણી (ના) ચાળવવાનું કામ.
ચાળવવું (ક્રિ) અવારનવાર કરવું.
ચાળવું (ક્રિ) ચાળણીથી સાફ કરવું. નળિયાં
ચાળા (ના) નકલ. નખરાં. ઢોંગ. [ગોઠવવાં.
ચાળા કરવા (ક્રિ) લાડવું. ગેલ કરવા.
ચાળા ચસકા (ના) નખરાં. લટકામટકા.
ચાળી (ના) બકરી, અન્ન.
ચાળી } (વિ) ૪૦ (સંખ્યા). શરીરની ધમની,
ચાળીસ } પિત્તરોગ એ ૪૦ લેખાયછે.
ચાળીસમું (ના) સૂવાવડના ૪૦મા દિવસનું સ્નાન.
ચાળો (ના) ઈસારો. લટકો. ડાળ. ચાળનોરો.
ચિંચવાવવું (ક્રિ) ટટળાવવું. દેખાડીને ન અ
ચિંચવાવું (ક્રિ) ચિંચવાયલું થવું. ટટળાવું. [પક
ચિંથડી, ચિંથરડી (ના) ચીથરાનો નાનો ચીરો
ચિંધવું (ક્રિ) કહેવું. સોંપવું. ફરમાવવું.
ચિકન (ના) એક જાતનું ભરતકામ.

ચિકનકાકડી (ના) એક જાતની કાકડી.
ચિકસા (ના) ચિકિત્સા. ખોડખાંપણની શોધ.
ચિકિત્સનીય (વિ) ચિકિત્સાલાયક. પરીક્ષણીય.
ચિકિત્સા (ના) પરીક્ષા. અનુમાન. દોષદર્શન.
ચિખ્ખલ (ના) ચીખલ, કીચડ, કાદવ, પંક.
ચિંગટ (વિ) ચીકણું. મિણ્ઢું. લોલી.
ચિંગા સૂવું (ક્રિ) જાગતા છતા ઊંઘતા દેખડાવવું.
ચિંગું (વિ) ચિંગટ, મિણ્ઢું. કૃપણ. [ઠણ.
ચિંગોટી (ના) ચંગોટી, સોડ, માથે મોઢે ઓ-
ચિટણીસ (ના) અવલ કારકુન, શિરસ્તેદાર. હેડક્લાર્ક. [લિખત. તેડું હુકમ. પત્ર.
ચિઠ્ઠી (ના) નાનો કાગળ. દસ્તાવેજ. ટીકીટ.
ચિઠ્ઠીચપાટી (ના) ચિઠ્ઠી પતરી. કાગળપત્ર.
ચિડ્ડી (ના) બૈરાનું રંગીન કપડું.
ચિણગારી (ના) ચિનગારી, તણખો, વિસ્ફુલિંગ.
ચિણવું (ક્રિ) ચીપવું. ચણવું. સરખી કરચ-લી કરવી.
ચિત્ (ના) સમજ, જ્ઞાન. જ્ઞાનમય ઈશ્વર.
ચિત્ (પ્ર) હરકોઈ અર્થે. જેમ કદાચિત્, ક-
ચિતા (ના) ચેહ. [સ્યચિત્.
ચિત્ત (ના) મન.
ચિત્તચોર (ના) મન હરનારો. દિલ ખેંચનારો.
ચિત્તભ્રમ (ના) મનનું ભ્રમણ. સંકલ્પવિકલ્પ.
ચિત્તવૃત્તિ (ના) મનની હાલત. મન.
ચિત્તો (ના) ચીતરો. (એક વાઘ).
ચિત્ર (ના) છબી. પૂતળું. (વિ) વિચિત્ર આ-
ચિત્રકાર (ના) ચીતારો. ફોટોગ્રાફર. [શ્ચર્યજનક.
ચિત્રકાવ્ય (ના) ચિત્રમાં વંચાતી કવિતા.
ચિત્રવિચિત્ર (વિ) સુંદર. તરેહવાર.
ચિત્રા (ના) એક નક્ષત્ર (૨૭ માંનું).
ચિત્રામણ (ના) ગમે તેવું ચિત્ર.
ચિત્રિણી (ના) એક જાતની સ્ત્રી.
ચિત્રો (ના) ચીતરો, ચિત્તો. (વાઘ).
ચિદ્ઘન (વિ) જ્ઞાનથી ભરેલું. (ના) બ્રહ્મ.
ચિદાનંદ (વિ) જ્ઞાનાનંદરૂપ (ના) બ્રહ્મ.
ચિનગારી (ના) ચણગારી, તણખો.
ચિન્તન (ના) ધ્યાન. મનન. વિચાર.
ચિન્તનીય (વિ) વિચારવા જોગ.
ચિન્તા (ના) માનસિક ગભરાટ. ધાસ્તી. જરૂર.
ચિન્તાતુર (વિ) ફિકરમંદ. ઉદ્વેગીવાળું.
ચિન્તામણી (ના) સ્વર્ગનો ઇચ્છિત વસ્તુ દે-નાર મણી.
ચિન્તિત (વિ) ધારેલું, વિચારેલું, મનન કરેલું.
ચિન્મય, ચિન્માત્ર (વિ) શુદ્ધ. જ્ઞાનમય.
ચિપટી (ના) ચપટી.
ચિબુક (ના) હડપચીની વચલો ખાડો.
ચિમટી (ના) ચમટી.
ચિમટો (ના) ચમટો. ચીપીઓ.
ચિમેદ (ના) એક વસાણું.
ચિમ્મડ (વિ) ચીવડ. કંજુસ. નઠોર.
ચિર (અ) ચિરં, હમેશ.
ચિરજીવ, ચિરંજીવી (ના) પુત્ર, બેટો. પ્રજા.
ચિરજીવ (વિ) ઘણું જીવનાર. દીર્ઘાયુ.
ચિરાગ (ના) ચરાગ. બતી.
ચિરાયુ (વિ) લાંબી આવરદાનું. દીર્ઘાયુ.
ચિલખત (ના) બખતર, કવચ, વર્મ.
ચિવ્વડ (વિ) ચિમ્મડ. કંજુસ.
ચિષાં (ના) રેસા, તાતણાં.
ચિપ્ટું (વિ) સૂકાઇને ચીવડ થએલું.
ચિહ્ન (ના) નિશાની. લક્ષણ. ડાઘ.
ચિહ્નિત (વિ) અંકિત, નિશાનીવાળું.
ચીંઉ (ના) સીતાફળનો ઠળિયો.
ચીંચીં (અ) અવાજનું અનુકરણ.
ચીક (ના) વૃક્ષમાંથી નીકળતો ચીકણો રસ.
ચીકટ (ના) ચીકણાસ ચોંટવાનો ગુણ.
ચીકટાવું (ક્રિ) ચીકણું થવું.
ચીકટો (ના) સણનો મુગટો.
ચીકણાઈ } (ના) ચીકણાપણું. બખીલાઈ, કં-
ચીકણાસ } જુસાઈ.
ચીકણીસોપારી (ના) દૂધમાં ઉકાળી સૂકવેલી સોપારી. [બખીલ. ટકાઉ.
ચીકણું (વિ) ચિક્કણ. ચીકટવાળું. ચામચીચિયું.
ચીકાર (અ) છલોછલ, ભરપૂર.
ચીકાસ (ના) ચીકણાસ.
ચીખલ (ના) ચીકણો ગારો, કાદવ, પંક.
ચીચરવટી (ના) લાંબો સાંકડો જમીનનો ક-કડો. શેરડો. ખીક. આવેશ.
ચીચરવટો (ના) પ્રીતિનો જુસ્સો. ઉમળકો.
ચીચવાડો (ના) બૂમાટો, હોકારો, ચીસ.
ચીચવાવવું (ક્રિ) ચિંચવાવવું. ચીસ પડાવવી

ચીચવો (ના) રમવાનું નાનું ચગડોળ.
ચીચાડી (ના) બૂમ. કિકિયારી.
ચીચુડો, ચીચોડો (ના) આમલીનો ઠળિયો.
ચીચો (ના) કઠણ અને કાળો પથ્થર.
ચીજ (ના) વસ્તુ. પદાર્થ. રસિક ગાયન.
ચીજવસ્ત (ના) સામાનસુમાન.
ચીડ (ના) ગુસ્સો. સહજ બળતરા. કંટાળો.
ચીડવવું (ક્રિ) ગુસ્સે કરવું. ખીજવવું પજવવું
ચીડવું (ક્રિ) ગુસ્સે થવું, રીસ કરવી.
ચીડિયું (ના) કીડિયું. (વિ) રીસાળ.
ચીઢ (ના) ચીડ. (ડ ને બદલે ઢ પણ વપરાયછે).
ચીઢાણી (ના) ચીકણાસ. (વિ) ચીકટવાળું.
ચીણ (ના) એક કોટનું ઘરેણું. એક ગૂંથણ.
ચીણો (ના) એક અનાજ.
ચીત (વિ) ચત્તું. (ના) ચિત્ત.
ચીતડું (ના) મન, ચિત્ત. [ઝરડવું.
ચીતરવું (ક્રિ) ચિત્ર કરવું. આલેખવું. લખવું.
ચીતરાવું (ક્રિ) ચિત્રેલું થવું. વિચિત્ર થવું.
ચીતરો (ના) ચિત્રક. એક જાતનો વાઘ, ચિત્તો.
ચીતવવું (ક્રિ) વંદવું. પીરસવું.
ચીતવું (ક્રિ) ધારવું, કલ્પવું.
ચીતળી (ના) કંપારી. ત્રાસ, કંટાળો.
ચીતાર (ના) ચિત્ર. તસવીર
ચીતારો (ના) ચિત્રકાર. ચીતરનાર.
ચીથડું (ના) ચીથરૂં.
ચીથરિયો (વિ) ચીથરેહાલ.
ચીથરી (ના) ચીથરાની કકડી.
ચીથરૂં (ના) ચીથડું. હલકું કાપડ.
ચીથરાં વણવા (ક્રિ) ભીખ માંગવી.
ચીથરેહાલ (વિ) ચીથરીઓ, કંગાલ.
ચીનીકબાલા (ના) એક ઔષધી.
ચીનવું (ક્રિ) ઓળખવું.
ચીનાઈ (વિ) ચીન દેશનું.
ચીનીકામ (ના) ચીનાઈ કાચનાં પદાર્થો.
ચીનીખાનું (ના) કાચનો સામાન.
ચીનીબોર (ના) ચણીઆંબોર. ઝીણાં બોર.
ચીપ (ના) પટી. લાંબો સાંકડો પટો.
ચીપડો, ચીપડું (ના) આંખનો મળ.
ચીપવું (ક્રિ) કલ્લી કે પાટલી કરવી. ઓઢવવું.
ચીપાસિયું (વિ) વાત લંબાવનાર. ચાવટ.
ચીપાસુનું (ના) કંચન, ઊંચું સોનું.
ચીપિયો (ના) પટીની પકડ. પંજા. [નાકવાળી.
ચીબડી (ના) એક પખી. (વિ) ચીબી. બેઠેલા
ચીબાવલું (વિ) દોઢડાહ્યું. હલકું. ખરાબ.
ચીબું (વિ) ચપરા નાકવાળું.
ચીભડી (ના) ચીભડાંનો વેલો.
ચીભડું (ના) ચીભડીનું ફળ.
ચીમડાવું (ક્રિ) ચીમળાવું. ભૂખ મારવી.
ચીમડી (ના) ખેતરમાં રહેલા કુમળા છોડ.
ચીમળાવું (ક્રિ) કરમાવું. શરમાવું.
ચીમાવું (ક્રિ) મનમાં બળવું.
ચીમોટી (ના) ગળચી, ગરદન, બોચી.
ચીમોડી (ના) એક જાતનાં બીયાં.
ચીર (ના) વસ્ત્ર. ચીરી. ફાડ. ચીરો.
ચીરડાં (ના) ગરાસિયાએ વેચેલી ભૂમિના કટકા.
ચીરવું (ક્રિ) ફાડવું. કાપવું.
ચીરાઈ (ના) ચીરવાની મજુરી.
ચીરાડો (ના) ચીરો, ફાડ.
ચીરિયું (ના) ચીરી. કકડો. ફાડ.
ચીરી (ના) કકડો. ફાડ. [પાર.
ચીરો (ના) ભૂમિનો કટકો. ફાડ. પટકો. ધાર.
ચીલ (ના) એક છોડ.
ચીલો (ના) ચરડ. નવો માર્ગ.
ચીવટ (ના) કાળજી, ખંત, ચાનક.
ચીવર (ના) ચીર, વસ્ત્ર.
ચીસ (ના) મોટી બૂમ. [કંજુસ.
ચીસું (વિ) ચોળી ચોળીને ચીકણું કરનાર.
ચુંખડું } (વિ) ચુંચાળું. ઝીણી ઊંડી આંખવાળું.
ચુંખળું }
ચુંચિયાં (ના) થાન, સ્તનની ડીટી.
ચુંટવું (ક્રિ) તોડવું. સમારવું. નસ ઉતારવી.
ચુંટીખાવું (ક્રિ) કરડવું. ટૂંપી નાખવું.
ચુંથવું (ક્રિ) ફેંદવું. પૂંઠે પડવું. ઘાલમેલ [કરવી.
ચુંથાચુંથ (ના) ઘાલમેલ.
ચુંથાડો (ના) ગુંચવાડો. દુઃખ.
ચુંથાણ (ના) ચુંથાડો, અમળાટ.
ચુંથાવું (ક્રિ) દુઃખવું. ચુંથે તેવા થવું. અકળાવું.
ચુંથો (ના) ગાભો ફાટાંતુટાં કકડા.
ચુંદડી (ના) ઘાટડી. ટપકીદાર લુગડું.
ચુંધળું (વિ) ચુંખળું, ઝીણી આંખનું.

ચુંધી (ના) ખણખોદ, ચાપાચીપ.
ચુકો (ના) એક ભાજી.
ચુગઠી (ના) ચપટી. પગફૂલ. છત્રીટિયાં.
ચુગલખોર (ના) ચાડિયો.
ચુગલી (ના) ચાડી. રાવ.
ચુગવું (ક્રિ) ચાંચથી ખાવું.
ચુંગી (ના) હુખિયું. લાંબી ચલમ.
ચુચુની (ના) એક જાતની ચીનાઈ સાકર.
ચુટકી (ના) ચપટી. થોડુંક, હાવ.
ચુટકો (ના) ટુંકું ભાષણ. ટૂચકો. લેહેકો.
ચુણવું (ક્રિ) ચણવું.
ચુણી (ના) બાંધના ફરચણી.
ચુનચુની (ના) ચુંચુની, એક જાતની સાકર.
ચુની (ના) હીરાકણી.
ચુપવું (ક્રિ) ઘોંચવું, ખોસવું.
ચુમ્બક (ના) ચકમક પથ્થર. (વિ) કંજુસ.
ચુમ્બન (ના) બોકો, બચ્ચી, ચૂમી.
ચુમ્માળાં (ના) ચશ્મા.
ચુમ્માળી, ચુમ્માળીશ (વિ) ૪૪ (સંખ્યા).
ચુમ્માળું, ચુમાળો (ના) ૪૪ શેરના મણનું માપ.
ચુમ્માળો (ના) ધાબળો. મોટો જાડો કામળો.
ચુમ્મી (ના) ચૂમી, બોકી, બચ્ચી.
ચુમ્મોતેર (વિ) ચૂમોતેર, ૭૪ (સંખ્યા).
ચુસ્ત (વિ) આગ્રહથી વળગેલું. [ચૂચળું.
ચૂં, ચૂંચૂં (ના) એવા અવાજનું અનુકરણ. (વિ)
ચૂંક (ના) મેખ. ખીલી. શૂળ. નાકનો કાંટો.
ચૂંચળું (વિ) ઊંડી આંખવાળું.
ચૂંચી (ના) થાન. તેની દીટી. (વિ) ચૂચળી.
ચૂક (ના) ભૂલ. ખોટ. ગફલત. [(સ્ત્રી).
ચૂકતેહિસાબે (અ) જમેઉધાર સરભર કરીને.
ચૂકર (ના) હલકો ચાકર. ચાકરનો ચાકર.
ચૂકવવું (ક્રિ) ભૂલવવું. લેણદેણ પતાવવું, ફેસલો કરવો.
ચૂકવું (ક્રિ) ભૂલવું. પૂરૂં થવું. ન્યાય થવો.
ચૂકાદો (ના) નીકાલ. ફેસલો. [ખોવું.
ચૂકાવવું (ક્રિ) ચૂકવવું.
ચૂડ (ના) ચૂડા જેવું ઘરેણું. મોટી ચૂડી. આં-
ચૂડગર (ના) ચૂડા ચૂડી ઉતારનાર. [ટી. મુકુટ.
ચૂડલો (ના) ચૂડો. (કવિતામાં).
ચૂડાઉતાર (વિ) ચઢતું ઉતરતું.
ચૂડાકર્મ (ના) મુંડણ. એક સંસ્કાર.
ચૂડામણિ (ના) મુગટમણિ. ઉત્તમ હીરો.
ચૂડી (ના) છોકરીઓનો ચૂડો.
ચૂડીકરમ (ના) ચૂડો ભાંગવો તે.
ચૂડો (ના) મોટી ચૂડીઓનો જથો. બલૈયાં.
ચૂનાળવો (ના) ચૂનાની દાબડી.
ચૂનાળાં (વિ) ચૂનો દીધેલાં.
ચૂની (ના) અનાજની કણકી, છાલાં વગેરે.
ચૂનો (ના) પકવેલા મરડિયા. છો.
ચૂપ (વિ) શાંત. (અ) મૌનસૂચક.
ચૂપકી (ના) મૌન.
ચૂપચાપ (અ) છાનામાનાં.
ચૂપાચૂપ (અ) સ્થિર. શાંત.
ચૂમવું (ક્રિ) ચૂમી લેવી. બચ્ચી કરવી.
ચૂમીને (અ) હારીને. ગરજાઉ થઈને.
ચૂમી, ચૂમો (ના) બોકી, બચ્ચી, ચુમ્બન.
ચૂમોતેર (વિ) ચુમ્મોતેર, ૭૪ (સંખ્યા).
ચૂરણ (ના) ચૂર્ણ, ભૂકો, ધૂળ.
ચૂરમું (ના) છૂટો લાડુ.
ચૂરવું (ક્રિ) બચરડી નાંખવું, ભૂકો કરવો.
ચૂરાડો (ના) ચૂરો, ભૂકો, કકડિયો.
ચૂરો (ના) ભૂકો, છૂંદો.
ચૂર્ણ (ના) ભૂકો. ચૂનો.
ચૂર્ણિકા (ના) કાવ્યના સારનું ટૂંકું ગદ્ય.
ચૂલ (ના) ચૂલો.
ચૂલડી (ના) નાની ચૂલ.
ચૂલાસગડી (ના) ચૂલાના આકારની સગડી.
ચૂલો (ના) ચુલ્લી. નાની ભઠ્ઠી.
ચૂવું (ક્રિ) ટપકવું, ગળવું, ઝરપવું.
ચૂવો (ના) એક સુગંધી. કૂવો. ઉંદર.
ચૂસવું (ક્રિ) કરડીને રસ પીવો. તાવી નાંખવું.
ચેંગટ (ના) ધીમું. ચીકણું. કંજુસ.
ચેંચીંગ (ના) મતરાજ, ફૂલાસ, અભિમાન.
ચેંચેં (ના) બકબક, લવારી. ભીજાસ.
ચેંડ (ના) રમવાનો દડો. મંજો.
ચેંડુલ (ના) ચણ્ડુલ. એક પંખી, ચંડોલ.
ચેક (ના) નાણા ચીઠી. બેંકની હુંડી. (અંગ્રેજી).
ચેટક (ના) ભૂત, વળગાડ. અરે, ચાનક.
ચેડવવું (ના) બાફવું. ચઢે તેમ કરવું.

ચેડાં (ના) ગાંડાઇ, ઘેલાઈ. છોકરવાદી.
ચેડા (ના) અગમચેતી.
ચેણુ (ના) છછુંદર. એક પ્રાણી.
ચેતન (ના) પ્રાણ, જીવ. (વિ) ચેતનાવાળું.
ચેતના (ના) પ્રાણ. સમજશકિત. લાગણી.
ચેતરડ (વિ) દાધારંગું, છરાચું, ઘેલું.
ચેતવણી (ના) ઈસારો, ખબર. ઉશ્કેરણી.
ચેતવવું (ક્રિ) ચેતે તેમ કરવું. જણાવવું.
ચેતવું (ક્રિ) ચૂત થવું, સળગવું. સમજવું.
ચેતાવવું (ક્રિ) ચેતવવું. પેટવવું.
ચેપ (ના) પરૂં. દાધ. પીડા.
ચેપ કાઢવો (ક્રિ) નીકાલ કાઢવો. પતાવવું.
ચેપવું (ક્રિ) દાબવું. નીચોવવું. ખોસવું.
ચેપી (વિ) ચેપ લાગે તેવો (રોગ).
ચેરીમેરી (ના) પાનસોપારી, લાંચ.
ચેલી (ના) શિષ્યા, દીક્ષા લેનારી સ્ત્રી.
ચેલો (ના) શિષ્ય, દીક્ષા લેનાર પુરુષ.
ચેવટ (ના) ચીવટ, ખંત, ચાનક.
ચેવલ (ના) કોંકણનું એક ગામ
ચેવલી (ના) ચેવલનું (પાન સોપારી ઈ૦).
ચેવવું (ક્રિ) ચપકા દેવા. (ભીણના).
ચેષ્ટક (વિ) ચેષ્ટા કરનાર, મશ્કરો.
ચેષ્ટા (ના) મશ્કરી, મજાક.
ચેષ્ટાખોર (વિ) ચેષ્ટક, મશ્કરી કરનાર.
ચેષ્ટાળી (ના) વડાઈ. પંચાત. મજાક.
ચેહ (ના) ચિતા.
ચેહેન (ના) નિરાંત. કળ. સુખ. ચિહ્ન.
ચેહેનકાં (ના) ચાળા, બહાનાં. ચિહ્નો.
ચેહેનબાજી (ના) રંગ રાગ, મોજશોખ.
ચેહેરવું. (ક્રિ) રદ કરવું. છેકવું. [સારો.
ચેહેરો (ના) દેખાવ, શિકલ. છબી. ઘાટ. પ
ચેહેરો કઢાવવો (ક્રિ) કપાળ આગળની સહેજ હજામત કરાવવી.
ચેળ (ના) કંડુ, ખંજવાળ.
ચૈતન (ના) ચેતન, પ્રાણ.
ચૈતન્ય (ના) ચેતનશકિત. જ્ઞાન. જીવ. બ્રહ્મ.
ચૈતર, ચૈત્ર (ના) ચઈતર (મહિનો).
ચૈત્રી (ના) ચૈત્ર મહિનાનું.
ચોં (અ) ક્યાં? કયી તરફ (ગ્રામ્ય).
ચોંક (ના) ઝબક. ઓચિંતી કંપારી.
ચોંકવું } (ક્રિ) ઝબકવું. એકાએક જોશમાં
ચોંકી ઊઠવું } ઊઠવું. આચકો ખાવો. ભડકવું.
ચોંચલું (ક્રિ) ઉછાંછળું, તોફાની. ચુંખળું. [બીહીતું.
ચોંટ (ના) ચીકણા પદાર્થનું વળગણ.
ચોંટ રહેવી (ક્રિ) કાચો ચીકણો પદાર્થનું અ-
ચોંટવું (ક્રિ) વળગવું, જોડાવું. [પચન થવું.
ચોંટાડવું (ક્રિ) ચોંટે તેમ કરવું. વળગાડવું.
ચોંટિયાં (ના) ચોંટીઓ. ચોંટિયો લાડુ.
ચોંટિયોલાડુ (ના) મૂઠીઆંનો લાડુ. પદ્ધી
ચોંટી (ના) ચાંટળી, ચીમટી. [પાડેલો લાડુ.
ચોંપ (ના) ખંત, ચાનક. ઉતાવળ. દોલની
ચો (ના) રામ, હોંસ, ચત. [સળી.
ચો (વિ) ચાર. જેમ ચોપગું, ચોપાઈ.
ચોક (ના) સાથિયા. ચોરસ છોબંધ જગા. ગુજરી. લાવણીનો એક ભાગ. વાડો. ટેક.
ચોક (વિ) ચોગણું. જેમ ત્રણચોક બાર.
ચોકઠું (ના) ચોકી, બારી, તકતીનું ઘર.
ચોકઠું બેસાડવું (ક્રિ) જુકિતથી કામ પાર પાડવું.
ચોકડી (ના) પાળવાળો ખાળ. નાનો ચોક. ચારનો સમુદાય. ચાર ખૂણાની નિશાની (× +). એક તરેહ. [જાર. ચારનો જથો.
ચોકડું (ના) એક ઘરેણું. ઘોડાના મુખનું એક ઓ-
ચોકવું (ક્રિ) ચોંકવું. લંબાઈ પહોળાઈ માપવી.
ચોકસ (ના) નક્કી, ખાતરીનું. સાવધ. અમુક.
ચોકસાઈ } (ના) બારીક તપાસ. સંભાળ.
ચોકસી } હોશિયારી. ખબરદારી.
ચોકસી (ના) સોનારૂપાની ટચ-કસ-કાઢનાર તથા તે વેચનાર.
ચોકિયાત (ના) ચોકનું દાણુ. મકતો.
ચોકિયું (ના) ચોકઠું, ચોરસ લાકડાની ચોકી.
ચોકી (ના) સંભાળ. પહેરો. ચબુતરો. દાણ.
ચોકીદાર (ના) પહેરેગીર.
ચોકીબંધી (વિ) ચોકીના આકારવાળી.
ચોકો (ના) અબોટ. રાંધવા, જમવા તથા મરતાની જગા. [બોટ દેવો.
ચોકો કરવો (ક્રિ) મરનારને સૂવાડવા માટે અ-
ચોકો વાળવો (ક્રિ) ગમે તે બહાને કામ બંધ
ચોખ (ના) ચોખ્ખાઈ, સ્વચ્છતા. [પાડવું.
ચોખ (વિ) ચોખ્ખું, સ્વચ્છ. સાચું.
ચોખણ્ડ (ના) ચોરસ આકાર. (વિ) ચોરસ.

ચોખણ્ડું (વિ) ચાર ખૂણાવાળું-સમચોરસ.
ચોખા (ના) તંડુલ, અક્ષત. ભાતના દાણા.
ચોખાની (ના) એક જાતનું કપડું.
ચોખાપુર (વિ) રજ, ચોખા જેટલું.
ચોખૂંટ (ના) ચારે બાજુ.
ચોખૂણુ (વિ) ચાર ખૂણાવાળું.
ચોખ્ખાઈ (ના) સ્વચ્છતા, સુઘડતા. સાચવટ.
ચોખ્ખું (વિ) સ્વચ્છ. શુદ્ધ. પવિત્ર.
ચોગડો (ના) ૪. ચારનો અંક.
ચોગણું (ના) ચારે ગુણતાં આવેલું.
ચોગમ (અ) ચારે બાજુએ, ચોતરફ.
ચોગર્દમ (અ) ચારે તરફથી ફરતું.
ચોગાન (ના) મોટું મેદાન. ખુલ્લી જગા.
ચોઘડિયું (ના) ચાર ઘડીનો વખત. ટકોરખાનું.
ચોજાવો (ના) ગરમ મસાલો.
ચોટ (ના) લપટ. પેચ. મૂઠ. નિશાન. નુકસાન. ઘાવ. રીત. [ગુચ્છો. જટા.
ચોટલી (ના) પુરુષના માથાના લાંબા વાળનો
ચોટલો (ના) સ્ત્રીના માથાના લાંબા વાળનો ગુચ્છો.
ચોટલા (ના) બૈરાં (ચોટલો રાખનારાં માટે).
ચોટવું (ક્રિ) તાકીને નિશાન મારવું.
ચોટાવું (ક્રિ) નુકસાનમાં આવવું.
ચોટી (ના) નિશાન મારનાર. ચોટલી.
ચોટ્ટાઈ (ના) ચોટ્ટાપણું. ચોરનું કામ.
ચોટ્ટું (વિ) ચોર, ઠગ, સોદું. દગલબાજ.
ચોડ (ના) ચોડો, ઉપરાચાપરી ઢગ.
ચોડવવું (ક્રિ) સેડવું, પકવવું.
ચોડવું (ક્રિ) ચોંટાડવું. મારવું. જડવું.
ચોડાણ (ના) પોહોળાઈ.
ચોડી (વિ) ચોવડી. પોહોળી.
ચોડું (વિ) ચોવડું, પોહોળું.
ચોડો (ના) ચોડ, થડી. થાપી.
ચોણુંણો (ના) ચોરણો. લેંઘો.
ચોતરફ (અ) ચારે બાજુએ.
ચોતરી, ચોતરીસ (વિ) ૩૪ (સંખ્યા).
ચોતરો (ના) ચાવડી, ચબુતરો. ચોરો.
ચોતારા (વિ) ચાર તારવાળું.
ચોતારી (ના) એક જાતનું કાપડ.
ચોતાલ, ચોતાળ } (વિ) ૪ તાલનું (ગાયન)
ચોતાલું, ચોતાળું } ધ્રુવપદવાળું ગાયન.

ચોથ (ના) ચતુર્થી. ૪ થી તિથિ. ચોથાઈ, છ ક્ડાંનો કડકો.
ચોથાઈ (ના) ચોથો હિસ્સો. પા ભાગ.
ચોથિયું (ના) ચોથ. મરણનો ચોથો દિવસ.
ચોથિયો (વિ) ચોથે દહાડે આવનાર (તાવ).
ચોથું (વિ) ચતુર્થ.
ચોદની (ના) રોદની, ધમાસો. (એક ઔષધી).
ચોધરી (ના) ચતુર્ધર ચારઠ હાંકનાર. પસાયતું ખાનાર. એક શૂદ્રજાતિ.
ચોધરો (ના) પટેલ, પોલીસપટેલ.
ચોધારું (વિ) ચાર ધારવાળું. ઘણુંજ (રૂદન).
ચોપ (ના) ચોંપ. દંડ. સળી.
ચોપગું (ના) ચાર પગવાળું પશુ.
ચોપચીની (ના) એક વસાણું.
ચોપટ (ના) સોકટાંબાજી. (વિ) ચોગણું.
ચોપડવું (ક્રિ) લગાડવું. ગાળદેવી.
ચોપડાં (ના) ચારપડની વણેલી રોટલી.
ચોપડી (ના) બાંધેલું પુસ્તક. (વિ) ચારપડવાળી.
ચોપડું (વિ) ચાર પડવાળું.
ચોપડો (ના) લાંબી મોટી ચોપડી. ચીકણો ઘર.
ચોપદાર (ના) ચોબદાર, છડીદાર.
ચોપન (વિ) ૫૪ (સંખ્યા).
ચોપવું (ક્રિ) ઘોંચવું, ખોસવું. રોપવું. ધીબવું.
ચોપાઈ (ના) કવિતાનું એક વૃત્ત.
ચોપાનિયું (ના) ચાર કે તેથી વધારે પાનાંની નાની ચોપડી
ચોપાયા (ના) કવિતાનું એક વૃત્ત.
ચોપાસ (અ) ચારે પાસે.
ચોપાળી (ના) એક જાતની પરનાળ.
ચોપાળો (ના) ચોફાળો, હિંચકો.
ચોફાળ (ના) ચાર ફાળની જાડી પીછોડી.
ચોબ (ના) લાકડી, સોટા. તંબુનો વાંસ.
ચોબદાર (ના) ચોપદાર, છડીદાર. કંચુકી.
ચોબો (ના) ઢોલકનો સળીઓ. બ્રિજવાસી.
ચોમાસું (ના), ચાતુર્માસ. વર્ષાકાળ. [બ્રાહ્મણ.
ચોમેર, (અ) ચારે તરફ.
ચોર (ના) ચોરી કરનાર, તસ્કર.
ચોર (વિ) ગુપ્ત, છૂપું.
ચોર આમલી (ના) એક ઝાડ તથા તેનાં ફળ.

ચોરખંડ } (ના) છૂપું ખાનું. સંતાઈ રહેવા-
ચોરખાનું } નું ઠેકાણું.
ચોરટું (વિ) ચોરટું. ચોર. [લેંઘો.
ચોરણો (ના) પગે બેસતો ને જાંઘે પોહોળો
ચોરવું (ક્રિ) છૂપી રીતે લઈ લેવું. હરવું.
ચોરસ (ના) ચતુરસ્ત્ર, ચાર કાટખૂણાનો આકાર.
ચોરસ (વિ) ચોખંડું. લંબાઈ પોહોળાઈનો ગુણાકાર. [કટકો.
ચોરસું (ના) ચાકું, ચોસલું, ચોરસ ઈંટનો
ચોરાણું (વિ) ૯૪ (સંખ્યા). [આપવું.
ચોરાવવું (ક્રિ) ચોરે તેમ કરવું, ચોરને ઉત્તેજન
ચોરાવું (ક્રિ) ચોરીમાં જવું. છેતરાવું.
ચોરિયા (ના) એક ગળાતું દરદ.
ચોરિયો (ના) દરિયાઈ ચોર, ચાંચિયો.
ચોરી (ના) ચૌરી, છૂપી રીતે પારકી ચીજ લેવી તે. લગ્નમંડપ, માંહ્યરૂં.
ચોરીચપાટી (ના) ચોરવું તથા લૂટવું. તે.
ચોરો (ના) મોટો ઓટલો. ચબુતરો.
ચોર્યાસી (વિ) ૮૪ સંખ્યા. આસન. સિદ્ધ.
ચોર્યાસી (ના) ૮૪ જાતના બ્રાહ્મણ.
ચોર્યાસીલક્ષ યોની (ના) ૨૧ અંડજ, ૨૧ જારજ, ૨૧ સ્વેદજ અને ૨૧ લક્ષ ઉદ્‌ભિજ.
ચોલાઈ (ના) તાંજળજાની ભાજી.
ચોવટ (ના) પંચાત, કુથળી.
ચોવડું (વિ) ચાર પડવાળું.
ચોવાટે (અ) ખુલ્લા મેદાનમાં.
ચોવીસ (વિ) ૨૪ સંખ્યા. અવતાર, અગીઆરસ, ગુણ, ગુરુ, તત્ત્વ, ધમની, યક્ષ, મુદ્રા, મૂર્તિ, રંગ, અને જૈન સિદ્ધ એ દરેક ૨૪ ગ-[ણાયછે.
ચોવીસ-અક્ષરી (ના) ગાયત્રી મંત્ર.
ચોવું (ક્રિ) ધોયવું.
ચોસટ, ચોસઠ (વિ) ૬૪ (સંખ્યા).
ચોસર (ના) ચોસેર, ચાર સેરનો હાર.
ચોસલું (ના) ચટ્ટું, ચોરસ ઢેપું.
ચોસેટ, ચોસેઠ (વિ) ૬૪ (સંખ્યા).
ચોસેર (ના) ચાર સેર. ચાર સેરનો હાર.
ચોળ (વિ) ઘણુંજ. જેમઃ લાલચોળ.
ચોળવચોળ (ના) સંકલ્પવિકલ્પ.
ચોળવું (ક્રિ) મસળવું. ઘસવું. ચૂંથવું.
ચોળા (ના) એક કઠોળ. ચોળીના દાણા.
ચોળાચોળ (ના) ફરી ફરીને ચોળવું તે.
ચોળાફળી (ના) ચોળી, ચોળાની સીંગ.
ચોળી (ના) ચોળાફળી. પીઠવાળી સ્ત્રીની અંગી. [કાંચળી.
ચોળીખંડ (ના) ચોળીનો રેજો.
ચોળો (ના) ખોળો (અંગરખાનો).
ચૌ (વિ) ચાર.
ચૌટું (ના) બજાર. નાની ભાગોળ.માર્કેટ.[ગર્ભેજી].
ચૌદ (વિ) ચઉદ, ૧૪ (સંખ્યા). મનુ, અનંત, કલ્પ, કાળ, કુલમાતૃકા, ગીતા, ગોત્ર, દેહ-ચક્ર, ચોકડી, કામિની (યોગીની), દાન, દોષ, પુષ્પ, બ્રહ્મ, લક્ષણ, મન્વંતર, યમ, ગુણ, રત્ન, રાજદોષ, લોક, વિદ્યા, આરતી-એ ચૌદ ચૌદ લેખાયછે.
ચૌદસ (ના) ચતુર્દશી. ૧૪ મી તિથિ.
ચૌદેક (વિ) આસરે ચઉદ.
ચ્યુત (વિ) પડેલું, ભ્રષ્ટ થયલું, નાશ પામેલું.

## છ.

છ (ના) સાતમો વ્યંજન.
છ (આ) "ષ," "સ્ત"નો. જેમ ષષ્ટ=છઠ; સ્તિ-છિ-છે; સ્તોક=છોક-રો,
છ (વિ) ષટ્, ૬ (સંખ્યા). શાસ્ત્ર, દર્શન, રાગ, ધર્મ, કર્મ, ચક્ર, લવણ, શકકાર, ઉપશાસ્ત્ર, ઉર્મી, ઋતુ, ગુણ, નકાર, રસ(સ્વાદ), રિપુ, વિકાર, વેદાંગ-એ છ છ લેખાયછે.
છ (ક્રિ) છે. જેમઃ શું કરછ? અર્થાત શું [કરેછે].
છક (અ) ચક, ચકિત. તટસ્થ. [રિ]
છક (ના) છાક, ગરૂરી, મદ.
છકછુંદર્યું (વિ) છગદું, ભેળસેળ કરી ચૂંથેલું.
છકડી } (ના) છનો જથો, પા.ધારો (કાગળ
છકડું }
છકવું (ક્રિ) ફાટી જવું, બેહેકી જવું, વહી જવું.
છકેલ (વિ) છટેલ.
છક્કડ (ના) ધોલ, લપડાક. માર. ધુક્કો.
છક્કલ (ના) સોકટાંબાજીની એક રમત.
છક્કો (ના) સરખાં છ ચિહ્નોનો જથો.
છક્કોપંજો (ના) દગોફટકો, છળભેદ.
છગડો (ના) છનો અંક, ૬.
છગદુ (વિ) છકછુંદર્યું.
છચોક (અ) ઊઘાડું, ખુલ્લી રીતે.

છચોર (વિ) લુચ્ચો, ઠગ, સોદો.
છછુંદર (ના) ચેણ. એક જાતનો ઉંદર.
છજું (ના) નાનું છપ્પર.
છછેડવું (ક્રિ) ચીડવવું, બળાપો કરવો.
છછેરવું (ક્રિ) અટકચાળું કરવું. છેડવું. તુચ્છકારવું.
છટ (અ) તુચ્છકાર, નામંજુરી દર્શક.
છટકવું (ક્રિ) નીકળવું, સટકવું. સરવું. ચૂકવું.
છટકાવવું (ક્રિ) ખસેડવું. ચૂકાવવું. નસાડવું.
છટા (ના) ચપલતા. સફાઈ. ખુબી. ઢપ. તરેહ.
છટેલ (વિ) છાકેલ, ફાટેલ, મનસ્વી.
છઠ (ના) પછી, પખવાડિયાનો છઠ્ઠો દિવસ.
છઠ્ઠી (ના) જન્મનો છઠ્ઠો દિવસ. વિધાત્રી.
છઠ્ઠું (વિ) ક્રમથી ગણતાં છ ના સ્થાનનું.
છડ (ના) દાંડો, બરછી., બુઠ્ઠો રોપ.
છડકવું (ક્રિ) છાંટવું (પાણી).
છડવું (ક્રિ) છોતરાં ઉતારી ખાંડવું.
છડામણ (ના) છડનો ઠરાવ, ફુલ્લી.
છડિયાત (વિ) છડું, એકલું.
છડી (ના) સોટી. ગુલછડી. લાકડી.
છડી, છડીછાંટ, (વિ) એકલી-છોકરાં વગરની-સ્ત્રી.
છડીદાર (ના) ચોપદાર, છડી રાખનાર. કંચુકી.
છડીસ્વારી (ના) રસાલા વગરની મુસાફરી.
છડું (વિ) એકલું, કબીલા વગરનું. પંડોપંડ.
છડો (ના) મોતીનો હાર. એક ઘરેણું. આછો
છંટકાવ. (વિ) વાંઢો. (પુરૂષ).
છણકછણક (અ) એવા અવાજનું અનુકરણ.
છણકવું (ક્રિ) છણકો કરવો, તરછોડવું. સૂપડેથી ઘોળી કહાડવું, સારું માઠું છુટું પાડવું.
છણકો (ના) છણ એવો અવાજ. તોર. મીજાસ.
છણછણ (અ) અવાજનું અનુકરણ.
છણછણતું (વિ) ઉકળતું, ગરમ. તિરસ્કાર કરતું.
છણછણાટ (ના) છણછણનો અવાજ. ખડખડાટ.
છણણ (ના) અવાજનું અનુકરણ.
છણવું (ક્રિ) ગાળવું. સત્વ કાઢવું. ન્યાય કરવો.
છણકાવ (ના) છાંટા. છાંટવાની ક્રિયા.
છણકોરવું (ક્રિ) છાંટવું. છીપવું.
છણટાવ (ના) છંટકાવ. પાણીનું છીપવું.
છણટાવું (ક્રિ) છંટાયલું થવું. ઢોરનું વિયાવું.
છણડવું (ક્રિ) છોડવું, તજવું. [વિયવું.
છણડાવું (ક્રિ) મૂકાવું, ત્યાગ થવો. છણાવું. ખાતાં

છત (ના) અસ્તિત્વ. વધારો. સુકાળ. છાજ.
છતરી (ના) છત્રી. ઢાંકણ. ૩૬ (સંખ્યા).
છતરીસ (વિ) છત્રીસ, ૩૬ (સંખ્યા).
છતાં (અ) છે, તોપણ. જેમ "પાસે પૈસા છતાં દળદરી." [ધળો."
છતી (અ) છે તોપણ, જેમ: "છતી આંખે આં
છતું (અ) છે તોપણ, જેમ: 'છતું ઘરેણું ને પહેરાય નહિ.'
છતું (વિ) ખુલ્લું, જાહેર.
છતે (અ) છે તોપણ. જેમ: 'છતે હુને ભીખારી.'
છત્તર (ના) છત્ર, છતરી. ટોપી. મુરખી.
છત્ર (ના) છત્રી. મુરબ્બી. ઓથ.
છત્રબંધ (ના) છત્ર ચીતરી તેમાં રચેલી કવિતા.
છત્રપતિ (ના) મોટો રાજા. માંડલિક રાજા.
છત્રી (ના) છતરી, ક્ષત્રી.
છત્રી, છત્રીસ (વિ) ૩૬ (સંખ્યા). દૈત્યપપત્નિ, રાગ (જ્યોતિષના વરા), તત્વ, પાખંડ, યક્ષિણી, યુગ, રાગણી, વાજાં, અંજન, એ સર્વ છત્રીસ ગણાયછે.
છંદ (ના) અક્ષર અને માત્રાના નિયમની કવિતા. શ્લોક. પધ લત. દુર્વ્યસન. હાથનું ઘરેણું.
છંદશાસ્ત્ર (ના) એક વેદાંગ. કાવ્યશાસ્ત્ર.
છંદી (વિ) વ્યસની. નાદી. શોખી.
છન્નું (વિ) ૯૬. (સંખ્યા). રાજકુળ, યક્ષપ્રશ્ન, સંખ્યા પરિમાણ, આંક. એ ૯૬ લેખાયછે.
છપગું (વિ) છ પગવાળું, ષટ્પદી. (પ્રાણી).
છપતરું (ના) છેક પાતળું ઝીણું-ટોકરી.
છપતરું (વિ) છાછરૂં (વાસણ).
છપાઈ (ના) છાપ. છાપણી. છપામણી.
છપામણી (ના) છાપવાની મહેનત. મજુરી.
છપાવવું (ક્રિ) કોઈ છાપે તેમ કરવું.
છપ્પન (વિ) ૫૬. અગણિત. કોટી, વસુંધરા, ચાંદલ, કોશ, ભાષા, ભોગ, એ ૫૬ લેખાયછે.
છપ્પય (ના) છપ્પો. છ ચરણનું એક વૃત્ત.
છપ્પર (ના) છાપરું.
છપ્પરખાટ (ના) છપ્પર-છાજવાળો ખાટલો.
છપ્પરપલંગ (ના) છતરીવાળો પલંગ.
છપ્પરબંધ (ના) છાપરું સઢનારો.
છપ્પો (ના) છપ્પય. (છંદ).
છબ (ના) છબી. તસવીર. ચેહેરો. [વાજ.
છબછબ, છબકછબક (અ) પાણીનો એવો અવાજ.

છબતરૂં (વિ) છાછરૂં. ગંદું. છગદું.
છબરકી (ના) કોરા કાગળનો એક ચીરો.
છબવું (ક્રિ) ઠરવું. પહોંચવું. અડવું.
છબી (ના) છવિ. ચિત્ર. તસવીર.
છબીદાર (વિ) સુંદર, ખુબસૂરત.
છબીલું (વિ) ફૂટડું, રૂપાળું.
છમ, છમકછમક (અ) એવો અવાજ.
છમકલું (ના) અટકચાળું. નાનો ભડકો.
છમકારવું (ક્રિ) વધારવું. તપાવીને બોળવું.
છમકારો (ના) છમછમનો અવાજ.
છમછમ (અ) અવાજનું અનુકરણ.
છમછમતું (વિ) છમછમ કરતું.
છમાસી (ના) છઠ્ઠા મહિનાની ક્રિયા.
છર (ના) તાન. ઘેલછા. લઘુતા. એક અવાજ.
છરવું (વિ) આડકતરૂં. [છડ.
છરા (ના) નાની સીસાની ગોળીઓ. (બંદુકની).
છરાયલું, છરાયું (વિ) છરવાળું. સાડાત્રણ પાં-
છરી (ના) પાળી, કાતી. કીનો. ઝેર. [સળી.
છરેલ (વિ) છરાયલું.
છરો (ના) મોટી પાળી. જમૈયો.
છલ (ના) છળ, ઠગાઇ.
છલકાવું (ક્રિ) ઉછળી પડવું, ઉભરાવું. ફૂલાવું.
છલંગ (ના) ઠેકડો, કૂદકો. ફલંગ.
છલર (ના) મો, દુર્વા, દરોઈ,
છલ્લાછલ (વિ) ભરપૂર. માથાસુધી ભરેલું.
છલ્લો (ના) ઘુઘરીવાળી વીટી.
છવાવું (ક્રિ) ઉપરથી ઢંકાવું.
છવીટયું (ના) સ્ત્રીની પગની આંગળીની ઘુઘરી-
છવ્વીસ (વિ) ૨૬ (સંખ્યા). [વાળી વીટી.
છળ (ના) છલ. કપટ. બહાનું.
છળકો (ના) પાણીની છોળ. છાલક.
છળવું (ક્રિ) ઠગવું, છેતરવું.
છળો (ના) રગડો.
છાં (ક્રિ) છે. (ગ્રામ્ય).
છાંછળમાછળ (અ) ઉપલકિયા, છાલકું.
છાંછું (ના) ધંતરમંતર.
છાંટ (ના) ઝીણા છાંટા. ભાત. 'ઝડપ.' ગપ.
છાંટ નાંખવી (ક્રિ) છાંટીને શુદ્ધ કરવું. [ગુણ-
છાંટણાં (ના) છાંટાં. [વું. છાંટવું.
છાંટવું (ક્રિ) રેડવું. ભભરાવવું. ઉરાડવું. છાંટ-
છાંટી (ના) છાંટ.
છાંટુ (વિ) ગપ્પી.
છાંટો (ના) ટીપું, બિંદુ, બુંદ. ડાઘ. નુકસાન.
છાંટાપાણી (ના) રંગપાણી, મદ્યપાન.
છાંડણ (ના) છાંડવાની રીત. છાંડેલી ચીજ.
છાંડવું (ક્રિ) છોડવું. ખાતાં પડતું મૂકવું.
છાંડેલું, છાંડયું (વિ) ખાતાં વધેલું. તજેલું.
છાંડયું (ના) છાંડણ. છાંડેલી ચીજ.
છાંદવું (ક્રિ) થેપવું, જાડું લીંપવું.
છાંદો (ના) ગારો. લીંપણ.
છાંય, છાંયડી (ના) ઓળો, છાયા.
છાએલ (ના) છાયલ, સ્ત્રીનું એક વસ્ત્ર.
છાક (ના) કેફની વાસ, છાકોટો, પતરાજ.
છાકટ, છાકટું (વિ) પીધેલ. મસ્ત.
છાકવું, છાકીજવું (ક્રિ) છકી જવું. બહેકી જવું.
છાકોટો (ના) છાક, છાકટપણું.
છાગળ (ના) નાની મશક.
છાગળિયાં, છાગળિયું (ના) છાગળ. ઉડાઉપણું.
છાછર, છાછરૂં (વિ) આછું. ચપટું અને પોહોળું
છાજ (ના) છજું. સીલીંગ. સુથાડિયા, ચ
પાનું છાપરૂં. એક ઘાસ. [ઘાસ
છાજલી (ના) નાનું છજું. ગોખ. અરમાળી.
છાજવું (ક્રિ) છવાઈ રહેવું. ઢાંકવું. ઘટવું.
શોભાવું. ટકવું.
છાજિયું (ના) કૂટતાં છાતી પરપડતો હાથ
છાજું (ના) વણીનું છાપરૂં. [લીનો ઘા.
છાણ (ના) ગાય ભેંસનો મળ. હોંસ. શૌર્ય.
છાણવું (ક્રિ) છણવું. ગાળવું.
છાણાં (ના) છાણના થાપીને સૂકવેલા રોટલા.
છાણાં થાપવા (ક્રિ) દુઃખ દેવું.
છાણિયું (ના) ગારિયું. છાણ કચરાનો ટોપલો.
છાતરક (ના) ઘોડાની દોડ. ફાળ.
છાતરાં (ના) છોતરાં, ફોતરાં. [હીમત.
છાતી (ના) પેટની ઉપરનો ભાગ. હૃદય. ધૈર્ય.
છાતીફાટવી (ક્રિ) ઓચિંતા ધભરાટમાં પડવું.
છાતી ભરાવી (ક્રિ) ડૂમો ચઢી આવવો. [રે
છાનાંછપનાં (ના) મર્મવાર્તા, ગુંજની વાત.
છાનાછાની (અ) છૂપી રીતે. છાનીછપની.
છાનામાંનાં (અ) ગુપચૂપ. સંતાઇને.
છાનું (વિ) ગુપ્ત. ઢાંકયું. ચૂપ.

છાપ (ના) ચિહ્ન. નસિક્કો, મોહોર. તસવીર. અભોગ. નામ. દબાણ. ડામ. મારકો.
છાપખાનું (ના) છાપવાનું કારખાનું. પ્રેસ.
છાપગર (ના) છાપનાર.
છાપણી (ના) છાપવાની વિધિ, રીત, સફાઈ.
છાપત (ના) છાપ, બદનામ.
છાપનાર (ના) છાપવાનું કામ કરનાર,
છાપરી (ના) નાનું છાપરું.
છાપરું (ના) ઘરનું ઢાંકણ. આચ્છાદન. ઘર.
છાપવું (ક્રિ) છાપ મારવી. પ્રગટ કરવું. ફજેતી કરવી. [ચિહ્ન.
છાપું (ના) છપાયલી ચીજ. ન્યુસપેપર. ચામા-
છાપો (ના) છાપ. હુમલો. લાગો, વેરો. વર્ત-
છાબ (ના) છાબડી ટોપલી, તાસક. [માનપત્ર.
છાબડી (ના) છાબ. (વાંસની).
છાબડી કળપવી (ક્રિ) દરો આઠેમે ટોપલીમાં અનેક ચીજો મૂકી બ્રાહ્મણને આપવી.
છાબડું (ના) છાબડી.
છાયલ (ના) છાએલ, સાલ્લો, સાદલો.
છાયા (ના) આળો, પડછાયો. નુર. આશ્રય.
છાયાનટ (ના) એક રાગણી. [વલણ.
છાયાપુરુષ (ના) આકાશમાં પોતાની દેખાતી
છાર (ના) ફૂગ, છારી. ધૂળ. [છાયાં.
છારી (ના) છાર. આંખનું પડ. શાકની રુવાંટી.
છારું (ના) ઇટ ચૂનાની ભીંતનો ભૂકો. મટોડું.
છાલ (ના) પડ. છોલ. [બકરું.
છાલક (ના) છોળ. પાણી ઉરાડવું તે.
છાલકું (વિ) છાછરું. હલકું. પાજી. છલકાતું.
છાલકું (ના) ગધેડાની પીઠનો કોયળો.
છાલાં (ના) છોતરાં ફોતરાં. (અનાજનાં).
છાલિયાં (ના) પીતળની છડી. છાછરાવાટકા.
છાલી (ના) ચૂડી.
છાલું (ના) છોતરું. છોડું. (ઘંટી બહારવાનું).
છાવણ (ના) છાવાની ચીજ. (તાડછાં વગેરે).
છાવણી (ના) કેમ્પ, મુકામ. લશ્કરી પડાવ.
છાવરવું (ક્રિ) વાંક ઢાંકવો. કુમક કરવી.
છાવું (ક્રિ) છાપરાને ઢાંકણ કરવું; ચાળવું.
છાશ, છાસ (ના) તક્ર, તાક. દહીંનું વલોણું.
છાસટ (વિ) ૬૬, છાંસેટ (સંખ્યા).
છાસટિયો (ના) પાણી પાઈ ઉગાવેલી જુવાર.

છાસી (વિ) છયાશી, ૮૬ (સંખ્યા).
છાંસેટ (વિ) છાસઠ, ૬૬.
છાળ (ના) છોળ, હોડો. છાલક.
છિંકણી (ના) તપખીર.
છિંકવું (ક્રિ) છીક ખાવી.
છિંડી (ના) નાનું છીડું. નેવાં પડવાનો ભાગ.
છિઃ (અ) ચટ, ધિક્કારાર્થે. છીદનો અવાજ.
છિણવું (ક્રિ) છણવું ગાળવું.
છિદ્ર (ના) કાણું, નાકું, સુરાખ. ખોડ.
છિન્ન (વિ) છેદેલું, જુદું પાડેલું.
છિપકળી (ના) એક સર્પ.
છિપર (ના) પથ્થરની પાટ.
છિંપરું (વિ) ગંદુ, ગોજું, ચુંથાયલું.
છિપવું (ક્રિ) સિંપવું, છાંટવું. [ચનનું રૂપ.
છિયે (ક્રિ) "હો"નું વર્તમાન પ્રથમ પુરુષ બહુવ-
છી (ના) ગંધાતી ચીજ, ગૂ, નરક.
છીક (ના) નાકમાંથી અવાજ સાથે વાયુનું ની-
છીકણી (ના) તપખીર. [કળવું તે.
છીકારડું (ના) એક ઝેરી પ્રાણી. નાનું હરણ.
છીછલું (વિ) તોછડું, ઊછાંછળું.
છીછી (ના) છી, ગૂ, નરક. (અ) છટ.
છીટ (અ) છટ, તિરસ્કાર અર્થે.
છીટ (ના) રંગીન તરેહદાર સૂતરાઉ કાપડ.
છીટ કોરવું (ક્રિ) છાંટવું, સીંપવું. (પાણી).
છીટી (ના) છેટી, આખી છાપેલી પોતડી.
છીડી (ના) છિંડી. પાછલા બારણાની ખુલ્લી
છીડું (ના) નાની છીડી. છિદ્ર, દોષ. [જગા.
છીણી (ના) છીની, છર કરવાનું ઓજાર.
છીંત (ના) છીટ, હઠ. વહેમ.
છીતરી (ના) બે ઘરની વચ્ચેની ગલી,
છીતવું (ક્રિ) લાધવું, છીપી જવું (વહાણ).
છીદડી (ના) રાતું છાયલ.
છીદવું (ક્રિ) છેદવું, કાણું પાડવું.
છીનવવું (ક્રિ) ઝુંટવી લેવું, ખૂંચી લેવું.
છીનવું (ક્રિ) છીર કરવી, સમારવું.
છીનાળ (વિ) વ્યભિચારિણી કુલટા.
છીનાળી, છીનાળું, (ના) વ્યભિચાર. જારકર્મ.
છીની (ના) છીર કરવાનું ઓજાર.
છીપ (ના) દરિયાઇ જંતુના ઘરની ફરડ.
છીપણું (ના) રામપાતર, મોટું કોડિયું.

છીપો (ના) કપડાં છાપનાર.
છીબું (ના) ઢાંકણું.
છીલટું (ના) છોડું, છોતરૂં. ચામડી.
છીલર (ના) તુટેલું તળાવ.
છીલવું (ક્રિ) છોલવું.
છું (ક્રિ) "હો" ધાતુનું વર્તમાન પ્રથમ પુરુષ એક વચનનું રૂપ.
છુંદણી (ના) છુંદવાનું કામ.
છુંદણું (ક્રિ) ત્રાજુડું. છુંદેલા પાંત્રાના રસનું ટપકું કરી ટાંચેથી પાડેલા ડાઘ.
છુંદવું (ક્રિ) કચરવું, દાબવું. લોચો કરવો.
છુંદો (ના) કચુમર, ખીમો.
છુઃ (અ) અવાજનું અનુકરણ.
છુછુંદર (ના) છછુંદર, ચેણુ. એક આતશબાજી.
છુમછુમ (અ) છમછમ, રૂમઝુમ. (અવાજ).
છુમંતર (ના) જાદુમંતર. અંતે "છુ" બોલવાનો મંત્ર.
છુર (ના) ઢાંકણ.
છુરિકા (ના) ચપ્પુ, છરી.
છુરિત (વિ) છવાયલું, ઢંકાયલું.
છુરિકાબંધન (ના) ક્ષત્રિયોનો એક સંસ્કાર.
છુરી (ના) છરી, પાળી, કાતી.
છૂટ (ના) સ્વતંત્ર. સત્તા, હક. રજા. ઘટાડો. મોકળાશ.
છૂટક (અ) કકડે કકડે, પરચુરણ અકેકું.
છૂટક (વિ) જુદું જુદું. સ્ફુટ.
છૂટકબારો (ના) છૂટકો, છૂટકારો. નીકાલ.
છૂટકારો (ના) છૂટકો.
છૂટકો (ના) મુક્તિ. તોડ.
છૂટવું (ક્રિ) બંધમુકત થવું. જુદું પડવું. ચરપવું. ખલિત થવું. નીસરવું. ફૂટવું.
છૂટાછેડા (ના) પ્રસવ. તલાક. ફારગતી.
છૂટાપણું (ના) છૂટ, સ્વતંત્રતા.
છૂટી (ના) રજા. નવરાસ. પરવાર.
છૂટું (વિ) વિભકત, જુદું. મોકળું. સખી.
છૂપવું (ક્રિ) સંતાવું, ગુપ્ત રહેવું.
છૂપાવવું (ક્રિ) સંતાડવું, છાનું રાખવું.
છૂપું (વિ) ગુપ્ત, છાનું.
છૂવાવું છૂવાઇ જવું (ક્રિ) અભડાવું, અપવિત્ર થવું.
છૂવું (ક્રિ) છોવું, અભડાવવું, અપવિત્ર કરવું.
છે (ક્રિ) અસ્તિ, છેઃ "હો"નું વર્તમાનરૂપ.
છેક (અ) છેડાસુધી. તમામ. હદબહાર
છેકણી (ના) છેકવાનું ઓજાર.
છેકવું (ક્રિ) છેકો મારવો, ચેકેરવું. રદ કરવું.
છેકો (ના) ચિહ્ન. લીટો. ડાઘ. કાપો.
છેટી (ના) છીટી, છાપેલી નાની પોથડી.
છેટું (ના) અંતર, ટપ્પો. ગાળો.
છેટે (અ) દૂર, અળગું.
છેડ, છેડણી (ના) ખીજ, અટકચાળું.
છેડતી (ના) છીંડાં. દોષ. છિદ્ર.
છેડવું (ક્રિ) અડકવું. ખીજવવું.
છેડાછેડી (ના) વરવહુના વસ્ત્રના છેડાની ગાંઠ.
છેડો (ના) સમાપ્તિ. અંત. હદ. ટોચ. નીકાલ. પાલવ.
છેડોફાડવો (ક્રિ) તલાક આપવી. લગ્નસંબંધ તોડવો.
છેણી (ના) ફરસી, વિંધણું, છીણી.
છેતરવું (ક્રિ) છળવું. ઠગવું. ફસાવવું.
છેતરામણ (ક્રિ) ઠગાઈ. ટોટો.
છેતરાવું (ક્રિ) ઠગાવું. ભૂલાવો આવો.
છેતાલીશ, છેતાલીસ (વિ) ૪૬ (સંખ્યા).
છેદ (ના) કાણું. કાપ. ઘા. ભાજક. અપૂર્ણાંક લખતાં લીટીની નીચેનો આંકડો.
છેદક (વિ) છેદનાર, કાપનાર. ભાજક.
છેદન (ના) છેદવાની ક્રિયા.
છેદનબિંદુ (ના) જ્યાં બે લીટીઓ એકમેકને છેદે તે જગા.
છેદવું (ક્રિ) કાપવું. ચીરવું. નાશ કરવો. ભિ- ખેડવું.
છેબાં (ના) છિદ્ર, બાકોરાં
છેર (ના) નરમ ઝાડો. પાતળી ધાર.
છેરંટો (ના) અધામણ.
છેરવું (ક્રિ) પાતળો ઝાડો થવો. ચરકવું.
છેરાટો (ના) છેરંટો, અધામણ.
છેલ (વિ) વરણાગિયો. કોડિલો, ફાંકડો.
છેલક (ના) બકરો.
છેલકડી (ના) કોકરવું, ભીખવાળી.
છેલછબીલું (વિ) દેખાવડું, ફૂટડું.
છેલડો (વિ) છેલ (કવિતામાં).
છેલપડી (ના) સોળ (૧૬)નો સંકેત.
છેલબટાઉ (ના) ફાંકડો ઠગ. શોખી જીવડો.
છેલાઈ (ના) છેલપણું, વરણાગી.
છેલાણી, છેલાની (વિ) છેલ.
છેલ્લું (વિ) છેડાનું, અંત્ય.
છેલ્લે સરવાળે (અ) આખરે, છેવટે. છેલ્લીવારે.
છેવટ (ના) આખર, છેડો, અંત.

છેવાટું, છેવાડું (વિ) છેલ્લું.
છેવાવું (ક્રિ) છેલ્લું આવવું, ઝંખવાવું.
છેહ (ના) દગો, વિશ્વાસઘાત. અંત.
છૈઆં (ના) સંતાન, બચ્ચાં, છોકરાં.
છૈએ (ક્રિ) છિયે. "હો" ધાતુ વર્તમાન પ્રથમ
છૈઓ (ના) છોકરો. [પુરુષ બહુવચનનું રૂપ.
છૈદિક (ના) નેતર. છડી.
છૈયાં (ના) છૈઆં, છોકરાં, સંતાન.
છૈયે (ક્રિ) છૈએ, છિયે.
છૈયો (ના) છૈઓ, છોકરો.
છો (ક્રિ) "હો" ધાતુ વર્તમાન બીજા પુરુષ
છો (ના) ચૂનો. [બહુવચનનું રૂપ.
છો (અ) છોને, ભલે, મરને (બેદરકારી અર્થે).
છોઇ (ના) પતરાવળી કરવાની સળી. છો.
છોકરમત (ના) બાળકબુદ્ધિ. નાદાની.
છોકરવાદ (વિ) નાદાન. અવિવેકી.
છોકરવાદ (ના) બાળક જેવું આચરણ. તોફાન.
છોકરી (ના) બાળકી, કન્યા, બાળા.
છોકરૂં (ના) પ્રજા, સંતાન.
છોકરો (ના) સ્તોક, બાળક.
છોગાં (ના) ગુચ્છા. તોરા.
છોગાળો (વિ) છોગા રાખનાર, છેલ.
છોગું (ના) ગુચ્છો. લટકતો છેડો.
છોછ (ના) શંકા, વહેમ. સંકોચ.
છોછત (ના) છોછ. ખણખોદ.
છોછું (વિ) ઓછું. ઓછું.
છોજ (ના) છોછ.
છોટિકા (ના) ચુટકી, ચપટી.
છોટું (વિ) નાનું.
છોડ (ના) નાનું ઝાડ. ગર્ભનું સૂકાવું.
છોડબાંધ (ના) છોડવા બાંધવાનું કામ.
છોડવવું (ક્રિ) છૂટે તેમ કરવું.
છોડવું (ક્રિ) છૂટું કરવું. મૂકવું. ફોડવું.
છોડવો (ના) છોડ.
છોડાવવું (ક્રિ) છોડવવું, મૂકાવવું.
છોડિયાં (ના) છોડાં, પાતળી છાલ.
છોડિયાં ફોડવાં (ક્રિ) દોષ દર્શાવવા.
છોડી (ના) છોકરી.
છોડું (ના) છાલનો કકડો. છાલ.
છોત (ના) છોછ, આભડછેટ.
છોતરૂં (ના) છોડું. ફોતરૂં.
છોતેર, છોત્તેર (વિ) ૭૬ (સંખ્યા).
છોબંધ (ના) છોની બાંધણી.
છોરણ (ના) ત્યાગ, છૂટકો.
છોરૂ (ના) બચ્ચું, બાળક. છોકરૂં.
છોલ (ના) છાલ. ચામડી.
છોલવું (ક્રિ) છોલ કાઢવી. ફોલવું.
છોલાં (ના) છાલાં. ફોતરાં. [ઊખડવી.
છોલાવું (ક્રિ) સોરાવું, છોલેલું થવું. ચામડી
છોલાણું (ના) ગીલાવો. છો લગાડી ઘસેલું કામ.
છોવરાવવું (ક્રિ) છો દેવડાવવી. છોલાણું કર-
 વું. અભડાવવું. છો લગાડવી.
છોવાવું (ક્રિ) અપવિત્ર થવું, અભડાવું.
છોવું (ક્રિ) અભડાવવું.
છોળ (ના) છાલક. હોરો. તુરંગ. છાલ.
છૌં (ક્રિ) છઉં, છું "હો" ધાતુ વર્તમાન પ્ર-
 થમ પુરુષ એક વચનનું રૂપ.

## જ.

જ (ના) આઠમો વ્યંજન.
જ (પ્ર) જન્મસૂચક, જેમ: વંશજ, અંડજ.
જ (આ) "ય," "ધ" નો. જેમ: યમુના=જમુ-
 ના; અધ=આજ.
જ (અ) એવ, નિશ્ચયાર્થે. જેમ તમે આવજો-
 જ. કવિતામાં પાદપૂર્તિ કરવામાં પણ વપ-
જક (ના) જીદ્દ હઠ. તકરાર. [રાય છે.
જકડવું, જકડી લેવું (ક્રિ) કસીને બાંધવું.
જકાત (ના) દાણ, મેહેસુલ, વેરો.
જકાતદાર (ના) જકાત ઉઘરાવનાર.
જકિયો (વિ) જક્કી, હઠીલો. તકરારી.
જક્ષ (ના) યક્ષ, કુબેર. પ્રચંડ પુરુષ.
જક્ષણી (ના) જક્ષની સ્ત્રી, ભયંકર સ્ત્રી.
જખ (ના) ઝષ, મત્સ્ય, માછલું. જક.
જખમ (ના) ઘાવ, ચીરો. બટ્ટો. હાનિ.
જખમાયલું (વિ) ઘાયલ, જખમી થએલું.
જખમી (વિ) ઘાયલ, જખમ પામેલું.
જગંભડ (વિ) જડસો, અંગે લઠ્ઠ અને અક્ક-
જગ (ના) જગત્, દુનિયા. [લ કમ.
જગકર્ત્તા (ના) જગત્કર્ત્તા, પરમેશ્વર.
જગજીવન (ના) જગજ્જીવન, ઈશ્વર.

જગણ (ના) પહેલા અને છેલો અક્ષર લઘુ અને વચમાં ગુરુ અક્ષરવાળો કાવ્યનો એક ગણ. જેમ: જગાત, જવાબ. એ જગણ.
જગત્ (ના) જગ, વિશ્વ, બ્રહ્માંડ. સંસાર.
જગતજનેતા (ના) જગદંબા, ઈશ્વરીશક્તિ.
જગત્રય (ના) ત્રિભુવન, ત્રિલોક. સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ.
જગદંબા (ના) જગન્માતા, ઈશ્વરીશક્તિ.
જગદીશ, જગદીશ્વર (ના) જગતનો ધણી. પર-
જગદ્ગુરુ(ના)જગતનું કલ્યાણ કરનારો. [મેશ્વર.
જગદાત્મા (ના) જગતનો જીવ. ઈશ્વર.
જગદુદ્ધાર (ના) જગતનો ઉદ્ધાર. મુક્તિ. તારણ.
જગદ્વંદ્ય (વિ) સહુએ પૂજવા યોગ્ય.
જગન (ના) યજ્ઞ, હોમ.
જગન્નાથ (ના) જગતનો નાથ. બુદ્ધાવતાર.
જગન્નાથજી (ના) ચાર ધામમાંનું પૂર્વનું એક. ઓરીસા પ્રાંતમાં જાત્રાનું મોટું સ્થળ.
જગન્નાથી (ના) એક સૂતરાઉ કાપડ.
જગન્નિંદ્ય (વિ) સહુએ નિંદવા યોગ્ય.
જગન્નિવાસ (ના)જગતમાં સદૈવ રહેનાર, ઈશ્વર.
જગન્નિયંતા (ના) જગતના નિયામક. ઈશ્વર
જગન્મિત્ર (ના) સહુનો મિત્ર.
જંગતપતિ (ના) જગત્પતિ, પરમેશ્વર.
જગણી (ના) બીડ. ઘાસનું ખેતર.
જગા (ના) જગ્યા, સ્થળ, ઠામ. પદવી. રસ્તો. આશ્રય.
જગાડવું (ક્રિ) જાગ્રત કરવું, ઊઠાડવું. ચેતવવું.
જગાત (ના) જકાત, દાણ, વેરો.
જગાવવું (ક્રિ) જાગ્રત કરવું. ગજાવવું.
જગો (ના) જગા, જગ્યા, ઠેકાણું.
જગ્ત (ના) જગત્ (કવિતામાં).
જઘાત (ના)ભાદરવા શુદ ૧૩, બાલકોનાં શ્રાદ્ધ.
જઘાતિયો (ના) કુંવારો મૂવેલો માણસ.
જંખના (ના) ઝાંખ. આભાસ. સ્વપ્ન. કલ્પના. ધ્યાન. ખંત.
જંખવાઈ જવું, જંખવાવું (ક્રિ) ઝાંખું પડવું, લજવાવું, શરમાવું, ફીકું પડવું.
જંખવું (ક્રિ) જંખના રાખવી.
જંગ (ના) યુદ્ધ, લડાઈ, રણસંગ્રામ. [સીપાઈ.
જંગડિયો (ના) ત્રિજોરી જાળવી લઇ જનાર

જંગમ (વિ) ચર, ખસેડાય એવી, (ના) એક
જંગલ (ના) વન, વેરાન, રાન, વગડો. [જોગી.
જંગલજવું (ક્રિ) ઝાડે જવું, દિશાએ જવું.
જંગલી (વિ) જંગલ સંબંધી. બેસમજ.
જંગલીજટ (ના) જડસો, રેંચો, ગાવદી.
જંગલો (ના) એક રાગ. (ગાયનમાં).
જંગાલ (ના) તાંબાનો કાટ.
જંગી (વિ) બજરૂં. મોટું. (ના) નાની બારી.
જંઘ, જંઘા (ના) જાંઘ, સાથળ. [આશ્રયદાતા.
જજમાન (ના)યજમાન, યજમાનનું ફળ લેનાર.
જજમાનવરતી (ના) ગોરપદું, યજમાન વડે ચાલતી આજીવિકા.
જજમાનિયા (ના) જજમાનવાળા ગોર.
જજિયો (ના) માથા દીઠ કર.
જંજાર (ના) ખાણણીના આકારની નાની તોપ.
જંજાળ (ના) ઉપાધિ, ખટપટ, લફરૂં.
જંજાળી (વિ) જંજાળવાળો માણસ. સંસારી.
જંજીર (ના) સાંકળ, ઝાંઝરિયાં, બેડી. કમાન.
જંજીરો (ના) પાણીમાંનો કિલ્લો. ટાપુ. જંબુરો
જટ, જટલ, (વિ) હઠીલું, અનાડી. [હનુમાનમંત્ર
જટા (ના) લાંબો ચોટલો. વડના ઝુલતા મૂળીઆં. વેદ પાઠનો એક પ્રકાર.
જટાપાઠી (ના) પદ, ક્રમ અને જટા સુધી વેદનો
જટાજૂટ (ના) જટાનો મુગટ. [પાઠ કરનાર.
જટાધર,જટાધારી (ના) જટાવાળો. શિવ. વડ.
જટામાંસી, જટામાસી (ના) એક ઓષધિ.
જટિયાં (ના) લટિયાં, છૂટા બર છટવાળ.
જટિલ (વિ) જટાધારી.
જઠર (ના) હોજરી, પેટ.
જઠરાગ્નિ (ના) જઠરનો અગ્નિ, પાચનશક્તિ
જડ (વિ) ભારે, નક્કર. અચેતન. સુસ્ત. ઠોઠ
જડ (ના) મૂળ. ખીલી. સંગ્રહ.
જડજ (ના) ન્યાયાધીશ. (અંગ્રેજી).
જડતર (ના) મળતર. જડવાની રીત.
જડતા (ના) અજ્ઞાનતા, ઠોઠપણું.
જડત્વ (ના) જડતા, જાડ્ય. પદાર્થનો એક ધર્મ
જડત્વાકર્ષણ (ના) ગુરુત્વાકર્ષણ.
જડબું (ના) ડાચું, દાઢ તથા દાંતનું ઘર.
જડબેસુલાખ (અ) સજ્જડ, મક્કમ.
જડભરત (ના) એક યોગી. એક વૃત્તિવાળો.

જડમૂળ (ના) રોપાનું મૂળિયું.
જડમૂળ (અ) બધુંજ, તળિયાં ઝાટક.
જડવું (ક્રિ) જોડવું, બેસાડવું. મળવું.
જડાઉ (વિ) હીરામાણેક જડિત (ઘરેણું).
જડાવ (ના) સ્ત્રીના નામની સંજ્ઞા.
જડિત (વિ) જડેલું.
જડિયાં (ના) કુમળાં મૂળિયાં.
જડિયો (ના) જડનાર, પચ્ચીગર.
જડી (ના) છોડ વગેરેનું મૂળ ઔષધિ.
જડીબુટ્ટી (ના) વનસ્પતિની ઔષધિ.
જણ (ના) જન, માણસ.
જણતર (ના) પ્રેતર. જણવાની રીત. ખર્ચું.
જણતી (ના) જનની, મા.
જણદીઠ (અ) દરેક માણસને.
જણનારી (ના) પ્રસુતા, સગર્ભા.
જણાવવું (ક્રિ) જણાવવું. ખબર કરવી.
જણવું (ક્રિ) પ્રસવવું. પેદા કરવું.
જણસ (ના) જનસ, ચીજ. શિલક. દાગીનો.
જણાવવું (ક્રિ) જાણ કરવી. સહેલથી જાણે તેમ [કરવું.
જણાવું (ક્રિ) ખબર થવી. ભાસવું.
જણ્ડો (ના) ઝુણ્ડો, ધજા
જત (અ) યત્, જે. (કારણ સંબંધદર્શક).
જતડ્ડું, (ના) જતરડું, એક સોનીનું ઓજાર
જતન (ના) યત્ન, સંભાળ, સાચવણી.
જતરડું (ના) તાર પાતળો કરવાનું છિદ્રવાળું [ઓજાર.
જતી (ના) યતી, યોગી. જોરજી. વિરામ.
જથરપથર (અ) ગમે તેમ. કહીંનું કહીં.
જથા (અ) યથા, જેમ, જે રીતે, જેવું.
જથારથ (વિ) યથાર્થ, વાજબી, બરાબર.
જથ્થાબંધ (અ) એકવાર, સામટું, એકદમ.
જથ્થો (ના) ઢગ, થોક. સટ. ટોળું, મંડળ.
જદપી (અ) યદ્યપિ, જોકે.
જન (ના) જણ, માણસ. લોક. દુનિયા.
જનક (વિ) ઉપજાવનાર, દાયક.
જનક (ના) પિતા, બાપ. મિથિલાનો રાજા.
જનકથા (ના) દંતકથા, લોક વાર્તા.
જનકપુર (ના) મિથિલા નગરી, જનકની રા- [જધાની.
જનન (ના) જન્મ, જન્મસંબંધી.
જનની (ના) જનેતા, મા, જણતી.
જનપદ (ના) દેશ. જનપદધર્મ (ના) દેશાચાર.

જનમ (ના) જન્મ. ઉત્પત્તિ. જીંદગી. ઉદય.
જનમત (ના) લોકવિચાર. પ્રજાનો અભિપ્રાય.
જનમવું (ક્રિ) અવતરવું. પ્રગટ થવું.
જનમારો (ના) જીંદગી, ભવ, જીવતર.
જનમોતરી (ના) જન્મપત્રિકા. ભવિષ્ય વાણી.
જનરીત (ના) લોક રિવાજ.
જનલોક (ના) સપ્ત લોકમાંનો એક.
જનવાર્તા (ના) લોકકથા. ચર્ચા.
જનસ (ના) જણસ. ચીજ. ઘરેણું. શિલક.
જનસપડી (ના) ૧૯નો સંકેત (વેપારીમાં).
જનસાઉ, જનસુ (વિ) જણસ રાખીને આપેલું.
જનાકારી (ના) જારકર્મ, વ્યભિચાર.
જનાજો (ના) પ્રેત લઇ જવાની પેટી.
જનાનખાનું (ના) અંતઃપુર, બૈરાંને બેસવાની [જગા.
જનાની (વિ) બૈરાંની. કાયર.
જનાનો (ના) જનાનખાનું. બૈરાં.
જનાબ (ના) સેવા, હજુર.
જનાવર (ના) જાનવર, માણસ સિવાયનું પ્રાણી.
જનિત (વિ) જન્મેલું. ઉપજાવનાર, દાયક.
જનુન (ના) ગાંડો ગુસ્સો. હઠ.
જનુની (વિ) જનુનવાળું.
જનુની, જનેતા (ના) જનની, મા.
જનોઈ (ના) ઉપવિત, યજ્ઞોપવિત, શ્રાવણી.
જનોઈદીઠ (અ) જનોઈ પેહેરેલી જોઇને તે પ્રમાણે. (દક્ષણા વગેરે).
જન્ત (ના) જન્તુ, જીવડું. કૃમી. [આકૃતિ.
જન્તર (ના) યંત્ર, કોઠો મંત્રથી પૂજવાના
જન્તરડું (ના) જતરડું, સોનીનું એક ઓજાર.
જન્તુ (ના) જંત, ક્ષુદ્રજીવ.
જન્મ (ના) ઉત્પત્તિ, ઉદય. જીંદગી. પેદાશ. અ- [વતાર.
જન્મગાંઠ (ના) વર્ષગ્રંથી, સાલગીરી.
જન્મકુંડળી (ના) જન્મલગ્નનું રાશિચક્ર.
જન્મચરિત્ર (ના) જીંદગીનો હેવાલ.
જન્મનામ (ના) જન્મ નક્ષત્ર પરથી રાખેલું નામ.
જન્મપત્રિકા, જન્મપત્રી (ના) જન્મોતરી.
જન્મભાષા (ના) માની ભાષા.
જન્મભૂમિ (ના) સ્વદેશ.
જન્મસ્વભાવ (ના) જાતિસ્વભાવ, પ્રકૃતિ.
જન્માક્ષર (ના) જન્મકુંડળી.
જન્માન્તર (ના) પૂર્વ કે પુનર્જન્મ.

જન્માંધ (વિ) જન્મથી આંધળું.
જન્માષ્ટમી (ના) શ્રાવણ વદ ૮, શ્રીકૃષ્ણ જયંતી.
જન્મોજન્મ (અ) ભવોભવ, અનેકજન્મ.
જપ (ના) વારંવાર માનસિક ઉચ્ચારણ.
જપત (વિ) જપ્ત, તાબે લીધેલું.
જપતી (ના) ટાંચ, કબજો.
જપમાળા (ના) જપ કરવાની માળા.
જપવું (ક્રિ) વારંવાર સ્મરણ કરવું. વાટ જોવી.
જફા (ના) જુલમ, જબરદસ્તી.
જબર (ના) જબ્બર; જોરાવર. મોટું. મુશ્કેલ.
જબરદસ્ત (વિ) બળવાન, જોરાવર. જુલમગાર.
જબરદસ્તી (ના) જોર. જુલમ. જોરસો.
જબરી (ના) જબરદસ્તી. જુલમાત.
જબરૂં (વિ) જબ્બર.
જબાં, જબાન (ના) જીભ. બોલી. ભાષા.
જબાની (ના) જુબાની, ઈકરાર. સોગનપર ક- [હેલું.
જબાપ, જબાબ (ના) જવાબ, ઉત્તર.
જબે, જબેહ કરવું (ક્રિ) ઠાર મારવું.
જબ્બર (વિ) જબર, જોરાવર, બળિષ્ઠ.
જભકવું, જભકી ઊઠવું (ક્રિ) ઝબકવું, ચોંકવું.
જભકોળવું (ક્રિ) ઝબકોળવું, બોળવું. [શાક.
જભ્ભો (ના) દરબારી લાંબો ઝુલતો રેસમી પો-
જમ (ના) યમ. ધર્મરાજ. મોત. નિર્દય પુરુષ.
જમ (અ) જેમ. (કવિતામાં).
જમડો (ના) જમ. જમદૂત. મોત.
જમણ (ના) જમન, ભોજન. દહાડા.
જમણવાર (ના) ન્યાત, વરો. (જમણનો).
જમણું (વિ) દક્ષિણ. પૂર્વ મુખે ઉભતાં દક્ષ- ણ તરફનું. [માણસ.
જમણો હાથ (ના) ખાવાનો હાથ. માનીતો
જમરૂખડી, જમરૂખી (ના) જામફળી, જમરૂખનું [ઝાડ.
જમરૂખ (ના) જામફળ, પેર.
જમલો (ના) જુમલો, સરવાળો. બેરીજ.
જમવું (ક્રિ) રાંધેલું ખાવું, ભોજન કરવું. ક- માવું. લાંચ લેવી.
જમા (ના) ઉત્પન્ન, આવક. નફો. ખજાનો. આવેલી રકમ, તથા તે ચોપડામાં લખ- વાની બાજુ. સરવાળો.
જમાઈ (ના) જમાતા, દીકરીનો વર.
જમાખરચ (ના) આવક અને ખર્ચ: નામું.

જમાડવું (ક્રિ) ખવડાવવું; જમે તેમ કરવું. રજા- [વવું.
જમાત (ના) જથ્થો, સમુદાય. ન્યાત.
જમાદાર (ના) સીપાઇનો ઉપરી. સરદાર.
જમાદારી (ના) જમાદારનું કામ.
જમાન (ના) જામીન.
જમાનો (ના) જુગ, લાંબો કાળ.
જમાબંદી, જમાબંધી (ના) મેહેસુલ. મેહે- સુલના હિસાબની તપાસ.
જમાલગોટા (ના) નેપાળો, એક રેચક ફળ.
જમાવ (ના) ભીડ, ટોળું. સંગ્રહ. મેલાવડો.
જમાવસુલ (ના) ઉપજમાંથી સરકારમાં ભ- રાતી રકમ.
જમાવવું (ક્રિ) ભેગું કરવું. અધરકવું. વધારવું.
જમાવો (ના) જમાવ. ભીડ. સમુદાય.
જમિયો (ના) જમૈયો, વાંકો છરો. [આવવું.
જમીજવું (ક્રિ) ખાવું. બંધાઈ જવું અનુકૂળ
જમીદાર (ના) જમીનદાર, જમીનનો માલિક.
જમીન (ના) ભોંય. પૃથ્વી. વતન.
જમીન કરવી (ક્રિ) મિલકતમાં જમીન રાખવી.
જમીનદાર (ના) જમીનનો માલિક. મોટો ખેડુત
જમીનદારી (ના) જમીનદારની સ્થિતિ.
જમીનદોસ્ત (વિ) ફનાફાતિયાં કરેલું. મૂળમાં- [થી ઊખેડેલું.
જમે (ના) જમા. આવક.
જમેઉધાર (ના) આવક અને ખર્ચ. જ—ઉ
જમેબંદી (ના) જમાબંધી. મેહેસુલ.
જમૈયો (ના) જમિયો, વાંકો છરો.
જમ્પ (ના) ઝંપ, નીરાંત, આરામ.
જમ્પલાવવું (ક્રિ) ઝંપલાવવું, કૂદી પડવું.
જમ્પાપાત (ના) ઝંપાપાત, કૂદકો, ભૂસકો.
જમ્બા જવું (ક્રિ) જમવા જવું.
જમ્બુરો (ના) નાની તોપ. નાનો બાણગર.
જમ્બુક (ના) શિયાળ, કોહોલું. [એક ઓજાર.
જમ્બૂર (ના) જંબુરો. એક ઓજાર.
જય (ના) જીત, ફતેહ. જે.
જયજયકાર (ના) જીતનો પોકાર. જેજે.
જયન્તિ (ના) જયનો દિવસ. પતાકા.
જયાનંદ (ના) જયથી થએલો આનંદ.
જયી (વિ) ફતેહમંદ, જીતનાર.
જય્ય (વિ) જિતાય તેવું.
જર (ના) કસબ. પદર. તોરો. પૈસો.

જરકસી (વિ) કસબી. કીનખાબનું.
જરકોસ (ના) ખોટો કસબ. પિત્તળપાનાં.
જરજર (વિ) જીર્ણ, ખખળી ગયલું. કાકાપુરી.
જરજરિયાન (ના) રોકડ ધન અને ઘરેણું.
જરજોખમ (ના) જર અને બીજું જોખમ.
જરતોસ્ત (ના) પારસીનો પેગમ્બર (ધર્મસ્થાપક).
જરતોસ્તી (વિ) જરતોસ્ત ધર્મના. પારસી.
જરદ (વિ) પીળું. જરદી (ના) પીળાશ.
જરદો (ના) પીળો ખાવાનો તંબાકુ.
જરદોજ (ના) સોનેરી તારથી ભરત ભરનાર.
જરબ (ના) કરપ. ભય, ધાક. દાબ.
જરવું (ક્રિ) પચવું, હજમ થવું.
જરા (ના) ઘડપણ, વૃદ્ધાવસ્થા. સાપની કાંચળી.
જરા (અ) થોડું. થોડીવાર, લગાર.
જરાક (અ) જરાએક, લગરિક.
જરાયુ (ના) ઓર, ઉલ્બ, ઓળ.
જરાયુજ (વિ) ઓર ફાડી નીકળેલું.
જરાયેત (ના) કોરાટ, આકાશિયા (જમીન).
જરિયાન (ના) ઘરેણાં.
જરી (ના) જર, કસબ. (અ) જરા.
જરીપટકો (ના) જરીનો વાવટો. કસબી કમરપટો.
જરીપુરાનાં (ના) જૂનાં કસબી કપડાં.
જરીફ (ના) જમીનની માપણી.
જરૂખો (ના) ઝરૂખો, ગોખ, કઠેરો.
જરૂર (ના) ગરજ. (અ) ખચીત, નક્કી.
જરૂરિયાત (ના) જરૂરનું કામ. ગરજ.
જર્જર (ના) જરજર, જીર્ણ, જૂનું.
જલ (ના) જળ, પાણી. વાંદો.
જલજ (ના) કમળ. શંખ. મેઘ.
જલજા (ના) લક્ષ્મી, કમળા.
જલદ (વિ) ઉતાવળું. ચાલાક. તીખું.
જલદી (ના) ઉતાવળ, ઝડપ, તાકીદ.
જલધી (ના) સમુદ્ર, સાગર.
જલેબી (ના) એક પકવાન.
જવ (ના) યવ, એક ધાન્ય. ઇંચનો ત્રીજો ભાગ.
જવ (અ) જ્યારે (કવિતામાં).
જવઈ (ના) જવૈ, એક ખડનો છોડ.
જવખાર (ના) ઇંદ્રજવનો ખાર.
જવન (ના) યવન, મુસલમાન. અનાર્ય.
જવર અવર (ના) જા આવ. ગમનાગમન.
જમલે, જવલ્લે (અ) કદાચ, ક્વચિત્.
જવલો, જવલ્લો (વિ) વીરલો, કોઈએક.
જવવું (ક્રિ) ખીલવું, ફલવું (વૃક્ષનું), પેદા થવું.
જવાંમર્દ, જવામર્દ (ના) જુવાન મરદ. બહાદુર.
જવાંમર્દી (ના) બહાદુરી, પરાક્રમ.
જવાન (વિ) જુવાન, યુવાન, તરુણ.
જવાન પઠ્ઠો (ના) કદાવર પુરુષ.
જવાની (ના) જુવાની, તારુણ્ય.
જવાબ (ના) ઉત્તર. નાણાંચીઠી.
જવાબદાર (વિ) જવાબ દેનાર. જોખમદાર.
જવાબદારી (ના) જુમ્મો, જોખમ.
જવાબી (વિ) જવાબ લખ્યો હોય તેવી (હુંડી). જવાબ દેનાર.
જવાર અવાર (ના) જવર અવર. જાઆવ.
જવારા (ના) જુવારા, અનાજના તાજા છોડવા.
જવાસા, જવાસો (ના) રેતીના કાંટાવાળા છોડ.
જવાહીર, જવાહેર (ના) જડાવ દાગીના. ઝવેરાત.
જવાળી (ના) જવ જેવા દાણાની માળા.
જવું (ક્રિ) ગમન કરવું. ખોવાવું. ગુજરવું. સમાવું. હદ ઉલંઘવી. થવું. બાદ થવું. તૂટવું.
જવેર (ના) જવાહીર, ઝવેર, રત્ન.
જવેરાત (ના) જવાહીર, જડાવ દાગીના.
જવેરી (ના) ઝવેરી, મોતી માણેકનો વેપારી.
જવૈ (ના) જવઈ, એક છોડ (ખડનો).
જશ (ના) યશ, કીર્તિ. વખાણ.
જસત (ના) એક મિશ્ર ધાતુ.
જસતા (ના) ડાઘા.
જસાં, જસું (વિ) જેવાં, જેવું.
જહાં (અ) જ્યાં, જે ઠેકાણે.
જહાંપહના (વિ) જગરક્ષક. (ના) રાજા.
જહાન (ના) દુનિયાં, પૃથ્વી.
જહાન્નમ (ના) દોજખ, નરક.
જહીં (અ) જ્યાં, જહાં, જે ઠેકાણે.
જળ (ના) જલ, પાણી, નીર.
જળકીડો (ના) જળથી થઈ જળમાં રહેનાર કીટ.
જળકુંડું (ના) સૂર્ય ચંદ્ર બિંબની આસપાસનું કુંડાળું.
જળકુકડી (ના) એક જળચર પંખી.
જળક્રીડા (ના) પાણીની રમત.
જળચક્કી (ના) પાણીથી ચાલતી ઘંટી.
જળચર (ના) જલચર, પાણીમાંનું પ્રાણી.

જળજંતુ (ના) જળના જીવડાં.
જળજંબુવો (ના) નદી કાંઠાનો એક છોડ,
જળઝળિયું (ના) ઝળઝળું. સમીસાંજ.
જળતરંગ (ના) જલતરંગ, મોજો. એક વાજિંત્ર.
જળદાહ (ના) પ્રેતને જળમાં પધરાવવું તે.
જળન્દર (ના) જલોદર, એક રોગ.
જળમય (વિ) સર્વત્ર જળથી વીંટાયલું.
જળમાણસ (ના) વેંતિયું માણસ.
જળમાર્ગ (ના) પાણીનો રસ્તો.
જળવાસો (ના) જવાસો.
જળવું (ક્રિ) જવલિત થવું. બળવું.
જળશાઈ (વિ) જળમાં ડૂબાડેલું. (ના) સેવાળ.
જળાધારી (ના) શિવલિંગની બેઠક.
જળાપો (ના) બળાપો, દુઃખ, અદેખાઈ.
જળાભાસ (ના) મૃગતૃષ્ણા જલ.
જળાશય (ના) જલાશય, નવાણ.
જળો (ના) જલૂકા. લોહી ચૂસનાર જીવડો. એક
જળોયું (ના) ચાકું. ખપાટિયું. [વિક્ષ.
જાંગ (ના) જાંઘ, જંઘા. સાંથળ.
જાંગડ (વિ) ચોક્કસ મુદ્દત પછી નક્કી વેચાણ સહી થવાની સરતે આપેલું કે લીધેલું.
જાંગલો (ના) ગોરી ચામડીવાળો, ટોપીવાળો.
જાંગી (ના) મોટું ઢોલ.
જાંઘ (ના) જાંગ, સાથલ, જંઘા.
જાંઘિયો (ના) તંગિયો.
જાંબુ (ના) જંબુ, એક ફળ, તેના જેવો રંગ.
જાંબુડી (ના) ધાવણી. જાંબુનું ઝાડ.
જાંબુડો (ના) જાંબુડી, જંબુવૃક્ષ.
જા આવ (ના) ગમન આગમનની ક્રિયા.
જાઈ (ના) જાતી, એક ફુલ.
જાગ (ના) યાગ, યજ્ઞ, માતા, રન્યાદેવ.
જાગતું (વિ) જાગ્રત. સાવધ. હજુરાહજુર.
જાગતુંજોત } (વિ) તરત પારખું બતાવે તેવું.
જાગતુજોધ } જાગ્રત. સાવધ, હોશિયાર.
જાગરણ (ના) જાગવાનું કર્મ. ઉજાગરો.
જાગરૂત (વિ) જાગ્રત. સાવધ.
જાગરૂતી (ના) જાગ્રતિ, સાવધપણું.
જાગવું (ક્રિ) વિનિંદ્ર રહેવું, ઊઠવું. તત્પર થવું. તાજું થવું. [કામને બદલે).
જાગીર (ના) સરકારી વર્ષાસન, ઇનામ, (કંઇપણ
જાગીરદાર (ના) જેણે જાગીર મેળવી હોય તે
જાગૃત (વિ) જાગરૂત, જાગ્રત.
જાચક (વિ) યાચક, માંગણ, ભિક્ષુક.
જાચના (ના) યાચના, ભિક્ષા, ભિક્ષુકી.
જાચવું (ક્રિ) માંગવું, ભીખવું.
જાચાવેડા (ના) ભીખારીપણું.
જાચિક (વિ) જાચક. ભીખારી. [કાઢના
જાચું (વિ) કેડો ધરનાર, કંટાળો આપીને કા
જાજમ (ના) કાપડનું રંગીત બિછાનું.
જાજરમાન (વિ) જાજ્વલ્યમાન, જાગતું, પ્રતાપ
જાજરૂં (વિ) બચારૂં, પામર.
જાજરૂ (ના) સંડાસ, તાજખાનું.
જાજુલમાન (વિ) જાજરમાન, પ્રૌઢ.
જાડ, જાડાઇ (ના) જાડાપણું.
જાડું (વિ) ફૂલેલું. દળદાર, ઘટ. ખોખરૂં. જ
જાણ (ના) જ્ઞાન. ખબર. ઓળખાણ.
જાણણહાર (ના) જાણનારો. (કવિતામાં).
જાણસેડું (વિ) જાણતા છતા છૂપું રાખના
જાણવું (ક્રિ) જ્ઞાન પામવું. સંભારવું. ગ નવું. પિછાનવું. [જ્યા છ
જાણીજોઇ (અ) ખાતરી થયા છતાં, સ
જાણીતું (વિ) જાણવાળું. કાબેલ, હોશિયા
જાણે, જાણેકે (અ) ઉત્પ્રેક્ષા દર્શક. જેમઃ ણે બીજો ઇંદ્રજ. ગોયા.
જાત (ના) જાતિ. દેશ, ધર્મ, ગુણ, કર્મ, પ પરથી બંધાયલો વર્ગ. સ્વભાવ. કુ બીજ. દેહ. [ત=કમ
જાત (વિ) પેદા થયલું, જનિત. જેમ, જળ
જાતકર્મ (ના) એક સંસ્કાર. (જન્મતાંજ કરવાને
જાતભાઈ (ના) નાતીલો, સેજ વર્ગનો પુરૂ
જાતરા (ના) જાત્રા, યાત્રા. મેળો. તીર્થાટણ
જાતવંત (વિ) જાતવાન્, જાતિના ગુણવાળ
જાતવાન્ (વિ) ઊંચ વર્ગનું. કુલીન. સરસ. શુ
જાતિ (ના) વર્ણ, વર્ગ, જ્ઞાતિ. વંશ.
જાતિભેદ (ના) જાતિને લીધે માનેલો અં
જાતિભ્રષ્ટ (વિ) જાતિના આચારથી ભ્રષ્ટ થએલું
જાતિસ્વભાવ (ના) ખાસગુણ, જન્મનો ટેવ. [તિ
જાતીય (વિ) જાત સંબંધી.
જાતીવહેવાર (ના) વર્ગનો વ્યવહાર.
જાત્યંધ (વિ) જન્મથી આંધળું.

જાત્યાભિમાન (ના) પોતાના વર્ણનું અભિમાન.
જાત્રા (ના) યાત્રા, તીર્થાટણ. મેળો. ઉત્સવ.
જાત્રાળુ (વિ) જાત્રા કરનાર.
જાથુક, જાથુક (અ) હમેશ. નિરંતર.
જાદરણી, જાદરણી (ના) જાનમાં ગયલી સ્ત્રી.
જાદા (અ) વધારે.
જાદી (ના) દીકરી, બેટી. શાહજાદી.
જાદુ (ના) મંત્રતંત્ર. ઇંદ્રજાળ. ગારુડીવિદ્યા.
જાદુખોર, જાદુગર (ના) જાદુ જાણનાર.
જાદુગિરી (ના) જાદુગરનું કામ.
જાદુટોણાં (ના) જાદુના તૂચકા.
જાદુમંત્ર (ના) જાદુસંબંધી મંત્ર.
જાદે (અ) વધારે.
જાદો (ના) દીકરો, બેટો, શાહજાદો.
જાન (ના) જીવ, પ્રાણ. નુકસાન. પરણવા જતા વરનો સાથ.
જાનમાલ (ના) જીવ તથા પદાર્થો.
જાનવર (ના) જનાવર, મનુષ્ય સિવાયનાં પ્રાણી.
જાનાં (ના) માશુક, પ્રિયા, પ્યારી.
જાની (વિ) પ્યારું, વહાલું. જીવલગ.
જાનુ (ના) ઘુંટણ, ઢીચણ.
જાનૈયો (ના) વરની જાનમાં જનારો.
જાપ (ના) જપ.
જાપતો (ના) સાવચેતી. નીઘા. સખ્ત દાબ.
જાફરમાની (વિ) કેસરી રંગનું.
જાફરાન (ના) કેસર.
જાફરાબાદ (ના) કાઠીઆવાડનું એક શેહેર.
જાફરાબાદી (વિ) જાફરાબાદનું (ઘી વગેરે).
જાફાટ (ના) બેદરકારી.
જામ (ના) યામ, પોહોર, ત્રણ કલાક. પ્યાલું.
જામગરી, જામગીરી (ના) દોરીનો પાતળો કકડો.
જામણ (ના) બાંધણ. મેળવણ, અધ્રકણ.
જામદાની (ના) વણેલી ભાતનું સૂતરાઉ કપડું.
જામદાર (ના) કીલીદાર ત્રીજોરીનો દરોગો.
જામદારખાનું (ના) તોષાખાનું, ત્રીજોરી. રાજભંડાર.
જામની (ના) યામિની, રજની, રાત્ર, રાત.
જામફળ (ના) જમરૂખ, પેર. (એક ફળ).
જામવું (ક્રિ) એકઠું થવું. ફેલાવું. ઠરવું.
જામિની (ના) યામિની, જામની, રાત.
જામીન (ના) જમાન, ચોક્કસ સરતે ખાત્રી આપનાર.
જામીનગીરી (ના) ખાત્રી. જામીનનું કામ.
જામો (ના) મોટા ઘેરવાળો નીચો અંગરખો.
જામ્બુક (ના) એક ભત. [રીંછ.
જામ્બુવાન (ના) રામના લશ્કરનો એક મોટો
જાયપત્રી (ના) જાતીપત્ર, જાવન્તરી, જાયફળની છાલ.
જાયફળ (ના) એક તેજાનો.
જાયા (ના) સ્ત્રી, વહુ, ઘણીઆણી.
જાયી (ના) દીકરી, બેટી. પુત્રી.
જાયો (ના) દીકરો, બેટો, પુત્ર.
જાર (ના) જુવાર. યાર, આશક, ઉપપતિ.
જારકર્મ (ના) વ્યભિચાર, છીનાળું.
જારણ (ના) એક મંત્રપ્રયોગ. વશીકરણ.
જારિણી (ના) વ્યભિચારિણી.
જારી (ના) જાર, વ્યભિચાર.
જારી (અ) શરૂ, ચાલતું. (ગતિદર્શક).
જારૂં (ના) છીનાળું, જારકર્મ.
જારૂ (અ) જારી, શરૂ.
જાલ (ના) જાળ. ગુંચવણ.
જાલમ, જાલમી, (વિ) જુલમગાર. અસલ.
જાવ આવ (ના) પગરવ. ગમનાગમન.
જાવક (વિ) બહાર જતું.
જાવક (ના) ગમન. ખરચ. નિકાશ.
જાવકનોંધ, જાવકબારનીશી (ના) જતા પત્રની નોંધ.
જાવત (અ) યાવત્, જ્યાંસુધી.
જાવન્તરી, જાવંત્રી (ના) જાયપત્રી. તેજાનો.
જાવું (ક્રિ) જવું, ગમન કરવું.
જાવેદાન (અ) નિરંતર, સદૈવ, હમેશ.
જાવેદાની (ના) સર્વકાળ. અનાદ્યન્ત.
જાસવેણ, જાસુન્દ (ના) જાસવન્દ, એક ફૂલ.
જાસુદી, જાસુસી (ના) જાસુસનું કામ. દૂતત્વ.
જાસુસ (ના) કાસદ, ખેપિયો. દૂત.
જાસ્ત, જાસ્તી (વિ) વધારે. (ના) જુલમ.
જાસ્વન્દ (ના) એક ફૂલ.
જાહેર (વિ) પ્રસિદ્ધ. છતું. ખુલ્લું.
જાહેરખબર (ના) પ્રસિદ્ધિપત્ર, નોટીસ. (અંગ્રેજી).
જાહેરનામું (ના) સરકારી ખબર.
જાહેરાત (અ) છચોક, ખુલ્લી રીતે.
જાહેલ (વિ) આકળું, ક્રોધી, ઉગ્ર.

ડક (ના) તનખ. ઘટકા.
ડકવું (ક્રિ) ડરવું. ગભરાવું. ફાટ પડવી.
ડકું (ના) તડકો સૂર્યનો પ્રકાશ.
ડકો (ના) તાપ, સૂરજનો પ્રકાશ.
તડ (અ) અવાજનું અનુકરણ. [થવું.
ડતડવું (ક્રિ) તંગ હોવું, તસતસવું. તડતડ
ડતડિયું (ના) બળતાં તડતડ અવાજ કરનાર.
ડતડિયો (ના) તનખો. એક જીવડું.
ડઇને (અ) ઝટ લઇને, તરતજ.
ડફડવું (ક્રિ) તરફડવું.
ડબુચ (ના) કલિંગડ. એક ફળ.
ડભડ (અ) ચડભડ. ઝટ નિકાલ આવે તેમ.
ડાકો (ના) ગપાટો. લાભ.
ડાતડ–તડાતડી (ના) બોલચાલ. હોંસાતોંસી.
ડાતડ (અ) ઝટઝટ, એકદમ.
તુમ (અ) તુંબડી જેવું મોઢું ને તસતસતું.
ડિત્ (ના) વિદ્યુત્, વીજળી, દામિની.
ડૂકવું (ક્રિ) ક્રોધમાં અવાજ કહાડવો.
ડૂકો (ના) ચીડમાં કહાડેલો સાદ.
તડ (અ) તડાતડ, ઉપરાઉપરી.
ડાતડ (વિ) સમોવડ, સમાન.
ડાવું (ક્રિ) તરડાવું.
ણ (વિ) ત્રણ, ૩ (સંખ્યા).
તણખલું (ના) તૃણ, ઘાસનો કકડો.
તણખિયો (ના) એક પગે અચકાતો બળદ.
તણખો (ના) ચિંગારી, વિસ્ફુલિંગ.
તણછ (ના) એક જાતનું લાકડું.
તણછાવું (ક્રિ) વાયુથી પગ ખેંચાવો (ઢોરનો).
તણાવું (ક્રિ) વહેતા પાણીમાં ઘસડાવું. ખેં-
ચાવું. શક્તિ ઉપરાંત ખર્ચ કરવો.
તણુ (પ્ર) છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય. નું.
તરણું (ના) તરણું, તૃણ, તણખલું.
તતખેવ (અ) તરત, તેજ વખતે. [ફાટવું.
તતડવું (ક્રિ) તડતડનો અવાજ થવો. ખેંચાવું,
તતડાવવું (ક્રિ) તનડે તેમ કરવું. ધમકાવવું.
તતડિયું (ના) તનડિયા ઉડે તેવું લાકડું.
તતડિયો (ના) તણખો.
તતુડી, તતુડું (ના) નાનું રણશિંગડું.
તત્કાળ (અ) તાબડતોબ, તેજ વખતે.
તત્ક્ષણ (અ) તેજપળે, તેજ ઘડિયે.

તત્ત્વ (ના) તેપણું. મૂળ. સાર. તત્વ.
તત્પર (અ) તૈયાર, સજ. આતુર.
તત્પુરુષ (ના) વ્યાકરણમાં એક સમાસ.
તત્ર (અ) ત્યાં, તે ઠેકાણે.
તત્રાપિ (અ) તથાપિ, તોપણ, તેમ છતાં.
તત્વ (ના) તત્ત્વ. પંચભૂત કે પચીસ મૂળ
પદાર્થમાંનો એકેક.
તત્વજ્ઞાન (ના) તત્ત્વ સંબંધી જ્ઞાન. ફિલસુફી.
તત્વજ્ઞાની, તત્વદર્શી (વિ) ફિલસુફ. શાસ્ત્રનું
તાત્પર્ય જાણનાર.
તત્વમસિ (ના) યજુર્વેદનું મહાવાક્ય. "તે તું
તથા (અ) તે પ્રમાણે. અને, ને. છે."
તથા (ના) લંબાણ, વિસ્તાર, પંચાત.
તથાપિ (અ) તોપણ, તેમ છતાં, તોયે.
તથાસ્તુ (અ) "તેમ થાઓ" એ અર્થે. ભલે.
તથી (ના) તિથિ, દિવસ, તારીખ. [આમીન.
તદ્દન (અ) બીલકુલ, તમામ.
તદબીર (ના) યુક્તિ, તજવીજ, ત્રેવડ.
તદા (અ) ત્યારે. તે વખતે.
તદાકાર, તદ્રૂપ (વિ) તેના જેવું.
તન (ના) તનુ, શરીર, દેહ, વપુ.
તનક (વિ) થોડું, નાનું.
તનખ (ના) સળકો, ચટકો. ઢોરની એક ખોડ.
તનખો (ના) તણખો, ચિંગારી.
તનદુરસ્ત (વિ) નિરોગી, આરોગ્ય.
તનદુરસ્તી (ના) આરોગ્યતા, સુખાકારી, કરાર.
તનમનિયા (ના) તંબેરો (એક ફૂલ), એક ઘરેણું.
તનય (ના) દીકરો, પુત્ર, બેટો, તનુજ.
તનયા (ના) દીકરી, પુત્રી, બેટી, તનુજા.
તનિયો (ના) વાગો, ઝભલું. અંગરખી.
તનુ (ના) તન, શરીર, દેહ, વપુ.
તનુજ (ના) તનય, દીકરો, પુત્ર.
તનુજા (ના) તનયા, દીકરી, પુત્રી.
તનોડો (ના) સ્ત્રીના કમ્મરનું ઘરેણું.
તન્ત (વિ) અતિશય. અગમનિગમ.
તન્તર (ના) તંત્ર, એક વિભાગ. ખટલો.
તન્તુરવું (ક્રિ) છેતરવું.
તન્તુ (ના) દોરો, તાંતણો. નસ. કીડો. [ટલો.
તંત્ર (ના) વિભાગ. ચમત્કાર. દોરીનો એક ખ-
તન્મય (વિ) તદ્રૂપ, તલ્લીન, ગરકાવ થયેલું.

તન્માત્ર (ના) પંચમહાભૂતનું સૂક્ષ્મ રૂપ.
તન્માત્ર (અ) તેજમાત્ર.
તપ (ના) તપશ્ચર્યા. દેહકષ્ટ. તાવ.
તપખીર (ન૦) છિંકણી, બજર, સુંઘણી. લોટ.
તપખીરિયા (વિ) તપખીરના રંગનું.
તપત (ના) તાવ, જ્વર.
તપવું (ક્રિ) ઊનું થવું. ખોટી થવું. ગુસ્સે થવું.
તપશ્ચર્યા (ના) તપ. દેહદમન.
તપસીલ (ના) વિગત.
તપસ્વી (વિ) તપ કરનાર. હઠ યોગી.
તપાવવું (ક્રિ) ગરમ કરવું. ખોટી કરવું.
તપાસ (ના) ખોળ, પૂછપરછ, ચોકસી.
તપાસણી (ક્રિ) તપાસવાનું કામ, પરીક્ષા.
તપાસવું (ક્રિ) તપાસ કરવી. ખોળવું.
તપેલી (ના) નાનું તપેલું, પતેલી.
તપેલું (ના) પહોળા મોંનું વાસણ, ઠામ.
તપેસરી, તપેસ્વરી (ના) તપસ્વી.
તપોધન (ના) એક બ્રાહ્મણ જાતિ.
તપોબળ (ના) તપથી મેળવેલું સામર્થ્ય.
તપોવન (ના) તપ કરવાનું ક્ષેત્ર.
તપ્ત (વિ) તપેલું, ઊનું. ક્રોધવાળું.
તફડવું (ક્રિ) તરફડવું, પછાડા ખાવાં.
તફરકે (અ) ગૂમ. અવ્યવસ્થિત હાલતમાં.
તફરકે થવું (ક્રિ) બેમાલમ થવું. ગૂમ થવું.
તફાવત (ના) અન્તર. ફેર. ભૂલ. ફરક.
તબક (ના) છરતી કોરની થાળી. થાલ. તાસક.
તબકડી (ના) નાની તબક.
તબડાવવું (ક્રિ) ખદખદાવવું.
તબલચી (ના) તબલાં વગાડનાર.
તબલાં (ના) બાયું અને નરઘું. (વાદ્ય).
તબિયત (ના) તનદુરસ્તી. પ્રકૃતિ. સ્વભાવ.
તબિયતી (વિ) અસ્થિર મનનું માણસ. [મન.
તબીબ (ના) વૈદ, હકીમ.
તબેલો (ના) ઢોર અને ગાડી રાખવાનું મકાન.
તમ (સ) તમો. (ના) અંધારું. તમોગુણ.
તમણ (ના) તમેણ, ભોંય ખોદી કરેલો ચૂલો.
તમણુ (વિ) ત્રણગણું.
તમતમું (વિ) તમતમ થાય તેવું. તીખું.
તમર, તમરિયાં (ના) એક જાતનાં લાકડાં.
તમરું (ના) રાતે ઝીણે સ્વરે બોલતું જીવડું.
તમા (ના) દરકાર, પરવા, ગરજ.
તમાકુ (ના) તંબાકુ, એક જાતનાં પાંતરાં.
તમાચો (ના) ગાલપરની લપડાક.
તમામ (અ) પૂરું, અશેષ, આખું.
તમાલ (ના) એક ઝાડ, (એની છાલ તે તજ.)
તમાલપત્ર (ના) તમાલ વૃક્ષનાં પાંદડાં.
તમાશગીર (વિ)તમાશો જોનાર તથા બતાવનાર.
તમાશો, તમાસો (ના) ખેલ, રમત.
તમેણ (ના) તમણ, ભોંયમાંનો ચૂલો.
તમોગુણ (ના) માયાનો ત્રીજો ગુણ. અંધકાર
તમ્બાકુ (ના) તમાકુ. એક છોડ. [ક્રોધ
તમ્બુ (ના) ડેરો. દોટીનું ઘર.
તમ્બુરી (ના) નાનો તમ્બુરો, એકતારી.
તમ્બુરો (ના) એક વાદ્ય. [પ્રસાદ.
તમ્બોળ (ના) તામ્બૂલ, પાન. એક રોગ.
તમ્બોળિયો સાપ (ના) પાનની વચલી નસ-
પર રહેતો ઝેરી કીડો.
તમ્બોળી (ના) પાનસોપારી વેચનાર.
તમ્મર (ના) તિમિર, અંધારાં. ચક્કર. ફેર.
તયાર (અ) તૈયાર, હાજર, સજ. [થ
તર (ના) પોહોળી હોડી. નાની ખાડી. તરી
તર (વિ) ભીનાસવાળું. ધરાયલું. સરસ. તાજું.
તરકટ (ના) દગો, કાવતરું, લુચ્ચાઈ, કપટ.
તરકટિયો, તરકટી (વિ) તરકટ કરનાર.
તરકડિયો (ના) વેશધારી, મશ્કરો, વિદુષક.
તરકડું, તરકડો (ના) મુસલમાન સીપાઈ.
તરકવું (ક્રિ) તર્ક કરવો, અટકળવું.
તરકસ (ના) તીરનું ભાથું.
તરકારી (ના) શાકભાજી.
તરકીબ (ના) જુક્તિ, ગોઠવણ, વ્યવસ્થા.
તરખલું (ના) તણખલું, તરણું, તૃણ.
તરંગ (ના) છોળ, મોજે. ઘોડો. ખ્યાલ.
તરંગિણી (ના) નદી, સરિતા.
તરછોડવું (ક્રિ) જોરથી ખસેડવું. તુચ્છકારવું.
તરજુમો (ના) ભાષાંતર, ઉથલો.
તરડ (ના) તડ, ફાટ, ચીરાડો.
તરડાવું (ક્રિ) તડ આવવી. ગુસ્સામાં બોલ
તરણ (વિ) ત્રણ, તણ, ૩. (સંખ્યા).
તરણ (ના) તરવાનું સાધન.
તરણિ (ના) સૂરજ, સૂર્ય.

તરણું (ના) તૃણ. તણખલું.
તરત (અ) તેજ વખત, જલદીથી.
તરતવ (ના) તારતમ્ય, સાર, મુખ્ય અર્થ.
તરતીબ (વિ) સરસ. વ્યવસ્થિત.
તરતીબ (ના) ગોઠવણ. ચાતુરી. વિવેક.
તરતું (વિ) સારી હાલતનું. આબાદ.
તરપત (વિ) તૃપ્ત. ધરાયલું.
તરપલું (વિ) દૂબળું, પાતળું.
તરફ (ના) બાજુ. પક્ષ.
તરફ (અ) બાજુએ, ભણી, મેર.
તરફડવું (ક્રિ) આમતેમ ગોથાં ખાવાં. ફાંફાં મારવાં.
તરફણ (ના) વણાટનું એક ઓજાર.
તરફદાર (વિ) તરફ ખેંચનાર.
તરફદારી (ના) પક્ષ. પરવું, શખરખાવટ.
તરફાળ (ના) ત્રણ ફાળની પીછોડી.
તરફી (વિ) તરફ ખેંચનારું. પક્ષવાળું.
તરફેણ, તરફેન (ના) બાજુ, પક્ષ.
તરબિયત (વિ) કેળવેલું.
તરબુચ, તરબુજ (ના) તડબુચ. કલિંગડ.
તરભાણી (ના) નાનું તરભાણું.
તરભાણું (ના) તર્પણ કરવાની થાળી.
તરમતરા (અ) છલાછલ. પાણીથી ભરપૂર.
તરવર (ના) તરુવર, મોટું ઝાડ.
તરવરવું (ક્રિ) ઊભરાવું. એકઠું હોવું.
તરવાડો (ના) તાડ છેદનાર. તાડી કાઢનાર.
તરવાયો (ના) ત્રિપાઈઓ. ત્રણ પાયાની ઘોડી.
તરવાર (ના) શમશેર, કટાર.
તરવારની ધારપર રહેવું (ક્રિ) બહુ સંભાળથી રહેવું.
તરવારિયો (ના) તરવારથી લડનારો.
તરવાવું (ક્રિ) તરવૈ જવું, પશુનો ગર્ભ પડવો.
તરવું (ક્રિ) પાણીપર ગતિ કરવી. ચળકવું. મુક્તિ મળવી. સારી હાલતમાં આવવું. ઓળંગવું.
તરસ (ના) તરક્ષ, એક ઘાતકી પશુ. તૃષા, ધખ. આતુરતા.
તરસતિયું (ના) ઘેણ-અધરણી રાત-નું એક ઘરેણું.
તરસવું (ક્રિ) આતુર રહેવું. ટાંપી બેસવું.
તરસાડ (ના) તાડનાં પાતરાં, ઝાવલી.
તરસ્યું (વિ) આતુર. પાણીની તરસ લાગેલું.
તરાક, તરાક (ના) રેંટિયાની અણીદાર લોહની સળી.
તરાક થવી (ક્રિ) તરાક વાંકી વળવી.
તરાજવું (ના) ત્રાજવું, કાંટો.
તરાડવું (ક્રિ) બરાડવું, ત્રાડ પાડવી.
તરાપ (ના) ઝડપ, તલપ.
તરાપો (ના) વાંસ કે લાકડાનો તરે એવો પટ.
તરામણું (વિ) તરવું પડે તેટલું. ઢુંકડું, થોડું.
તરાવવું (ક્રિ) તરે તેમ કરવું. તરતા શીખવવું.
તરિયા (ના) બણિયા.
તરિયા (વિ) ત્રણ પ્રકારનાં (તોરણ). નદીતીરનાં.
તરિયો (વિ) એકાંતરિયો તાવ.
તરી (ના) તર. જળમાર્ગ. હોડી.
તરુ (ના) વૃક્ષ, ઝાડ. છોડવા.
તરુણ (ના) જુવાન.
તરુણી (ના) જોબનવંતી સ્ત્રી.
તરેક્ષાં તાણવાં (ક્રિ) વહીતરં કરવું.
તરેલું (ના) બેવડી ઘોંસરી.
તરેહ (ના) ભાત. રીત. પ્રકાર.
તરેહવાર (વિ) વિચિત્ર. ભાતભાતનું. વિલક્ષણ.
તરોઈ જવું (ક્રિ) તરવાવું. ઢોરની કસુવાવડ થવી.
તરોવડ (ના) ત્રેવડ. ખુલાસો. સમોવડ.
તર્ક (ના) ધારણા. વિચાર. કલ્પના. લક્ષણ. અટકળ.
તર્કબાજ (વિ) તાર્કિક. કલ્પક, અટકળિયો.
તર્કશાસ્ત્ર (ના) એક સિદ્ધ વાત પરથી બીજીનું અનુમાન કરવાની વિદ્યા. વૈશેષિક શાસ્ત્ર.
તર્કી (વિ) તર્કબાજ.
તર્જની (ના) અંગૂઠાની જોડેની આંગળી.
તર્તે (અ) તરત. જલદીથી.
તર્પણ (ના) પિતૃ સંતોષાર્થ પાણીનું કર્મ.
તર્પવું (ક્રિ) સંતોખવું.
તર્પિત (વિ) સંતોષિત, પ્રસન્ન થએલું.
તલ (ના) તિલ. એક ધાન્ય. ચાઠું. તળિયું. સપાટી. સ્થળ.
તલક (અ) સૂધી, લગી, તક.
તલપ (ના) ઝડપ. ફલંગ.
તલપવું (ક્રિ) ટમટમવું. ટાંપવું.
તલપાપડ (વિ) આકળું-તેલમાં તળાતા પાપડ જેવું.
તલપુર (વિ) તલ જેટલું. જરા.
તલફ, તલબ (ના) ઈચ્છા. રૂચિ.
તલવટ (ના) તલનો એક ખોરાક.
તલવાર (ના) તરવાર, કટાર, શમશેર.
તલસરાં (ના) તલ ખંખેરી લીધેલાં છોડવા.
તલાક (ના) લગ્ન સંબંધની તર્ક. છૂટાછેડા.

તલ્લાકનામું (ના) છૂટાછેડાનો દસ્તાવેજ.
તલાતલ (ના) સાત પાતાળમાંનું એક.
તલાશ, તલાસ (ના) તપાસ, તજવીજ. શોધ.
તલ્લક (વિ) સખ્ત, તીખો. (તંબાકુ).
તલ્લીન (વિ) ગરક, મશગુલ, ગુલતાન.
તવ (સ) તારૂં. (અ) ત્યારે. (કવિતામાં)
તવંગર (વિ) ધનવાન, તાલેવન. શ્રીમંત.
તવરવું (ક્રિ) અનાજમાં જીવાત પડવી.
તવાઈ (ના) ધાડ, ભીડ. આફત.
તવાઈ જવું (ક્રિ) સૂકાવું. તાપથી તેજહીણ [થવું.
તવારિખ (ના) ઈતિહાસ. કારકીર્દિ.
તવાવું (ક્રિ) સૂકેજવું. રીબાવું. તપાવું.
તવી (ના) નાનો તવો, લોઢી.
તવેથો (ના) તબેથો. એક રસોઈનું હથિયાર.
તવો (ના) મોટી લોઢી; તાવી. ચલમની ઠીકરી.
તસકો (ના) તિરસ્કાર, ઠપકો.
તસતસતું (વિ) ભચડાતું, તંગ, ટાઈટ.
તસતસવું (ક્રિ) ભચડાવું. ફાટફાટ થવું.
તસર (ના) છાંટ, રેખ.
તસવીર (ના) છબી, ચિત્ર.
તસું (અ) તેવું. (કવિતામાં).
તસુ (ના) બે આંગળ, ગજનો ૨૪મો ભાગ.
તસ્કર (ના) ચોર.
તસ્કરવું (ક્રિ) ચોરવું, ચોરી કરવી.
તસ્માત્ (અ) તેટલામાટે, તે કારણથી.
તહ (ના) સલાહનો કોલકાર, સંધિ.
તહકૂબ (અ) મુલતવી.
તહરે (ના) તરેહ, ભાત. જાત.
તળગટ (ના) પાયા તળેનું લાકડું.
તળપદું (વિ) મૂળ દેશનું. દેશી.
તળવું (ક્રિ) કકડતા તેલમાં પકાવવું તે.
તળાઇ (ના) પથારી. બીછાનું.
તળાટી (ના) મહેસૂલનો હિસાબ રાખનાર કા-
તળાટું (ના) તળાટીનું કામ. [રકુન.
તળાવ (ના) તડાગ, સરોવર. પાણીનો મોટો
તળાવડી (ના) નાનું તળાવ. [ખાડો.
તળાવા (ના) પૈડાં ભેરવવાના આડીના ખીલા.
તળાસવું (ક્રિ) ચાંપવું. ધીમેથી દાબવું.
તળિયારૂં, તળિયું (ના) તળેનો ભાગ.
તળી (ના) સુખતળી. પગ. જોડાનું તળિયું.

તળે (અ) નીચે, તળિયે.
તળેટી (ના) ડુંગરના તળિયાની જગા.
તાં (અ) ત્યાં, તે ઠેકાણે, તત્ર.
તાંત (ના) ચામડાની દોરી.
તાંતણો (ના) સૂતર વગેરેનો તાર, દોરો.
તાંદળજો (ના) ચોલાઈની ભાજી.
તાંદળા (ના) છોડાં ઉતારેલાં કણ. ભરેલા મ
તાંબડી (ના)પોળા પેટાનું વાસણ. [રીના કકડા
તાંબડો (ના) મોટી તાંબડી.
તાંબાકુંડી (ના) કડાવાળું તાંબાનું મોટું કુંડું
તાંબાનાણું (ના) તાંબાના પૈસા, સિક્કા.
તાંબાવાડકો (ના) તાંબાનો વાડકો. ભિક્ષા.
તાંબિયો (ના) પૈસો, દોકડું.
તાંબું (ના) તામ્ર, એક ધાતુ.
તાંસળું, તાંસિયું (ના) નાનો તાંસિયો.
તાંસિયો (ના) કાંસાનો મોટો વાડકો.
તાંહાં (ના) તિહાં, તાં, ત્યાં, તે જગાએ.
તા (પ્ર) પણું અર્થે. જેમ યોગ્યતા, મિષ્ટતા.
તા (ના) તાવ, તાસ. છબરકી.
તાઈ (ના) પિંજરો. ૨ પિંજનાર.
તાઉ (વિ) ગરમ-આકળા સ્વભાવનું.
તાઉસ (ના) મોરના આકારનું એક વાજું.
તાક (ના) તાકડો, તક. સૂતરનો દોરો.
તાકવું (ક્રિ) એકી નજરે જોવું. નિશાન બાંધવું.
તાકડી (ના) તરાક. પરવીટો: ફરકું.
તાકડો (ના) ટાણું, ટાંકણું. તાંતણો, દોરો.
તાકત, તાકાત (ના) શકિત. મગદૂર. [કબાટ.
તાકાબારી (ના) ભીતમાં બારીને ઠામે કરેલું
તાકીદ (ના) ત્વરા, જલદી, ઉતાવળનો હુકમ.
તાકું (ના) મોટો ગોખલો.
તાકો (ના) થાન. લાંબો કાપડનો કકડો.
તાગ (ના) ઉપરાણી માટે લાંઘણ. તોફાન,
તાછ (ના) ટાંકતા પડેલી કાંકરી. [ઠીંગ.
તાછખાનું (ના) સંડાસ, જાજરૂ. શૌચકૂપ.
તાજ (ના) મુગટ. ત્યાગ.
તાજખાનું (ના) તાછખાનું, જાજરૂ.
તાજગી (ના) તન્દુરસ્તી. આરોગ્યતા. સુખ
તાજવું (ના) ત્રાજવું. છુંદણું. [શાતા.
તાજકલમ (ના) લેખ બંધ કર્યા પછીનો ઉ-
તાજીમ (ના) માન, વિવેક, અદબ, [મેરો.

તાજું (વિ) નવું, તરતનું. લીલું. તર.
તાજુબ (ના) અચરતી, નવાઈ. નવલ.
તાજેકલમ (ના) તાજા કલમ. પોસ્ટસ્ક્રિપ્ટમ.
તાજેતર (વિ) હાલનું, નવું, તાજું. [[અંગ્રેજી].
ટાટ (ના)સણનું કાપડ. (વિ) તંગ.
તાટી (ના) તટ્ટી. કામડાની ભીંત.
તાટું (ના) સાથરી. નદીકાંઠાના બ્રાહ્મણોનું કા-
તાડ (ના) તાલ. એક વૃક્ષ. [મડાનું આસન.
તાડન (ના) શિક્ષા. માર.
તાડપત્ર (ના) તાડનાં પાંતરાં.
તાડવું (ક્રિ) મારવું, શાસન કરવું.
તાડી (ના) તાડ, ખજુરીની ડાળીનો ઝરતો
તાઢ (ના) ટાઢ, ઠંડી. શીત. [રસ
તાઢી (ના) રાખોડી.
તાણ (ના) ખેંચ. આગ્રહ. અછત. પાણીનું
તાણવું (ક્રિ) ખેંચવું. તરફેણ કરવી. [જોર.
તાણાતાણ (ના) ખેંચાખેંચ.
તાણિયો (ના) તાર તૈયાર કરવાનો ધંધો કર્તા.
તાણું (વિ) ત્રાણું, ૯૩ (સંખ્યા).
તાણો (ના) સાળપરના લાંબા દોરા. મેણું.
તાણ્ડવ (ના) શિવનું નૃત્ય. તંડુ મુનિકૃત નાચ.
તાત (ના) બાપ, પિતા, જનક.
તાતા (ના) રેટલી. એક તાલ.
તાતું (વિ) ગરમ, ઊનું. આકળું.
તાત્કાળ (અ) તત્કાળ, તેજ વખતે.
તાત્કાળિક (વિ) તાજું. તરતનું. હાજર.
તાત્પર્ય (ના) ભાવાર્થ, સાર. સંક્ષેપ.
તાન (ના) ગાવાની એક રીત. લેહ, ધૂન.
તાનો (ના) તામસ, ક્રોધ. [મસ્તી.
તાન્દૂળ (ના) તણ્ડૂલ, ચોખા, અક્ષત, ચાવલ.
તાપ (ના) ગરમી. પ્રકાશ. અગ્નિ. તાવ. ઉ-
કળાટ. દોર.
તાપડિયા (ના)ગરમીથી થતા ગુમડાં. [(ફોલાં).
તાપડિયાં (વિ) ખાસડિયાં, જાડા, ચોધારાં
તાપણી (ના) તાપવા માટે કરેલું ભડકું. સગડી.
તાપણું (ના) તાપણી. સળગતી સગડી.
તાપવું (ક્રિ). તાપ લેવો, શરીર સેકવું.
તાપસ (ના) તપસ્વી. યોગી.
તાપોટા (ના) ઘણો તાપ. ગરમીનો ફોલ્લો.
તાપોડિયા (ના) તાપડિયાં. ગરમીનાં ફોડ.
તાબડતોબ (અ) તરતજ. જલદીથી.
તાબૂત (ના) તાજિયાં. મોહરમનો તેહેવાર.
· સ્તબ્ધ માણસ.
તાબે (અ) વશ, સર. સ્વાધીન.
તાબેદાર (વિ) તાબે રહેનાર, આજ્ઞાંકિત, દબેલ.
તાબેદારી (ના) સેવા. તાબેદારનું કર્મ.
તાબો (ના) કબજો, હવાલો, ઈલાખો.
તાબોટા (ના) તાળોટા, તાળીના અવાજ.
તામડી (ના) તાંબડી, મોહોળા પેટનું ઠામ.
તામડો (ના) તાંબડો, મોટી તામડી.
તામસ (ના) ક્રોધ, ગુસ્સો. ગરમ સ્વભાવ.
તામસી (વિ) તમોગુણી ક્રોધી. તાઉ.
તામ્બૂલ (ના) તંબોળ. પાન.
તામ્ર (ના) તાંબું.
તામ્રપટ (ના) તાંબાના પત્રાપર કોતરેલો લેખ.
તાયફો (ના) ગાનારું મંડળ. રામજણીની જોડ.
તાર (ના) ધાતુના વાળા. તાંતણો, દોરો. ખુ-
મારી. પ્રવાહી ડામર. ટેલીગ્રાફ.
તારક (વિ) રક્ષક. મુક્તિ આપનાર.
તારણ (ના) રક્ષણ. મોક્ષ. ખોટ નફાને પેટે
મૂકેલી રકમ.
તારતમ્ય (ના) ફેર, તફાવત. ભાવાર્થ, મુદ્દો.
તારવણી (ના) તેરીજ, તારવેલો આંકડો.
તારવવું (ક્રિ) તારવી કાઢવું. વીણી કાઢવું, તા-
રીજ કરવી.
તારવું (ક્રિ)મુક્ત કરવું. ઉદ્ધારવું. સંકટ દૂર કરવું.
તારા (ના) નક્ષત્રો, ઉડુગણ. માણસનું નામ.
તારાજ (વિ) ખરાબે હાલ, પાયેમાલ.
તારાટપકી (ના) તારા જેવી ટપકી. (સોનારૂ-
તારાપુર (ના) ગામનું નામ. [પાની).
તારીખ (ના) અંગ્રેજી તથા મુસલમાની તિથિ.
તારીજ (ના) તારવણી. હિસાબનો સાર.
તારીફ (ના) વખાણ, સ્તુતિ. સાબાશી.
તારુણી (ના) તરુણ સ્ત્રી, જુવાન બૈરી.
તારુણ્ય (ના) જોબન, જુવાની. [નારો.
તારો (ના) નક્ષત્ર. ગ્રહ. કીકી. તરનારો. તરાવ-
તાલ (ના) સ્વરનું જોર. રસ. તાવ. ખલવાટ.
તાલમેલ. કાંસિયાં.
તાલક (ના) તાળું. કૂંચીનું યંત્ર.
તાલકી (ના) બાળકની ટોપી.

તાલકું (ના) તાળવું. ટોપીનો ઉપલો ભાગ.
તાલમેલ (ના) ખોટો ઠાઠ. બહાનું, નિમિત્ત.
તાલવ્ય (વિ) તાલુ, તાળવા સંબંધી.
તાલાવેલી (ના) ચટપટી. ગભરાટ. ઉદ્વેગ.
તાલુ (ના) જીભની ઉપરનો મુખનો ભાગ.
તાલુકદાર (ના) વહીવટદાર. નાનો રાજા.
તાલુકો (ના) પ્રાંતના વિભાગ. જીલ્લો. સંબંધ.
તાલે (ના) નસીબ, પારબ્ધ.
તાલેમ (ના) તાલીમ. કસરત. અખાડો. શિક્ષણ.
તાલેમબાજ (વિ) કસરતી. જબરો.
તાલેવન્ત (વિ) પૈસાદાર. નસીબદાર.
તાલેવર, તાલેવાન (વિ) તાલેવંત. ધનિક.
તાવ (ના) જ્વર. તાપ. છબરખી. આંકડો.
તાવડી (ના) લોઢી. લોઢાનું ચપટું વાસણ.
તાવડો (ના) મોટી તાવડી. છાછર પેણો.
તાવણી (ના) માખણ ઘીને ગરમ કરવાનું કામ.
તાવરખું (વિ) તામસી. આકળા સ્વભાવનું.
તાવરસું (ના) ખેડાણનું પ્રથમ વર્ષ.
તાવવું (ક્રિ) તપાવવું, તાપ દેવો.
તાવી (ના) લોઢી, તાવડી.
તાવીજ (ના) માદળિયું.
તાસ (ના) કલાક. લેપ. ઘર. તાસતો. ખૂમચો.
તાસ (સ) તેને. (કવિતામાં).
તાસક, તાસકી (ના) નાની છાછરી થાળી. તબકડી.
તાસતો (ના) એક જાતનું કાપડ.
તાસીર (ના) છાપ. સિક્કો. તદબીર.
તાસું (ના) એક વાજિંત્ર. નગારૂં.
તાળ (ના) તાલ. ધાણ.
તાળવું (ના) તાલુ. ખોપરી.
તાળી (ના) હાથો. લેહ.
તાળી પડવી (ક્રિ) ફજેતી થવી.
તાળું (ના) તાલક, કુલુપ, નકૂચામાં ભેરવી બંધ કરવાનું કળનું યંત્ર.
તાળુ (ના) તાલુ, તાળવું.
તાળો (ના) મેળ. દાખલો.
તાળોટા (ના) મોટી તાળી. તાબોટા.
તિક્કડ (ના) ભાખરો, જાડો રોટલો.
તિક્ત (વિ) તીખું. (ના) તીખાશ.
તિતાલિયું (વિ) ઉછાંછળું. છોકરવાદિયું.
તિતિક્ષા (ના) ધીરજ, સબુરી.
તિત્તિર (ના) તીતર, એક પંખી.
તિથિ (ના) રોજ, સૂર્યોદય સમયની ચંદ્રની કળા.
તિમિંગળ (ના) મગર.
તિમિર (ના) અંધારૂં.
તિરકસ (વિ) વાંકું, વક્ર. આડું.
તિરકસ, તિરકસિયું (ના) નાનું જાળિયું. જાળીનો પડદો. વાક.
તિરપાઈ (ના) ત્રણ પાયાની બેસણી.
તિરસ્કાર (ના) ધિક્કાર, તુચ્છકાર.
તિરોહિત (ના) ત્રાહિત. (વિ) બહારનું.
તિલ (ના) તલ.
તિલક (ના) કપાળ ઉપરનું ધર્મચિહ્ન, ટીલું.
તિલાણો (ના) ત,લ,ન,મ,દ,ર એવા અક્ષરોનું ગાયન.
તી (સ) તે. જેમ તી દહાડે.
તીકમ (ના) ત્રિવિક્રમ, બે તરફની કોદાળી.
તીક્ષ્ણ (વિ) તીખું. તરત લાગે તેવું. ચપળ.
તીખટ (ના) તીખી ચીજ. (વિ) તીખું.
તીખલ (ના) ધાંધલ. ગરબડ. મજાક. ઢોંગ.
તીખલી, (ના) મસ્કરો. ધાંધલિયો.
તીખાં (ના) મરી. એક મસાલો.
તીખાસ (ના) તિક્તાંશ, તીખાપણું.
તીજ (ના) તૃતીયા, ત્રીજી તિથિ.
તીજું (વિ) ત્રીજું, ત્રીજા ક્રમનું.
તીજોરર (ના) કીલીદાર, જામદાર, ભંડારી.
તીજોરી (ના) ભંડાર. જામદારખાનું.
તીડ (ના) એક જંતુ (ખેતરમાં દાણા ખાનારો).
તીણું (વિ) અણીદાર. ઝીણું.
તીતર (ના) તિત્તિર, એક પંખી.
તીતાલ (ના) ત્રિતાલ. ગાયનનો એક તાલ.
તીર (ના) તટ, કાંઠો. બાણ.
તીરછું (વિ) વાંકું, આડું, કતરાતું.
તીરંદાજ (ના) તીર મારવામાં કુશળ.
તીરનો (ના) તીર પહોંચે તેટલું અંતર.
તીર્થ (ના) પવિત્ર જળ. ચરણામૃત.
તીર્થંકર (ના) જૈન મતના મોટા આચાર્ય.
તીર્થયાત્રા (ના) તીર્થ નિમિત્તે દેશાટણ.
તીર્થરૂપ (ના) પિતા.
તીર્થસ્વરૂપ (વિ) વડીલ, મુરબ્બી.
તીવ્ર (વિ) ગરમ. તેજી. તીક્ષ્ણ.
તીસ (વિ) ત્રીસ, ૩૦ (સંખ્યા).

તીસમારખાં (વિ) બડાઈખોર. જાહેલ.
તું (સ) ત્વમ્ બીજો પુરુષ એક વચન.
તુંકાર, તુંકારો (ના) અપમાનાર્થે "તું"નો પ્રયોગ.
તુંતાં (અ) તુંકારો, તુચ્છકાર.
તુંબડી (ના) તુમ્બિકા. એક વેલો નાનું તુંબડું. ચોર આમળાનું ફળ.
તુંબડું (ના) તુંબડીના વેલાનું ફળ.
તુઈ (ના) તોઈ, કિનારી.
તુએર (ના) તુવેર. (એક દ્વીદલ અનાજ).
તુકડી (ના) ટોળી. લશ્કરનો નાનો ભાગ.
તુકડો (ના) રોટલાનો કકડો.
તુકમ (ના) વીર્ય, બીજ. વંશ, કુળ.
તુકમરિયાં (ના) એક જાતનાં બીયાં.
તુક્કો (ના) ટૂંકી ગપ. તડાકો. બુઠ્ઠું તીર.
તુંગ (વિ) ઊંચું.
તુચ્છ (વિ) હલકું. ધિક્કારપાત્ર. ક્ષુલ્લક.
તુચ્છકાર (ના) તિરસ્કાર, તુંકારો.
તુચ્છકારવું (ક્રિ) ધિક્કારવું, હલકું ગણવું.
તુજ (વિ) તારૂં.
તુટક (વિ) છૂટક, તૂટેલું.
તુટફાટ (ના) બગાડ, કુસંપ. વેરણખેરણ.
તુટવું (ક્રિ) છૂટી પડવું. કલહ થવો. પડવું.
તુટીચાર (ના) તૂટફાટ. ત્રણ ને એકનો દાવ.
તુણવું (ક્રિ) વણાટની પેઠે સાંધવું.
તુણ્ડ (ના) મુખ, વદન, મોં.
તુતક (ના) વહાણમાં ઉતારૂની બેઠક.
તુમડી (ના) તુંબડી.
તુમાન (ના) લેંઘો. ઈજાર. પાયજામો.
તુમાર (ના) પરસ્પર ચાલતા પત્રવ્યવહારનો લેખ.
તુરંગ (ના) તરંગ. જેલ, કેદખાનું. ઘોડો.
તુરત (અ) તરત, ત્વરાથી.
તુરાઈ (ના) એક વાદ્ય. એક સાળવીનું ઓજાર.
તુરાસ (ના) તુરો સ્વાદ, દટાણો સ્વાદ.
તુરિયું (ના) ઘીસોડું. એક શાક.
તુરી (ના) સાળવીનો કાંટલો. બેવડી આણીનો ખીલો. ઘોડો.
તુરીયા (ના) તુર્યા, નિદ્રાની ચોથી અવસ્થા.
તુરૂં (વિ) તુરાશવાળું, કસેલું.
તર્કી (વિ) તુર્કસ્તાનનું.
તુર્ત (અ), તરતજ. તાબડતોબ.
તુલના (ના) સરખાપણું. બરોબરી. ઉપમા.
તુલા (ના) ત્રાજવું. એક રાશિ.
તુલ્ય (વિ) સરખું, બરોબર. સમાન.
તુવર, તુવેર (ના) એક અનાજ.
તુષ (ના) ભાતનાં છાલાં.
તુષાર (ના) હિમ, કરાં. ઓસ, ઝાકળ.
તુષીપાટિયાં (ના) તુળસીપાટિયાં, એક ઘરેણું.
તુષ્ટ (વિ) સંતુષ્ટ. પ્રસન્ન. ધરાયલું.
તુળસી (ના) એક છોડ.
તુળસીપાટિયાં (ના) સ્ત્રીની કોટનું ઘરેણું.
તુળા (ના) તુલા, ત્રાજવું. એક રાશિ.
તૂક (ના) પદ, ચરણ, કડી.
તૂટ (ના) ફૂટ, કુસંપ. વિગ્રહ, વિરોધ.
તૂત (ના) જૂઠાણું, બનાવટ. ઢોંગ.
તૂતી (ના) એક રાતા રંગનું પંખી.
તૂર (ના) આકડાનું રૂ. તુરાઇ. એક વાદ્ય.
તૃણ (ના) ઘાસ, ખડ. તણખલું.
તૃતીય (વિ) ત્રીજું. ત્રીજા ક્રમનું.
તૃતીયાંશ (ના) ત્રીજો ભાગ.
તૃપ્ત (વિ) સંતુષ્ટ. ધરાયલું.
તૃપ્તિ (ના) સંતોષ.
તૃષા (ના) તરસ, ધખ.
તૃષ્ણા (ના) લોભ. આશા.
તેંગળ (ના) એક કડીનો વાળો. એક ઘરેણું.
તેંતું (અ) ગર્વોક્તિ દર્શક.
તે (સ) ત્રીજો પુરુષ દર્શક. અમુક.
તેખળાં (ના) ત્રીજા સંબંધી સાટાપાટાનું વેશવાળ.
તેજ (ના) પ્રકાશ. અગ્નિ. ગરમી.
તેજ (વિ) તીક્ષ્ણ, તીખું. ચપળ.
તેજસ્વી (વિ) તેજવાળું, ચળકતું. ફરમદાર.
તેજાનો (ના) સ્વાદિષ્ટ અને પૌષ્ટિક વસાણાં.
તેજાબ (ના) એસીડ. ગરમ રસ.
તેજાળ (વિ) તેજવાળું. પ્રકાશતું.
તેજી (ના) ચળકાટ. ચઢતો ભાવ.
તેજોમય (વિ) તેજરૂપ, તેજથી ભરપુર.
તેટલામાં (અ) તે વખતમાં. દરમ્યાન.
તેટલું (વિ) તેના પ્રમાણનું.
તેટલે (અ) તેટલામાં, તે સમયે.
તેડ (ના) તીર, તટ, કિનારો, કાંઠો.
તેડવું (ક્રિ) બોલાવવું. ઊંચકવું. ...

તેડું (ના) નોતરૂં, આમંત્રણ.
તેડું (વિ) વાંકું, આડું.
તેણીગમ, તેણીમેર (અ) તે તરફ.
તેત્રીસ (વિ) ૩૩ (સંખ્યા). દેવની જાતિ.
તેતાળીસ (વિ) ૪૩ (સંખ્યા). ભૂમિનાં નામો (અચલા, અનંતા, અવનિ, ઇલા, ઉર્વી, કાશ્યપી, કુ, ક્ષમા, ક્ષ્મા, ક્ષિતિ, ક્ષોણી, ગંધમાતા, ગોત્રા, ગૌ, જગતી, જયા, ધરણી, ધરિત્રી, ધરા, ધાત્રી, પર્વતાધરા, પૃથ્વી, પૃથિવી, બીજસૂ, ભૂ, ભૂમિ, ભૂતધાત્રી, મહી, મેદિની, રત્નગર્ભા, રત્નસૂ, રસા, વસુધા, વસુંધરા, વિપુલા, વિશ્વા, વિશ્વંભરા, વસુમતી, સર્વસહા, સ્થિરા, સાગરનેમિ, સાગરમેખલા, સાગરાંબરા.
તેપન (વિ) ૫૩ (સંખ્યા).
તેમ (અ) તે રીતે, તે પ્રમાણે.
તેર (વિ) ૧૩, ત્રયોદશ. (સંખ્યા). દક્ષકન્યા, પરમ ભગવદ્ભક્ત, યોગ, કશ્યપપત્ની, વસુદેવની સ્ત્રી, ગુણ, એ તેર ગણાયછે.
તેરમું (ના) મૃત્યુનો ૧૩મો દહાડો.
તેરસ (ના) ત્રયોદશી, તેરમી તિથિ.
તેરીખ (ના) વ્યાજનો દર. તારીખ.
તેરીજ (ના) તારીજ. હિસાબનો સારદર્શક આંકડો.
તેલ (ના) તૈલ. ચીકણો પ્રવાહી. ચીકણો ચામ.
તેલ કાઢવું (ક્રિ) ઘણીજ મહેનત કરાવવી.
તેલણ (ના) તેલીની બૈરી, ઘાંચણ.
તેલાં (ના) નોરતાંના ત્રણ અપવાસનું વ્રત.
તેલિયું (વિ) તેલવાળું. તેલ જેવું.
તેલિયોરાજા (ના) તેલથી નહાનારો માંગણ
તેલી (ના) તેલ દીવેલ વેચનાર. ઘાંચી.
તેવડ (ના) ત્રેવડ, ગોઠવણ.
તેવડવું (ક્રિ) ત્રણ પડ થાય તેમ કરવું.
તેવડું (વિ) તેટલું. ત્રણ પડવાળું. ત્રણગણું.
તેવામાં (અ) તેટલામાં.
તેવારે (અ) ત્યારે, તે વખતે.
તેવીસ (વિ) ત્રેવીસ, ૨૩ (સંખ્યા), દેવતા, સિદ્ધિ, સ્વર એ પણ ૨૩ લેખાયછે.
તેવું (વિ) તાવત્, તે પ્રકારનું.
તેવે, તેવો (અ) તરત, તેજ વખતે.

તેહ (સ) તે (કવિતામાં).
તેહનાત (ના) તાબેદારી. હુકમ. તાબો.
તેહેવાર (ના) ટાણું. પર્વ. ઉત્સવ.
તેહેસીલ (ના) જમીનનું મેહેસૂલ.
તેહેસીલદાર (ના) મહેસૂલ ઉઘરાવનાર.
તૈયે (અ) ત્યારે, તે વખતે.
તૈજસ (વિ) તેજસ્વી, પ્રકાશતું.
તૈડ (ના) તડ, ત્રડ, ફાટ.
તૈયાર (વિ) હાજર. તત્પર. સજ. પૂર્ણ.
તૈયારી (ના) તત્પરતા. સંપૂર્ણતા. [પ્રવાહી.
તૈલ (ના) તેલ. બીજમાંથી કહાડેલો ચીકણો
તો (અ) ત્યારે. ઉત્તરાર્થે. સરખામણી સૂચક. લાડ, મશ્કરી, વહાલ તથા નિશ્ચયદર્શક.
તોઈ (ના) કિનારી, કોર. (કસબી).
તોકે (અ) તો, ત્યારે.
તોખાર (ના) ઘોડો, અશ્વ, તરંગ, તેજી, હય.
તોછડાઈ (ના) અવિવેક, હલકાઈ.
તોછડું (વિ) અસભ્ય. અમર્યાદ. હલકું.
તોટાવું (ક્રિ) જમણ ખૂટવાથી ભૂખ્યા ઊઠવું.
તોટો (ના) ટોટો, ખોટ. ગરદન.
તોડ (ના) નીકાલ, ફેસલો. સમાધાન.
તોડવું (ક્રિ) ત્રુટિત કરવું. ભાગવું. ફેરવવું.
તોડી (ના) એક પ્રભાતની રાગણી.
તોડી (ના) તોરડી.
તોતડું (વિ) ખેંચાયલી જીભનું.
તોતલું, તોતળું (વિ) કાલું (વચન).
તોતો (ના) પોપટ, શૂક.
તોપ (ના) મોટી પૈડાંવાળી બંદુક. ગન.
તોપખાનું (ના) તોપ ગોળા રાખવાની જગા.
તોપણ (અ) તેમ છતાં, તથાપિ. [બનાવો.
તોફાન (ના) હુલ્લડ, દંગો. મસ્તી. વાયુથી થતા
તોફાની (વિ) મસ્તીખોર. હુલ્લડી. કજિયાખોર.
તોફા, તોફે, તોફો (વિ) સરસ. અસાધારણ.
તોબરો (ના) ઘોડાને ચણા ખવડાવવાની કોથળી.
તોબરો ચઢાવવો (ક્રિ) રીસમાં મોં ચઢાવવું.
તોબા (ના) હદ. ત્રાહિ, જુલમ, માફી, પસ્તાવોદર્શક વચન.
તોય (ના) પાણી, જળ, ઉદક, નીર. (અ) તોપણ.
તોયજ (ના) કમળ, પદ્મ, પુંડરિક.
તોયપણ (અ) તોપણ, તથાપિ.

તોર (ના) મીજાસ, ઠાઠ. અહંકાર.
તોરડી (ના) પ્રેત સાથે અગ્નિ લઈ જવાની હાંલ્લી.
તોરણ (ના) શુભસૂચક હાર. ચોરી, મંડપ.
તોરી (વિ) તોરવાળું. પતરાળિયું.
તોરો (ના) કલગી, ગોટો. ગુચ્છો. છોગું. સુખી. શિવમહિમાની લાવણી.
તોરાવાળો (ના) તોરાની લાવણી ગાનાર.
તોલ (ના) વજન. કીમત. પરીક્ષા. તુલ્ય, સમાન.
તોલે (અ) સરખું, બરોબર.
તોલો (ના) ૧૨ માસા, ૯૨ વાલ, ૨ ગદિયાણાનું વજન. રૂપિયા, ભાર.
તોશાંખાતું (ના) ત્રીજોરી. ભંડાર.
તોસદાન (ના) દારૂગોળી રાખવાની થેલી.
તોહોમત (ના) અપરાધ. આળ, બટ્ટો.
તોળવું (ક્રિ) જોખવું, વજન કરવું.
તોળા (ના) તુલા. એક રાશિ. વજન.
તોળાટ (ના) તોળનારો.
તોળાદાન (ના) દેહ બરાબર તોળીને દાન કરવું તે.
ત્યાં (અ) તે ઠેકાણે, તત્ર, તિહાં.
ત્યાગ (ના) છૂટકો. વિરાગ.
ત્યાગવું (ક્રિ) તજવું, છોડવું, વર્જ કરવું.
ત્યાગી (વિ) વિરાગી. દાન કરી દેનાર.
ત્યારનું (અ) તે વખતનું.
ત્યારે (અ) તે વખતે.
ત્યાસી (વિ) ૮૩ (સંખ્યા).
ત્ર (પ્ર) તારણ, રક્ષણ અર્થે. જેમ, પુત્ર, ક્ષાત્ર.
ત્રગણું (વિ) ત્રણગણું, તેવડું.
ત્રણ (વિ) ત્રીણિ, તણ, ૩ (સંખ્યા), રામ, અગ્નિ, અવસ્થા, ગયા, ગ્રામ, નાડી, પાપ, દારૂ, રૂપ, વિવાહ, વિપ, ગાયનના સ્થાન તથા પ્રકાર, કાળ, કાંડ, કૂટ, ગુણ, તાપ, ભુવન, ભુજ, મધુર, મૂર્તિ, લિંગ, લોહ, ભેદ, લક્ષણ, એ ત્રણ ગણાય છે.
ત્રમણું (વિ) ત્રગણું, તેવડું, ત્રિપટ.
ત્રયોદશા (ના) તેરમું, મરણની ૧૩મી તિથિ.
ત્રયોદશી (ના) તેરસ, ૧૩ મી તિથિ.
ત્રાગું (ના) તાગું, બળાત્કાર, સખત હયરાણી.
ત્રાજવું (ના) તાજવું, કાંટો.
ત્રાજુડું (ના) છૂંદણું.
ત્રાતા (ના) રક્ષણ કરનાર.

ત્રાપો (ના) તરાપો,
ત્રાસ (ના) બીક, જુલમ. ડર. ધાક.
ત્રાસું (વિ) તરડાયલું, વાંકું.
ત્રાહિ (અ) "રક્ષણ કરો" એ અર્થે.
ત્રાહિત (વિ) તટસ્થ. પંચ. અજાણ્યું.
ત્રિ, (વિ) ત્રણ, તણ, ૩ (સંખ્યા).
ત્રિકમ (ના) ત્રિવિક્રમ, વિષ્ણુ.
ત્રિકાંડ (ના) ત્રણ પ્રકારનો ગ્રંથ. વેદ, અમરકોશ વગેરે.
ત્રિકાળ (ના) ભૂત, વર્તમાન અને ભવિષ્ય. સવાર, બપોર, સાંજ.
ત્રિકૂટ (વિ) ત્રણ ટોંચવાળો (પર્વત).
ત્રિકોણ (ના) ત્રણ ખૂણાની આકૃતી. Δ
ત્રિગુણ (ના) સત્વ, રજ અને તમ (માયાના).
ત્રિચરણ (ના) અગ્નિ.
ત્રિજ્યા (ના)મધ્યબિંદુથી પરીઘ સુધીની લીટી.
ત્રિતાપ (ના) ત્રણ દુઃખ; આધિદૈવિક, આધિભૌતિક, અધ્યાત્મિક. આધિ, વ્યાધિ અને ઉપાધિ.
ત્રિદણ્ડી (ના) ત્રણ દંડ ધરનાર સંન્યાસી.
ત્રિનેત્ર (ના) સદાશિવ, મહાદેવ, શંભુ.
ત્રિપક્ષી(ના)તરપખી, ત્રીજા પખવાડીઆનું શ્રાદ્ધ.
ત્રિપથગા (ના) ભાગીરથી, ગંગા. (નદી).
ત્રિપદ (ના) અગ્નિ.
ત્રિપદી (ના) હાથીની સાંકળ.
ત્રિપાદ (વિ) અદકપાંસળી, વૈકલ, વાચલ.
ત્રિપુટી (ના) ત્રણ વાના. જેમ કર્ત્તા, કર્મ. ને ક્રિયા.
ત્રિપુણ્ડ્ર (ના) શિવમાર્ગીનું તિલક.
ત્રિફળા (ના) હરડાં. બેડાં ને આમળાં.
ત્રિભંગી (વિ) ત્રણ ઠેકાણેથી વળેલો.
ત્રિભંગી (ના) ત્રણ યતિવાળું કવિતાનું વૃત્ત.
ત્રિભુવન (ના) ત્રિલોક, સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ.
ત્રિયા (ના) સ્ત્રી, ઐરી, નારી.
ત્રિરાશી (ના) ત્રૈરાશિક. ગણિતની એક રીત.
ત્રિવળી (ના) પેટપરનાં ત્રણ વાટા.
ત્રિવિક્રમ (ના) વિષ્ણુ, ત્રીકમ.
ત્રિવિધ (વિ) ત્રણ પ્રકારનાં. (તાપ વગેરે).
ત્રિવેણી (ના) ત્રણ નદી (ગંગા, યમુના, સરસ્વતી); નાડી (ઈડા, પિંગળા, ને સુષુમ્ના).
ત્રિશૂલ (ના) એક આયુધ.
ત્રીજ (ના) તીજ, તૃતીયા. ત્રીજી તિથિ.

ત્રીઠ (ના) પીડા.
ત્રીસ (વિ) તીસ, (સંખ્યા).
ત્રુઠવું (ક્રિ) રીઝવું, પ્રસન્ન થવું.
ત્રેતા (ના) બીજો યુગ. ૧૨૯૬૦૦૦ વર્ષ.
ત્રેપન (વિ) તેપન, ૫૩ (સંખ્યા).
ત્રેવટી (વિ) ત્રણ જાતની ભેગી (દાળ).
ત્રેવડ (સ્ત્રી) તજવીજ. ખુલાસો.
ત્રેવડું (વિ) ત્રણ પડવાળું. ત્રણગણું.
ત્રૈલોક્ય (ના) ત્રિભુવન; સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.
ત્વ (પ્ર) પણું અર્થે. જેમ દાસત્વ, તત્ત્વ.
ત્વગિન્દ્રિય (ના) ચામડી, સ્પર્શની ઇંદ્રી.
ત્વચા (ના) ચામડી. સ્પર્શેંદ્રિય.
ત્વરા (ના) ઉતાવળ, ઝડપ, તાકીદ.

થ.

થ (ના) ૧૭ મો વ્યંજન. [સ્ભ=થાંભ.
થ (આ) "સ્ત"નો. જેમ હસ્ત=હાથ; સ્ત-
થઈ ચૂકવું (ક્રિ) પૂરું થવું, ખપી જવું.
થકવવું, થકાવવું (ક્રિ) થાકે તેમ કરવું.
થકી (પ્ર) પાંચમી વિભક્તિનો. થી. લીધે.
થક્ક (અ) ચકિત, આશ્ચર્યયુક્ત.
થડ (ના) ઝાડનો જમીનથી તે ડાળી સૂધી-
નો ભાગ. આરંભ. પાસેની જગા.
થડકવું } (ક્રિ) અચકાવું. ચમકવું. અસ્પષ્ટ
થડકાવું } ઉચ્ચાર થવો.
થડકો (ના) બોલવાનો સપાટો. ઉચ્ચારણનું દ-
થડથડવું (ક્રિ) થડથડનો અવાજ થવો. [બાણ.
થડવું (ક્રિ) સૂતરને વળ દેવો.
થડાથડ (અ) એવો અવાજ.
થડું, થડિયું (ના) થડનું મૂળ. મૂળિયાની ગાંઠ.
થડવું (ક્રિ) થરડાવું, તરાકનું વાંકું થવું.
થંડ (ના) હીકળ, શરદી. ટાઢ.
થંડક (ના) ટાઢેક, શીતળતા.
થંડગાર (વિ) ઘણુંજ ઠંડું.
થંડાઈ (ના) ધીમાપણું આળસ. ભાંગ.
થંડી (ના) થંડ. ટાઢ.
થંડું (વિ) ટાઢું. શાંત. સુસ્ત.
થથડાવવું (ક્રિ) ધમકાવવું. ઠપકો દેવો.
થનકથનક } (અ) ઉતાવળી, દૂદતી ચાલના ધ્વ-
થનથન } નિનું અનુકરણ.
થપ્પટ, થબડાક (ના) હાથની થાપટ.
થમણી (ના) થાપણ. દોલત.
થમ્બ. (ના) સ્તંભ, થાંભલો. આધાર.
થમ્ભવું (ક્રિ) અટકવું ઊભા રહેવું.
થયું (ક્રિ) થવું નો ભૂતકાળ. (અ) બસ.
થર (ના) ચણતરનું પડ. ક્રમ. સૂડો. હાર
થરકવું (ક્રિ) બીહીવું, ડરવું. ભયથી ખંચા[illegible]
થરડાવું (ક્રિ) તરાક-ઢોલિયાનું વાંકું થવું.
થરથર (અ) કંપનનું અનુકરણ.
થરથરવું (ના) કાંપવું, ધ્રૂજવું.
થરથરી (ના) ધ્રૂજારી. ખબૂતરની એક જાત
થરવું (ક્રિ) આસપાસ થર દેવો.
થરી (ના) થરની નિશાનીના છાપા.
થવું (ક્રિ) બનવું. ક્રિયા ચાલવી. ઊગવું. [illegible]
પજવું. ગુજરવું.
થળ (ના) સ્થળ, ઠામ, ખાસ જગા.
થળી (ના) એક ઓજાર. (સોની કંસારાનું
થાંથું (વિ) ચાપાચીપિયું. સુસ્ત.
થાંબલો, થાંભલો, થમ્ભ (ના) ટેકો. સ્તંભ[illegible]
થાક (ના) ગાત્રની અશક્તિ. વિરામ. આ[illegible]
મ, આશાએશ. [હારવું. કંટાળ[illegible]
થાકવું (ક્રિ) મહેનતથી શરીર અશક્ત થ[illegible]
થાગ (ના) સ્થાગ, તળિયું, છેડો.
થાટ (ના) ઠાઠ, દમાક.
થાણદાર (ના) થાણાનો ઉપરી.
થાણું (ના) મામલતદાર કચેરી. ચોકી.
થાણેદાર (ના) થાણદાર. થાણું સાચવનાર.
થાન (ના) તાકો. સ્તન. દાગીનામાંનો હીરો
થાનક (ના) સ્થાન. જગા, આસન.
થાપ (ના) થાપટ. માટીની ભોંય. ભૂલ.
થાપદેવી (ક્રિ) ગારો પાથરવો. ભૂલવવું.
થાપટ (ના) થબડાક, થપ્પટ લપડાક. [ઠો[illegible]
થાપડી (ના) ટીપવાનું ઓજાર. ચપટા હાથ[illegible]
થાપડો (ના) કૂવા સઢ વગરની હોડી. ચ[illegible]
વાનું પાટિયું. ચણાની જાડી પુરી. કંટાળ[illegible]
થોરના ઝાડનો પંજો.
થાપણ (ના) પુંજી. મૂડી. થાપ.
થાપન (ના) સ્થાપન. પ્રતિષ્ઠા. સિદ્ધાંત.
થાપના (ના) પ્રતિષ્ઠા. ટેકો. પુષ્ટી.
થાપવું (ક્રિ) થાપ દેવી. મહત્તા આપવી. મા-
નવું. છાદવથી ચોટાડવું.

થાપી (ના) થાપડી.
થાપેડું (ના) એક જાડું કાપડ.
થાંપો (ના) જાંઘ. મોટા નળિયાં. હાથો, પંજો.
થાબડવું (ક્રિ) ચપટો હાથ જોરથી દાબવો.
થાબડી (ના) થાપડી. કડીઆનું ઓજાર. છૂટો લાકડ.
થામલો (ના) થમ્ભ, થાંભલો, સ્તંભ.
થાવર (વિ) સ્થાવર, સ્થિર, અચળ (મિલકત).
થાવું (ક્રિ) થવું, બનવું, હોવું.
થાળ (ના) મોટી થાળી. નૈવેદ્ય, [વાસણ.
થાળી (ના) ધાતુનું ગોળ, ચપટું, ચઢતી કોરનું
થાણું (ના) ઘંટીની બેઠક. ખલવાની જગા. મથાણું. થડનો આરંભ.
થાળો (ના) મોટી થાળી, તાસ.
થિગણું (ના) કાદવનું થિગડું.
થિગડી (ના) નાનું થિગડું.
થિગડું (ના) ફાટેલી જગાપર જોડેલો કકડો.
થિરતા (ના) સ્થિરતા, થીરપણું, ધીરજ.
થીર (વિ) સ્થિર, અચળ એક વૃત્તિનું.
થીરે ઘુમડું (ના) કણસાંનો જથો.
થૂંક (ના) જીભપર છૂટતું પાણી. [ધિક્કારવું.
થુંકવું (ક્રિ) થુંક બહાર કાઢવું. મોમાંથી કાઢવું.
થુંક ઉરાડવું (ક્રિ) ગાળ દેવી. અસભ્ય બોલવું.
થુએરિયો (ના) થુવર, થુવેર. એક ઝાડ.
થુથુ (અ) થુંકતાં થતો અવાજ.
થુમડું (ના) કણસાંનો જથો.
થુવર, થુવેર, થુવેરિયો (ના) એક કાંટાનું ઝાડ.
થુચો (ના) કૂચો.
થૂલી (ના) મોળો કંસાર.
થૂલું (ના) ચાળણ. છાલાંની કરચો.
થેપલી (ના) ગોસલું, થાબડી.
થેપવું (ક્રિ) જાડું લીપવું.
થેપાડું (ના) જાડું કાપડ.
થેલિયા (ના) થોભિયા. ગાલપર વધારેલા વાળ.
થેભો (ના) ટેકો. થોભિયો.
થેલી (ના) કોથળી (નાણાંની).
થેલો (ના) કોથળો, ગુણ.
થૈથૈકાર (ના) નાચ ગાયનની જલશાલીનો અવાજ.
થોક (ના) જથો. ઝુંડો. ટોળું. કટકો.
થોકડો (ના) થેલી, કોથળી.
થોડું (વિ) જરા, લગાર.
થોડુંક (વિ) જરાક, લગરીક.
થોથડી (ના) થેપલી, બાટી.
થોથર (ના) એક મોંનો રોગ.
થોથું (ના) નમાલું લખાણ. સડેલો દાણો.
થોથો (ના) કેળનો થાંભલો.
થોભ (ના) પાર, છેડો, અંત.
થોભવું (ક્રિ) અટકવું. દમ ખાવો. પકડવું.
થોભા, થોભિયા (ના) થેલિયા.
થોર, થોરિયો, (ના) થુવર.
થોલો (ના) શરીરનો માંસાળ લટકતો ભાગ.

## દ.

દ (ના) ૧૮ મો. વ્યંજન.
દ (પ્ર) દાયક, દેનાર અર્થ. જેમ, સુખદ, દુઃખદ.
દંશ (ના) ડંખ. મર્મ. સાર. કીનો, વેર.
દંશિત (વિ) કરડેલું, ડંખેલું.
દકાળ (ના) દુકાળ, દુષ્કાળ.
દકાળિયું (વિ) મોડું. ખાઉધરું.
દક્ષ (વિ) ચતુર, કસબી. આવડતવાળું.
દક્ષણ (ના) દક્ષિણ, પૂર્વ મુખે ઊભતાં જમણું. મહારાષ્ટ્ર.
દક્ષણા (ના) દક્ષિણા, રોકડ નાણાંનું દાન.
દક્ષણી (વિ) મહારાષ્ટ્ર દેશનું.
દક્ષતા (ના) ચતુરાઈ. ચપળતા.
દક્ષિણ (ના) પૂર્વાભિમુખ ઊભતાં જમણી બાજુ.
દક્ષિણ (વિ) જમણું (અંગ). દક્ષણ.
દક્ષિણાયન (ના) સૂર્યનું દક્ષિણ તરફ ઢળવું. કર્કથી મકર રાશિમાં સૂર્યને રહેવાનો કાળ.
દખ (ના) દુઃખ, કષ્ટ, હેરાનગતિ.
દખણા (ના) દક્ષણા. દાનપરની રોકડ ભેટ.
દખણી (ના) દક્ષણી. મહારાષ્ટ્ર દેશનું.
દખણેણ (ના) દક્ષણીની સ્ત્રી.
દખમું (ના) પારસીઓનું મસાણ.
દખ્ખણ (ના) દક્ષિણ દિશા. મહારાષ્ટ્ર દેશ.
દગડ (ના) પથ્થરો, પહાણો.
દગડું (ના) ખાંભી. થાંભલો બેસાડવાનું લાકડું
દગડો (ના) પથ્થરો. મોટું ઢેફું. ક્રિ પથ્થર.
દગદગો (ના) શક, વહેમ. આનાકાની.
દગલબાજ (વિ) છળ, કપટકરી. વિશ્વાસ
દગલબાજી (ના) છળભેદ, ઠગાઈ, વિશ્વાસ

દગાખોર, દગાબાજ (વિ) ઠગ. કપટી.
દગાબાજી (ના) દગલબાજી, કપટ.
દગો (ના) કપટ, છળ, ફેંટો. વિશ્વાસઘાત.
દગ્ધ (વિ) બળેલું, દાઝ્યું.
દંગ (વિ) દિંગમૂઢ, ચકિત, વિસ્મિત.
દંગડી (ના) ઘાસ વેચવાની વખાર.
દંગો (ના) બંડ, તોફાન, હુલ્લડ, ફીસાદ.
દજન (ના) અંગ્રેજી ૧૨ નંગ.
દઝાડવું (ક્રિ) દાઝે તેમ કરવું.
દઝોડિયું (વિ) અડધું બળેલું.
દટાવવું (ક્રિ) દાટે તેમ કરવું.
દટાવું (ક્રિ) ભોંયમાં દબાવું. ઢંકાવું.
દડ (ના) પોચી જમીન. (રેતીની, કાદવની).
દડકો (ના) લચકો. પોદળો.
દડવો (ના) જાડું વાસણ.
દડદડ, દડદડાટ (અ) ઉપરાઉપરી (આંસુ).
દડદડી (વિ) ઘણી નરમ નહિ અને ઘણી ઘાડી [નહિ તેવી.
દડબ (ના) ઢેફું. ગુમડાની ગાંઠ.
દડબું (ના) ઢેફું. ગુમડાની ગાંઠ.
દડવું (ક્રિ) ખળી સાફ કરવી.
દડાવું (ક્રિ) ખળીનું સાફ સરખું થવું.
દડિયો (ના) દ્રોણ, પડિયો.
દડી (ના) નાનો દડો. નાનો વીટલો (દોરાનો).
દડુક (અ) ટૂકાટૂકા પગલાંની દોડ.
દડુલી (ના) નાનો દડિયો. ભાડભૂજાનું ઓજાર.
દડુલો (ના) ધાણી હલાવવાનું ઓજાર.
દડો (ના) ચીથરાં, ચામડા, કે ફૂલનો ગોળ વીટો.
દણું (ના) તોફાની ઢોરને ગળે બાંધવાનું લાકડું.
દણ્ડ (ના) હાથ. લાકડી. સજા. ચાર હાથનું માપ. જોર. એક કસરત. [પ્રણામ.
દણ્ડવત (ના) લાકડી પેઠે લાંબા થઇ કરેલા
દણ્ડવું (ક્રિ) સજા કરવી. નાણું કઢાવવું.
દણ્ડિત (વિ) દંડ પામેલો, ડામીજ.
દણ્ડિયો (ના) ચિઠ્ઠી, એક લૂગડું.
દણ્ડી (ના) સંન્યાસી.
દણ્ડુકો (ના) હાથ બેહાથ લાંબો જાડો લઠ.
દણ્ડો (ના) દાંડો. કદાવર પુરુષ.
દણ્ણુ (ના) દળવા આપવાનું અનાજ.
દત્ત (પ્ર) આપેલું. જેમ ઈશ્વરદત્ત.
દત્તક (ના) વિધિપૂર્વક ખોળે લીધેલો પુત્ર.

દત્તવું (ક્રિ) આપવું, દેવું.
દદામું (ના) ડિંડિમ, દલામું, મોટો ડમકો.
દદુડી (ના) નાનો દદુડો, ધોધ.
દદુડો (ના) પડતી પાણીની ધાર.
દધિ (ના) દહીં.
દધિજા (ના) લક્ષ્મી, સાગરપુત્રી.
દન (ના) દિન, દિવસ, દહાડા.
દનુજ (ના) દાનવ, દૈત્ય, અસુર.
દનૈયું (ના) રોજનું કાચું નામું.
દન્ત (ના) દાંત. દાંતા.
દન્તકથા (ના) ચાલતી કહાણી.
દન્તી (વિ) દાંતવાળું (હાથી, ફાસકી વગેરે).
દન્તુડી (ના) નાનો દાંત.
દન્તુરા, દંતશૂલ (ના) મોટા દાંત.
દંત્ય (વિ) દાંત સંબંધી (અક્ષરો).
દપકામણ (ના) દબડામણ, ધમકી, દમ.
દપટ (વિ) દુપ્પટ, બેવડું. પુષ્કળ.
દપટવું, દપટાવવું (ક્રિ) દબાવવું. સંતાડવું.
દપોટો (ના) ઊંચા લૂગડાંની ગાંસડી.
દફણાવવું (ક્રિ) હોડી ચલાવવી. લગાવવું.
દફતર (ના) સરકારી કાગળિયાં. ચોપડા. જેરતાન
દફતરખાનું (ના) દફતર રાખવાની જગા. ક્રિતાબખાનું.
દફતરદાર (ના) દફતર રાખનાર. હિસાબી કાર- [ભારી.
દફતરી (ના) દફતર સાચવનાર.
દફન (ના) દાટવાનું કર્મ.
દફનાવવું (ક્રિ) દાટવું, ગાડવું.
દફે, દફેરફે (વિ) માંડી વાળેલું. પતાવેલું.
દફેદાર (ના) ઘોડેસ્વારોનો અમલદાર. ઉપરી સીપાઈ. [ખાવું.
દબડાવવું (ક્રિ) ધમકાવવું. હલકારવું. દાબીને
દબદબો (ના) ઠાઠમાઠ, ધામધૂમ. દમામ.
દબવું (ક્રિ) દબાવું, નરમ પડવું.
દબાણું (ના) દાબ. શરમ. આંકોશ.
દબામણ (ના) ધમકી, ધાસ્તી. દાબ. [ઇચવું.
દબાવવું (ક્રિ) ધમકાવવું. દબાય તેમ કરવું.
દબેલ (ના) ડરેલું, બીત. તાબેદાર. ઓશિયાળું.
દમ (ના) શ્વાસોશ્વાસ. પ્રાણવાયુ. જીવ. એક રોગ. ગુણ, સત્વ. જોર. અભિમાન. ધીરજ. થાક. શક્તિ. બીક.

દમમારવો (ક્રિ) ધૂમાડો ખેચવો. દબાવવું. શ્વાસ રૂંધવો.
દમડી (ના) બદામ, હલકામાં હલકો સિક્કો, પૈ.
દમડો (ના) જીવ પૈસો.
દમણ (ના) દમન. તાબો. વશ. જીત. એક ગ્રામ.
દમણી (ના) બળદની નાની ગાડી. (વિ) દમણનું.
દમણું (ના) મોટું ગાલ્લું.
દમદમાટ (ના) દબદબો, ઠાઠમાઠ, ભપકો.
દમન (ના) દમણ. વશ. તાબો. જય. નિગ્રહ.
દમપરદમ (અ) વારેવારે, ઉપરાઉપરી.
દમવું (ક્રિ) સતાવવું, દુઃખ દેવું. જુલમ કરવો.
દમાક, દમામ (ના) દબદબો, ભપકો. ટાપટીપ.
દમિયલ (વિ) દમના રોગવાળું.
દમોદમ (અ) સરસાઈથી, ચરસાચરસીથી.
દમ્પતિ (ના) સ્ત્રી અને પુરુષ, સજોડું.
દમ્ભ (ના) ખોટું ડોળ, પ્રપંચ. ઢોંગ. પાખંડ. માયા.
દમ્ભી (વિ) ઢોંગી, પાખંડી. કપટી.
દયા (ના) કૃપા. દુખીને જોતાં થતી મનોવૃત્તિ.
દયામણું (વ) જોતાં દયા ઉપજે તેવું. ગરીબડું.
દયાવન્ત, દયાવાન, દયાળ, દયાળુ (વિ) કૃપાળુ, દયા કરનાર.
દર (ના) ભાવ. ખારો પાકવાની જગા. પ્રતિ.
દર, દરએક (વિ) એક. એકેકું, પ્રત્યેક.
દરકાર (ના) ગરજ, તમા. કાળજી. રજીનામું.
દરખાસ, દરખાસ્ત (ના) અરજ. હુકમનામું.
દરગા (ના) પીરનું સ્થાન. દરબાર. આંગણું.
દરગુજર (ના) ક્ષમા. માફી. અખાડા.
દરજણ (ના) દરજીની બૈરી.
દરજી (ના) સૂઈ. કપડા સીવનાર.
દરજો, દરજ્જો (ના) અધિકાર, પદવી. ઓધ્ધો.
દરડ (ના) દડ, પોચી, જમીન.
દરણું (ના) દણણું, દળવાની ચીજ.
દરદ (ના) દુઃખ. રોગ. ગભરાટ. મર્મ. રસ.
દરદાવો (ના) કોઈપણ જાતનો હક. ઇલાકો.
દરદી (વિ) દુઃખી. રોગી. રસિક.
દરબાર (ના) રાજસભા. કચેરી. રાજા. અદાલત.
દરબારી (વિ) દરબાર સંબંધી. રાજકીય.
દરમાયો (ના) મહિનો. માસિક પગાર.
દરમિયાન (અ) વચમાં. અરસામાં.
દરવાજો (ના) કોટનું બારણું. રસ્તો.
દરવાન (ના) દરવાજે બેસનાર સીપાઈ.
દરવેશ (ના) ફરતો ફકીર.
દરશણિયું (ના) સ્ત્રીઓના કાંટાનું એક ઘરેણું.
દરશવું (ક્રિ) દેખાવું. નજરે પડવું.
દરાખ (ના) દ્રાક્ષ. ખીસમીસ.
દરાજ (ના) દદ્રુ, ગજકરણ. એક રોગ.
દરાજિયું (વિ) દરાજવાળું. દરાજનું.
દરિદ્ર (ના) દારિદ્ર, કંગાલિયત, ગરીબાઈ.
દરિદ્રી (વિ) ગરીબ, કંગાળ દળદર રાખતાર.
દરિયાઈ (વિ) દરીઆ સંબંધી. એક રેસમી કાપડ.
દરિયાફ, દરિયાફ્ત (ના) વિચાર. તર્ક, ધારણા.
દરિયાવ (ના) દરિયો, સાગર.
દરિયો (ના) સમુદ્ર, ખાડી, ખારા પાણીનું જળાશય.
દરી (ના) ગુફા, ગુહા.
દરેક (વિ) દરએક. પ્રત્યેક.
દરો (ના) દૂર્વા, દરોઈ. એક ઘાસ. ખાડો.
દરોગો (ના) મુખી. વડો.
દરોડો (ના) ધાડ. લૂટ.
દરોબસ્ત (વિ) બરાબર, અખંડ.
દર્દુર (ના) દેડકો, દાદુર.
દર્પ (ના) ગર્વ, મગરૂબી, અહંકાર.
દર્પણ (ના) આરસો, આયનો, ખાપ.
દર્ભ (ના) એક પવિત્ર મનાતું ઘાસ.
દર્શક (ના) દેખાડનાર.
દર્શન (ના) નજર, દૃષ્ટિ. પ્રેક્ષણ. શાસ્ત્ર. ઝાંખી.
દર્શાવવું (ક્રિ) દેખાડવું, બતાવવું.
દર્શી (વિ) જોનાર. જેમ તત્ત્વદર્શી, દૂરદર્શી.
દલ (ના) દિલ, મન.
દલગીર (વિ) ઉદાસ, શોકાતુર.
દલગીરી (ના) શોક, ઉદાસી, બેચેહેની.
દલન (ના) દળણું. દળામણી.
દલામું (ના) ડિંડિમ. મોટો ડમકો.
દલાલ (ના) સાટું કરાવનાર. મધ્યસ્થ.
દલાલી, દલાલું (ના) દલાલનું કામ. તે કામની હકસાઈ.
દલીલ (ના) તકરાર, સબબ બહાનું.
દલ્લો (ના) થાપણ, થેલી, ગુંજો.
દવ (ના) દાવાગ્નિ, દાવાનળ. વનની આગ.
દવા, દવાઈ (ના) ઓસડ, ઔષધ. ઉપાય.
દવાખાનું (ના) ઔષધાલય. દવા આપવાની જગા.
દવાડ (ના) દવ, દાવાનળ.

દશ (ત્રિ) ૧૦, આંગળ (સંખ્યા). અવતાર, અંક, દિશા, રાવણના મુખ એ ૧૦ ગણાયછે.
દશગ્રંથ (ના) વેદના ગ્રંથો. સંહિતા, બ્રાહ્મણ, અરણ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિઘંટ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ.
દશદિશા (ના) પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અગ્નિ, નૈરૃત્ય, વાયવ્ય, ઈશાન, આકાશ અ-
દશમું (વિ) દશમા ક્રમનું. દશમ. [ને ધરતી.
દશમૂળ (ના) દશ ઔષધિનાં મૂળિયાં.
દશાંશ (ના) દશમો ભાગ. દશ દશના ભાગની ગણિતની એક રીત.
દશા (ના) હાલત. ગ્રહની ચાલ. ગાડીની આંતરી.
દશા (વિ) વાણિયાની જ્ઞાતિના તડની સંજ્ઞા.
દશાહ (ના) મરણનો દશમો દહાડો.
દશાહરા (ના) જેઠ સુદ ૧૦ (ગંગાજન્મ).
દશૈયાં (ના) વિવાહ પછી થોડા દહાડા વર, વહુ પોતપોતાને સાસરે જમવા જાયછે તે.
દસ્શેરી (ના) દશ શેર વજનનું કાટલું.
દસ્શેરો (ના) દશ શેર માય તેવું ઠામ. દશ
દસ (ના) દશ, ૧૦ (સંખ્યા). [શેરનું વજન.
દસકત (ના) દસ્તખત, હરફ. સહી.
દસકો (ના) દશ વર્ષ. દશનો જથ્થો.
દસમ (ના) દસ્સેમ, દશમી તિથિ.
દસરા (ના) દસેરા, વિજયાદશમી, આશો શુ-
દસી (ના) દશ વર્ષનો કાળ. [દ ૧૦.
દસેરા (ના) વિજયાદશમી. આશો સુદ ૧૦.
દસ્ત (ના) હાથ. સત્તા ઝાડો, જુલાબ.
દસ્તાન (ના) રજોદર્શન, અટકાવ.
દસ્તાવેજ (ના) લખત. ખત. એગ્રીમેંટ.
દસ્તુર (ના) રીત. ધારો. શિરસ્તો. પારસીનો
દસ્તુરી (ના) હકસાઈ, સુખડી. ધારો. [ગોર.
દસ્તો (ના) ખાણણીનો દાંડો. હાથો. ઘાયો.
દસ્સેમ (ના) દસમ, દશમી તિથિ.
દહન (ના) બળવાની ક્રિયા, દેણું.
દહવું (ક્રિ) બાળવું, સળગાવવું.
દહીં (ના) દધિ. અમકાયલું દૂધ.
દહીતરું, દહીંથરૂ (ના) ઘણા મોણની ઘીમાં તળેલી પરંશુદીની જાડી પુરી.
દહીંવડું (ના) દહીંમાં રાખેલું વડું. [પત્ર.
દળ (ના) ઘસોટ, એક ખોરાક. સેન. પડ. જાડાઈ.
દળણું (ના) દળણું, દળવાનો પદાર્થ.
દળદર (ના) દારિદ્ર. કંગાળિયત.
દળદાર (વિ) જાડું, ઘટ્ટ.
દળવાદળ (ના) તોફાની વાદળી. સેન.
દળવું (ના) લોટ કરવો.
દળામણ (ના) દળવાની મજુરી. દળવાનું કામ
દળામણી (ના) દળવાની મજુરી.
દળાવવું (ક્રિ) દળે તેમ કરવું.
દળાવું (ક્રિ) દળી શકાવું.
દાંડી (ના) ડાંડી, લાકડી. મિનારો.
દાંડો (ના) દણ્ડ. દસ્તો, પરાઈ. હાથો.
દાંત (ના) દન્ત. ફીનો.
દાંતરું, દાંતલું (વિ) બહાર દેખાતા દાંતવાળું
દાંતો (ના) કાંસકીના દાંત.
દાંતિયાં (ના) ચિડીઆં. કુંકરા. [હાસ્ય
દાંતિયું (ત્રિ) ચિડીયું. (ના) રીસમાં દાંત
દાંતી (ના) કાંસકી, ફણી. દાંતનું ટેકણ. દાં
કૂટતા છોકરાને કોટે બાંધવાનું માદળિયું
વાઘનખ વગેરે. તડ.
દાંતો (ના) દાંત જેવી અણીદાર ચીજ. દાં
જેવો આકાર.
દાંભો (ના) લાંબ દાંડીની ભાજીનો છોડ. શાક
દાઈ (ના) સોયાણી, હન્નમરી. બાળકનું દુઃખ
દાઈ (પ્ર) દાયક, દાયી, દેનાર અર્થે જેમ સુખ
દાઈએણ (ના) દાઈ, સોયાણી, હન્નમડી. [દાઈ
દાઉદી (ના) એક છોડ, ગુલદાવરી.
દાખલ (ના) પ્રવેશ. પસાર. હાજર. નોંધ.
દાખલો (ના) દૃષ્ટાંત, ઉદાહરણ. અનુભવ. જા
ણ. પુરાવો. હિસાબ. નિશાની.
દાખવવું, દાખવું (ક્રિ) દેખાડવું, બતાવવું.
દાગળી (ના) કાણામાં જડેલો ડાટો, બુદ્ધિ.
દાગીનો (ના) ઘરેણું. નંગ.
દાઝ (ના) બીજાનું દુઃખ દેખી થતો બળાપો
દાઝણું (ના) ભોંયનું તપવું તે. [દયા
દાઝવું (ક્રિ) ઊનું લાગવું. બળવું, ચચણવું.
દાડમ (ના) ડાડિમ, અનાર. (એક ફળ).
દાડમી (ના) દાડેમડી, દાડેમનું ઝાડ.
દાઢ (ના) દાઢા, જડબામાંના ખવડા દાંત.
દાઢઆવવી (ક્રિ) દાઢને લગતી ચામડી સૂઝવી.
દાઢમાં રાખવું (ક્રિ) કીનો રાખવો.

દાઢિયો (ના) મજુર, રોજે રાખેલો માણસ.
દાઢી (ના) દાઢિકા, હડપચીપરના વાળ. હ-
ડપચી. રોજ.
દાઢું (ના) દાઢીપર વધારેલા વાળ. હજામત.
દાઢો (ના) દહાડો.
દાઢો વટવો (ક્રિ) અટકાવ ચઢવો.
દાણ (ના) જગાત.
દાણલીલા (ના) કૃષ્ણની દાણ સંબંધી ક્રીડા.
દાણા (ના) દાણોદુણી, ધાન્યના કણ.
દાણાદાર (વિ) દાણાવાળું, દાણાપડતું.
દાણિયું (ના) કાળીગાંઠી, કાળા કીડીઆની સેર.
દાણી (ના) દાણ લેનારો. (વિ) દાણાદાર.
દાણો (ના) કણ. ધાન્ય, અનાજ.
દાણોદુણી (ના) અનાજ વગેરે.
દાણોપાણી (ના) અન્નજળ, અંજળ, ખાન-
પાન. નસીબ. [ઓજાર.
દાતડી, દાતડું (ના) દાતરડી, દાતરડું (એક
દાતણ (ના) દંતકાષ્ટ, દાંત સાફ કરવાનું કાડું.
દાતણપાણી(ના)દંતધાવન, દાંત સાફ કરી મુખ
દાતણિયો (ના) દાતણ વેચનારો. [ધોવું તે.
દાતરડી (ના) નાનું દાતરડું.
દાતરડું (ના) ઘાસ કાપવાનું એક વાંકું ઓજાર.
દાતા, દાતાર, દાતારી (વિ) આપનાર. ઉદાર.
દાથરી (ના) ઠીકરાની કથરોટ. [સખી.
દાથરિયું (ના) ઠીકરાનું વાસણ. [ચાડું.
દાથરો(ના)બફાના પદાર્થ નીચે રાખેલું ઘાસ. મોં.
દાદ (ના) ફરિયાદ. અરજ. સંભાળ, ખબર.
દાદર (ના) પાટીઆંની સીડી. શ્રેણી.
દાદરબારી(ના)દાદરનું બારણું, દાદરાનું ઢાંકણ.
દાદરો (ના) દાદર. ગાયનનો એક પ્રકાર.
દાદી (ના) બાપની મા, પિતામહી. માની મા,
માતામહી, નાની.
દાદી (વિ) પ્રતિવાદી. જવાબ દેનાર.
દાદુર (ના) દર્દુર, દેડકો. [માતામહ, નાનો.
દાદો(ના)બાપનો બાપ, પિતામહ. માનો બાપ,
દાધર (ના) દદ્રુ, દરાજ, ગજકરણ.
દાધવું (ક્રિ) બળવું, દાઝવું.
દાધાબળ્યું (ના) અર્ધદગ્ધ. ચીડિયું. રડતી સૂ-
દાધા રંગ્યું (વિ) બળિયેલ, દાધાબળ્યું. [રત.
દાધેલ (વિ) બળેલું.

દાન (ના) અર્પણ. ભેટ. ભીખ. [પાનદાન.
દાન (પ્ર)રાખનાર, ધરનારઅર્થે જેમ કલમદાન,
દાન (પ્ર)જાણનાર અર્થે. જેમ, કદરદાન, નાદાન.
દાનત (ના) દિલ. અંતઃકરણ, હેતુ.
દાનતદારી (ના) ન્યાયબુદ્ધિ. પ્રામાણિકતા.
દાનપાત્ર (વિ) દાન આપવાને યોગ્ય.
દાનવ (ના) દૈત્ય, રાક્ષસ, અસુર.
દાનાઈ (ના) ડહાપણ. વિવેક. ભલમનસાઈ.
દાનાવ, દાનો. (વિ) ડાહ્યું. વિવેકી. સમજુ.
દાપુ (ના) કર. લાગો. હકની માંગણી.
દાબ (ના) અંકોશ. દબાણ.
દાબડી (ના) ડબ્બી, નાનો દાબડો. [ખરી.
દાબડો (ના)ઢાંકણવાળું ઠામ, ડબ્બો. ઘોડાની
દાબણ (ના)દાબવાનું ઓજાર. આંકોશ. સખ્તી.
દાબવું (ક્રિ) ચાંપવું, છુંદવું, ભાર દેવો.
દાભ (ના) દર્ભ, કુશ, એક જાતનું ઘાસ.
દાભડી (ના) દર્ભની એક જાત, દુર્વા.
દામ (ના) પૈસો, ગરથ. કંઠી. વીજળી.
દામણ(ના)પશુને પગે બાંધવાનું દોરડું. ડામણ.
દામણી (ના) વીજળી. માથાનું એક ઘરેણું.
દામણું (ના) ગરીબડું, દયામણું. રેંટિયાની
દામની (ના) વીજળી, દામિની. [દોરી.
દાયક (પ્ર) આપનાર અર્થે. જેમ સુખદાયક.
દાયકો (ના) દશનો જથ્થો.
દાયણ (ના) સોયાણી, દાઈ, દાયાણી.
દાયરો (ના) સમુદાય, ટોળું.
દાયાણી (ના) દાયણ, સૂઇયાણી.
દાયી (પ્ર) દાયક, આપનાર.
દાર (ના) દારા, સ્ત્રી. ધણી, પુરુષ.
દાર (પ્ર)વાળું અર્થે. જેમ. ચોકીદાર, અણીદાર.
દારા (ના) સ્ત્રી, પત્ની.
દારિદ્રય (ના) દરિદ્ર, દળદર. ઘણી ગરીબી.
દારુ (ના) લાકડું, કાષ્ટ. મધ, સુરા.
દારૂડિયો (વિ) દારૂબાજ, મદ્યપી.
દારુણ (વિ) વિકરાળ, ભયંકર.
દારૂબાજ (વિ) દારૂડિયો, મદ્યપી.
દારૂહળદ (ના) એક ઔષધિ.
દારૂ (ના) સૂરોખાર, ગંધક અને કોયલાની
તરત સળગી ઊઠે એવી મેળવણી.
દારૂખાનું (ના) આતશબાજી.

દારોગો (ના) દરોગો, મુખી, ઉપરી.
દાલચીની (ના) તજ, એક તેજાનો.
દાવ (ના) વારો. રમતનું સ્થાન. લાગ.
દાવદી (ના) દાઉદી, એક ફૂલ.
દાવાદળ (ના) તોફાની વાદળું, વાવાઝોડું.
દાવાનળ (ના) દવ, જંગલની આગ.
દાવો (ના) હક, માલિકી. સ્વામિત્વ.
દાસ (ના) સેવક, ચાકર. ગુલામ.
દાસત્વ (ના) દાસપણું, ચાકરી. ગુલામગીરી.
દાસી (ના) ચાકરડી. ગુલામડી. લોંડી.
દાસ્તાન (ના) દૃષ્ટાંત. કિસ્સો, આખ્યાન.
દાસ્ય (ના) દાસત્વ, દાસપણું, ચાકરી.
દાહ (ના) આગ. લાહે. ક્ષુધા.
દાહ્ય (વિ) સળગી ઊઠે તેવું. [પોપડા.
દાળ (ના) દલ, કઠોળની ફાડ. ઇંડાનો માવો.
દાળિયા (ના) સેકેલા કઠોળની દાળ. ભૂંજેલા દાણા.
દાળિયા (વિ) દાળ વેચનાર, દાળના વેપારી.
દિઅર (ના) દેવર, સ્ત્રીના વરનો નાનો ભાઈ.
દિક્ (ના) દિશા, બાજુ.
દિક્પાલ (ના) દિશાના દેવ, દિગ્ગજ.
દિક્કત (ના) આનાકાની, શક, હરકત.
દિકામાલી (ના) એક કડવું ઓસડ.
દિગન્ત (ના) દિશાનો છેડો.
દિગન્તરેખા (ના) દૃષ્ટિમર્યાદા. ક્ષિતિજ, આકાશ
દિગપાળ (ના) દિક્પાલ, દિશાના દેવતા. [કક્ષા.
દિગમૂઢ (વિ) દિંગમૂઢ, આંધળુંભીત.
દિગમ્બર (ના) શિવ. (વિ) નાગું, નગ્ન.
દિગર (અ) બીજું, વિશેષ, વળી.
દિગ્ગજ (ના) દિશાના હાથી. (ઐરાવત, પુંડરીક, વામન, કમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક). પ્રચંડ પુરુષ. ખેતરપાળ.
દિગ્ધ (ના) ઝેરી બાણ. લિપ્ત, રેલછેલ.
દિગ્વિજય (ના) સર્વત્ર મેળવેલો જય. મોટી ફતેહ.
દિગ્વિજયી (વિ) દિગ્વિજય કર્તા.
દિત (વિ) છિન્ન, ખંડિત.
દિતિ (ના) કશ્યપપત્ની, દૈત્યની મા.
દિતિસુત (ના) અસુર, દાનવ, દૈત્ય.
દિધિષુ (વિ) પુનર્ભૂ, છાંડેલી કન્યા પરણનાર.
દિન (ના) દિવસ, દહાડો.
દિનકર (ના) દિવાકર, સૂર્ય.
દિનમાન (ના) દિવસનું માપ.
દિનાંત (ના) દિવસનો અંત, સાંજ.
દિબાચો (ના) પ્રસ્તાવના, પૂર્વપીઠિકા.
દિમામ (ના) દમામ, ઠાઠ, ભપકો.
દિમેટી (ના) દુમેટી, એક જાતનું કાપડ.
દિયર (ના) દિઅર, દેવર.
દિલ (ના) કલેજું. મન. પ્યાર. ઈચ્છા.
દિલગીર (વિ) શોકાતુર. ઉદાસ.
દિલગીરી (ના) શોક, ઉદાસી. બેચેહેની.
દિલદાર (વિ) દિલનો ધણી. જીવનજન. પ્રાણ-
દિલદારી (ના) ખરી મોહોબત. યારી. [પ્રિય.
દિલભર (વિ) આશક. માશુક.
દિલાવર (વિ) બહાદૂર, હિમ્મતવાન. સખી.
દિલાવરી (ના) બહાદૂરી. સખાવત, ઉદારતા.
દિલાસો (ના) ધીરજ. મનનું સમાધાન.
દિલીપ (ના) ભગીરથનો પિતા.
દિલોજાન (વિ) પ્રાણપ્રિય, જીવ જેવું વહાલું.
દિવસ (ના) દિન, દહાડો. અહોરાત્ર.
દિવસપતિ (ના) સૂર્ય, સૂરજ, અંશુમાન.
દિવાકર (ના) સૂરજ, દિનકર, દિનમણી.
દિવાકીર્તિ (ના) હજામ, નાવી, નાપિત, ઘાંયજો.
દિવાન (ના) પ્રધાન, વજીર, કારભારી. ગ્રંથ. મોટો ઓરડો. [ગળાનું એક ઘરેણું.
દિવાનખાનું (ના) સ્વેરા. મુલાકાતનો ઓરડો.
દિવાનગીરી (ના) વજીરની પદવી. પ્રધાનનું કામ.
દિવાનાપણું (ના) ઘેલાઈ, ગાંડપણ.
દિવાની (વિ) લેણદેણ સંબંધી. (અદાલત ઈ૦)
દિવાનું (વિ) ગાંડું, ઘેલું. મજનુ થએલું.
દિવાંધિકા (ના) છછુંદરી.
દિવાલ (ના) ઘોરો, કરો, ભીત. કીમતી ઘોડો.
દિવાલગીરી (ના) ભીતમાં જડેલી દીવાની બેઠક.
દિવેટી (ના) દિમેટી, દુમેટી (કાપડ).
દિવ્ય (ના) દેવતાઈ. સુંદર, ભભકાદાર.
દિવ્યજ (ના) ધીજ, અસાધારણ પ્રતિજ્ઞા.
દિશ (ના) દિશા. બાજુ.
દિશા (ના) બાજુ. માર્ગ. ઝાડેજંગલ.
દી (ના) દિવસ, દહાડો. (ગ્રામ્ય).
દીકરી (ના) છોકરી. બેટી. પુત્રી.

દીકરો (ના) છોકરો. પુત્ર, બેટો.
દીક્ષા (ના) મંત્રોપદેશ. ધર્મોપદેશ. યજ્ઞક્રિયા
દીક્ષિત (વિ) દીક્ષા પામેલું. યજ્ઞ કરનાર બ્રાહ્મણ.
દીઠ (અ) એકેક, દરેક, પ્રત્યેક.
દીઠું (ક્રિ) જોયું, "દેખવું"નું ભૂતકાળનું રૂપ.
દીદાર (ના) ચહેરો, મોઢું. ઢંગ. [તામાં).
દીધ, દીધું (ક્રિ) આપ્યું, દેવુંનું ભૂતરૂપ (કવિ-
દીન (વિ) ગરીબ. રાંક. લાચાર.
દીન (ના) મુસલમાની ધર્મની મુજબ. તોફાન.
દીનદયાળ (વિ) ગરીબ પરવર. [જયઘોષ.
દીનદાર (વિ) દીનના ફરમાન મુજબ ચાલનાર.
દીનબંધુ (વિ) ગરીબનો મિત્ર.
દીનાનાથ (ના) દીનનો નાથ. ગરીબનો બેલી.
દીનાર (ના) એક સોનાનો સિક્કો.
દીપ, દીપક (ના) દીવો, બત્તી. એક રાગ.
દીપડું, દીપડો (ના) એક જાતનો વાઘ. હિંસક પશુ.
દીપમાળ (ના) દીવા મૂકવાનો થાંભલો.
દીપવું (ક્રિ) ચળકવું. પ્રકાશવું. તેજ મારવું.
દીપાવડું (વિ) સુંદર, શોભિતું. રૂડું.
દીપાવળી (ના) દીવાળી. દીવા કરવાનો ઓચ્છવ.
દીપિકા (ના) દીવી. દીવાની બેઠક.
દીપોચ્છવ, દીપોત્સવ (ના) દીવાળી.
દીપ્ત (વિ) પ્રકાશિત, તેજસ્વી.
દીપ્તિ (ના) પ્રકાશ, રોશની. લાઈટ.
દીબો (ના) ડૂમો. છાતીનું રૂંધન.
દીર્ઘ (વિ) લાંબુ, ચિર.
દીર્ઘજા(ના) કુંભકર્ણની સ્ત્રી. બલિની નાની પુત્રી.
દીર્ઘતમા (ના) એક કામાંધ ઋષિ.
દીર્ઘપૃષ્ઠ (ના) સર્પ, સાપ, પન્નગ, ઉરગ.
દીર્ઘસૂત્રતા (ના) ચિરક્રિયા, લાસરિયાપણું.
દીર્ઘસ્વર(ના)લાંબા સ્વર, આ, ઈ, ઊ. [પ્રમાદ.
દીર્ઘાયુ (વિ) ચિરંજીવ. લાંબા આવરદાનું.
દીર્ઘિકા (ના) વાપિ, વાવ.
દીવટ (ના) વાટ, બત્તી.
દીવડું (ના) જરા ખાડાવાળી પુરી.
દીવડો (ના) દીપક, દીવો.
દીવાદાંડી(ના)કંડિલિયો. લાઇટહાઉસ[અંગ્રેજી].
દીવાબત્તી (ના) દીવો.
દીવાવખત (ના) સમીસાંજ. સંધ્યાકાળ,

દીવાસળી (ના) કાંડી. દીવો કરવાની સળી.
દીવાસો (ના)દીપવાસ. અષાઢ વદ ૦))નું પર્વ.
દીવાળી (ના) દીપાવળી, દીવાની હાર. આસો
દીવાળું (ના)દેવાળું, નાદારી. [વદ ૦)) દીપો-
દીવી (ના) દીપિકા. દીવાની બેઠક. [ચ્છવ.
દીવેટ (ના) વાટ, બત્તી.
દીવેલ (ના) દીપતેલ, એરંડિયું.
દીવેલી (ના) દીવેલની બીજ. એરંડી.
દીવેલો (ના) એરંડો. દીવેલીનું ઝાડ.
દીવો (ના) દીપ, દીપક. (વિ) ગુણી, વિદ્વાન.
દીસ (ના) દિવસ.
દીસતું (વિ) દેખાતું. (ધિક્કારમાં).
દીસવું (ક્રિ) દેખાવું, જણાવું. કલ્પાવું.
દુંટી (સ્ત્રી) નાભિ, પેટનું મધ્યબિંદુ,
દુંટો (ના) ઉપસી નીકળેલી દુંટી. ડાટો.
દુઆ (ના) દુવા, આશીર્વાદ.
દુઓ (ના) બે ટપકાવાળું પાનું.
દુઃખ (ના) અસુખ. પીડા. અડચણ. સંકટ.
દુઃખિત (વિ) દુઃખ પામેલું, પીડિત.
દુકાન (ના) હાટ, શોપ [અંગ્રેજી].
દુકાનદાર (ના) દુકાન ચલાવનારો વેપારી.
દુકાની (ના) બે પૈ. બેકાની. (ટોપી).
દુકૂળ (ના) રેશમી સુંદર વસ્ત્ર.
દુખડું (ના) દુઃખ. મરજી વિરુદ્ધ ક્રિયા.
દુખણા (ના) મીઠડાં, ઓવારણાં.
દુખણું (ના) દુખાવો.
દુખદ, દુખદાઈ (વિ) દુઃખ કરનાર.
દુખવું (ક્રિ) દુઃખ થવું.
દુખાવ (ના) દુખાવો, શરીરમાં થતું દુઃખ.
દુખાવવું (ક્રિ)દુઃખ કરવું. માઠું લાગે તેમ કરવું.
દુખાવું (ક્રિ) દુઃખ થવું, માઠું લાગવું.
દુખાવો (ના) દુખાવ. દુઃખ, કળતર.
દુખિયારું, દુખિયું, દુઃખી (વિ) દુઃખવાળું.
દુગદુગી (ના) સ્ત્રીના કાનનું એક ઘરેણું.
દુગન (વિ) બેવડું (તાન વગેરે).
દુગ્ધ (ના) દૂધ, પય.
દુગ્ધા (ના) સંતાપ, અડચણ, નડ.
દુજું (વિ) બીજું.
દુઝણ (સ્ત્રી) દૂધ દેતાં પશુ.
દુઝણું, દુઝણી (વિ) દુઝતી (ગાય, ભેંસો).

દુઝણું (વિ) દુઝતું, દુઝે તેવું.
દુઝવું (ક્રિ) દૂધ દેવું. રસ ઝરવો. કમાણી કરવી.
દુઝાણું (ના) દુઝણાં ઢોરો.
દુણાવું (ક્રિ) બળવું, દાઝવું. ચોટવું.
દુણો (ના) દુણાવાનો વાસ.
દુણ્ડ (ના) મોટું ફૂલેલું પેટ.
દુણ્ડાળો (વિ) મોટા પેટવાળો (ગણપતિ).
દુણ્ડો (ના) પાનાનો જથો, ફારમ લાવણી-વાળાનું એક તડ.
દુદડા (ના) નાના જોડા, પગરખી, જોડી.
દુધિયું, દુધી (ના) એક વેલો, શાક.
દુધીપાક (ના) દુધીનો હલવો.
દુનિયા (ના) જગત્. આલમ.
દુનિયાદારી (ના) સંસાર વહેવાર. લોકરીત.
દુન્દુભિ (ના) ઢોલ, નોબત. [જનનીતિ.
દુપટ (વિ) બેવડું, બેગણું.
દુપટ્ટો (ના) ખેસ, ઉપરણો.
દુપ્પટ (વિ) દુપટ, બેવડું.
દુભણ (ના) પસ્તાવો. દુભાવવાનું કામ.
દુભવું, દુભાવવું (ક્રિ) જીવ બાળવો. સતાવવું.
દુભાવો (ના) દુભણ. દુખાવો.
દુભાષિયો (ના) બે ભાષા જાણનાર. તર્જુમો
દુમ (ના) પૂછડી. [કરનાર.
દુમચી (ના) જીન તંગ રાખવાનું ચામડું. ચામડાની શેલી.
દુમાસ (ના) એક જાતનું કાપડ.
દુરસ્ત (વિ) લાયક. ખરૂં ઠીક.
દુરસ્ત કરવું (ક્રિ) સુધારવું, ઠીકઠાક કરવું.
દુરાચરણ (ના) ખરાબ ચાલ. બદચાલ.
દુરાચરણી, દુરાચારી (વિ) દુરાચરણવાળું. દુષ્ટ.
દુરિજન (વિ) દુર્જન, દુર્વર્તનવાળો.
દુર્ (ઉ) ઉતરતું, ખરાબ, મુસ્કેલ ઈત્યાદિ અર્થમાં ક્રિયાને દોરનાર.
દુર્ગ (ના) કિલ્લો, કોટ, ગઢ. કપરીવાટ.
દુર્ગન્ધ, દુર્ગન્ધી (ના) ખરાબ વાસ, બદબો.
દુર્ગા (ના) પાર્વતી, ભવાની, ચંડી (માતા).
દુર્ગાચલ્લી (ના) રાતી ગાંડની કાળી ચલ્લી.
દુર્ગાષ્ટમી (ના) શુદની આઠેમ. દેવી ભક્તોનું [વ્રત.
દુર્ગુણ (ના) કટેવ, ખરાબ લત.
દુર્ગુણી (વિ) દુર્ગુણવાળું.
દુર્ઘટ (ના) મુશીબતે પાર પડે તેવું. [ખ
દુર્જન (વિ) અનીતિમાન. (ના) દુષ્ટ માણસ
દુર્જનતા (ના) દુર્જનપણું. દુષ્ટતા, ખળતા.
દુર્જર (વિ) દુઃખે પચે તેવું.
દુર્દશા (ના) પડતી હાલત.
દુર્બળ (વિ) કમજોર. ગરીબ.
દુર્ભર (ના) પેટ.
દુર્ભિક્ષ (ના) ભીખ પણ ન મળે તેવો કા(ળ)
દુર્લભ (વિ) ચત્ને મળે તેવું. વીરલ. અઘરૂં. ક
દુર્વ્યસન (ના) કુછંદ. કટેવ. [મ
દુલવું (ક્રિ) વ્યાજમાં ડૂબવું.
દુલારી (ના) છોકરી. પુત્રી. દીકરી, બેટી.
દુલારો (ના) છોકરો. દીકરો, બેટો.
દુલો (વિ) ભોતાળ, સખી. નિષ્કપટી.
દુલ્લભ (વિ) દુર્લભ.
દુવા (ના) આશીષ, આશીર્વાદ, દુઆ.
દુવાઈ (ના) આણ. સમ. મર્યાદા.
દુવાત (ના) દોત, સાહીનો ખડિયો.
દુશાલો (ના) શાલજોટો.
દુશ્મન (ના) શત્રુ, હરીફ, વેરી. સામાવાળ
દુશ્મનાઈ (ના) અદાવત, હરીફાઈ, વેર.
દુષ્કર્મ (ના) નઠારૂં કામ.
દુષ્ટ (વિ) દોષવાળો, ખળ, કપટી. પાપી.
દુસ્તર (વિ) મુશીબતે પાર પડે તેવું.
દુહવું (ક્રિ) દુભવું, દુઃખ દેવું.
દુહિતા (ના) દીકરી, બેટી, પુત્રી.
દુહો (ના) દોહરો, કવિતાનું એક વૃત્ત.
દુકાળ (ના) દુષ્કાળ, કાળ, દકાળ.
દૂત (ના) કાસદ. જાસૂસ. મધ્યસ્થ. છુપો સીપાઈ. જુગાર. [રણી.
દૂતિ (ના) આશક માશુકને મેળવનાર સ્ત્રી, કુ
દૂધ (ના) દુગ્ધ, પય. ઝરતો સફેદ રસ.
દૂધપાક (ના) ખીર. દૂધ, ચોખા ને ખાંડનો એક ખોરાક. [દૂધ જેવું કરવું તે.
દૂધપાણી (ના) તેલમાં સંચોરો ને પાણી નાખી
દૂધભાઈ (ના) એક સ્ત્રીને ધાવનારા દરેક જ(ણ)
દૂધમલ (ના) દૂધ ખાઇને થએલો મલ, [માણસ.
દૂધવાળો (ના) દૂધ વેચનારો.
દૂધાળ (વિ) દૂધથી ભરેલું. દૂધ દેનાર.
દૂધિયા (ના) કુમળા, ધાવતા બાળકના (દાંત).

દૂધેલી (ના) એક ખોરાક. એક વેલો.
દૂધેલ (વિ) દુઝતી (ગાય ભેંસ).
દૂબળી (ના) દૂબળાની સ્ત્રી.
દૂબળું (વિ) દુર્બલ, કમજોર.
દૂબળો (ના) નહૂંડો, વહીતરું કરનાર મજુર.
દૂયમ (વિ) બીજા નંબરનું.
દૂર (અ) આઘે, છેટે, વેગળે. [વિચાર
દૂરન્દેશો (ના) અગમચેતી. સાવધાની. લાંબો
દૂરબીન (ના) દૂરદર્શક યંત્ર, ટેલિસ્કોપ [અંગ્રેજી].
દૂર્વા (ના) એક કુમળું ઘાસ.
દૂલ (ના) કાનનું લટકતું ઘરેણું. એરીંગ.
દૂષક (વિ) દોષ કાઢનાર, છિદ્રશોધક.
દૂષણ (ના) દોષ, ખોટ. ભૂલ. ઠપકો.
દૃગ્ (ના) દૃષ્ટિ, નજર. આંખ.
દૃઢ (વિ) કઠણ. પાકું. ઠરેલ. સિદ્ધ થએલું.
દૃઢભાજક (ના) ભાગ ન જાય તેવો ભાજક. (ગ-
દૃઢસંધિ (વિ) ઘટ સાંધાનું, મજબૂત. [ણિતમાં).
દૃબ્ધ (વિ) ગુંથેલું, ગાંઠ દીધેલું.
દૃશ્ (ના) દૃષ્ટી, નજર.
દૃશ્યમાન (વિ) જોવા જેવું. દીસતું.
દૃષદ્ (ના) પાષાણ, પથ્થર, શિલા.
દૃષ્ટ (ના) દૃષ્ટિ. ચોર વગેરેની ધાસ્તી.
દૃષ્ટરજા (ના) મધ્યમા, અડકાતી નારી.
દૃષ્ટાંત (ના) દાખલો. ઉદાહરણ.
દૃષ્ટાંતિક (વિ) દાખલો દેવા લાયક.
દૃષ્ટિ (ના) નજર. ધ્યાન, લક્ષ.
દૃષ્ટિગોચર (વિ) નજરે પડે તેવું.
દેંડવું (ના) પાણીમાં રહેનારો નાનો, સાપ.
દે (ધા) આપ, નાંખ, બંધકર એ અર્થે.
દેઆણ (ત્રિ) આપનાર, દેનાર.
દેખત (અ) જોતજોતામાં. તરતજ. નજર આ-
દેખવું (ક્રિ) જોવું, નજર કરવી. [ગળ.
દેખા (ના) દર્શન.
દેખાડવું (ક્રિ) દેખે તેમ કરવું, બતાવવું.
દેખાદેખી (ના) અનુકરણ. સરસાઈ.
દેખાવ (ના) દેખીતો આકાર.
દેખાવડું (વિ) શોભિતું, સુંદર, રૂપાળું.
દેખાવું (ક્રિ) જણાવું. નજરે પડવું. સમજમાં
દેગ (ના) દેગડો, ચરૂ. [આવવું.
દેગડી (ના) નાનો દેગ.
દેગડો (ના) પાણી ગરમ કરવાનું મોટું વાસણ.
દેડકો (ના) મંડૂક, દર્દુર, ભેક, શાલૂર.
દેડકી (ના) શિલી, ગંડુપદી, ભેકી, દેડકાની માદા.
દેણ (ના) દેવું, કરજ, ઋણ. ક૧. આગ.
દેણદાર (વિ) દેવાદાર, ઋણી, કરજદાર.
દેણું (ના) દેવું, દેણ.
દેદાર (ના) દિદાર, ચેહેરો, ઢંગ.
દેર (ના) ખોટી, વિલંબ. દિયર.
દેરાણી (ના) દિએરની વહુ.
દેરાસર (ના) મંદિર, દેહરૂં, દેવાલય.
દેવ (ના) પરમેશ, દેવતા, અમર. રાજા,
દેવઋણ (ના) દેવોને બલિપૂજાનથી દેણ આપ-
દેવચલ્લી (ના) દુર્ગાચલ્લી. [વું તે.
દેવટ (ના) આપવાનો વહીવટ. દેણ. [વણું.
દેવડાવવું (ક્રિ) અપાવવું. મરાવવું. બંધ કરા-
દેવડી (ના) છાપરી. ચાવડી, ચોકી. સમાધ.
દેવતરસ્યો (ના) બપૈયો, ચાતક.
દેવતા (ના) દેવ. અગ્નિ.
દેવતાઈ (વિ) દિવ્ય, દેવના સરખું. અદ્ભુત.
દેવદાર, દેવદારુ (ના) એક ઝાડ તથા તેનું લા-
દેવદીવાળી (ના) કાર્તિક શુદ ૧૧ પ્રબોધિની. [કડું.
દેવનગરી (વિ) નાગરી, બાળબોધ (લિપિ).
દેવલાં (ના) દેવની મૂર્તિયો. (ઠઠ્ઠામાં).
દેવલોક (ના) સ્વર્ગ.
દેવલોક પામવું. (ક્રિ) મરણ થવું.
દેવસ્થળ, દેવસ્થાન, દેવળ (ના) મંદિર, દેરૂં.
દેવાંશી (વિ) દેવતાઈ અંશવાળો. કાંતિમાન.
દેવાંગના (ના) સ્વર્ગની અપ્સરા.
દેવાડવું (ક્રિ) દેવડાવવું, દેવરાવવું, અપાવવું.
દેવાદાર (વિ) દેણદાર, ઋણી.
દેવાધિદેવ (ના) દેવતાઓનો ઉપરી.
દેવાલય (ના) દેવળ, મંદિર, દેહેરું.
દેવાળિયો (ના) નાદાર. દેવું ન આપનાર.
દેવાળું (ના) નાદારી.
દેવાળું કહાડવું (ક્રિ) પાસથી રકમ ખાઈ જવી.
દેવી (ના) માતા. દેવની સ્ત્રી. રાણી.
દેવું (ક્રિ) આપવું, બંધ કરવું, [illegible].
દેવું (ના) કરજ, દેણ, ઋણ.
દેશ (ના) ખંડનો ભાગ, પ્રાંત. [illegible]
દેશનીકાલ, દેશવટો (ના) હદપાર, [illegible]

દેશાઈ (ના) વતનદાર, જમીનદાર, જાગીરદાર. રબારી.
દેશાઈગીરી (ના) દેશાઈની પદવી. ગરાસ,
દેશાચાર (ના) દેશનો આચાર-રીત. [તોડો.
દેશાટણ (ના) યાત્રા પ્રવાસ, મુસાફરી.
દેશાણ (વિ) દેશી. (ના) દેશાઈની સ્ત્રી.
દેશાન્તર, દેશાવર (ના) પરદેશ, બહારગામ.
દેશી (વિ) દેશ સંબંધી. પ્રાંતિક.
દેશી (ના) એક ગરબી, ઢાળ.
દેશેદેશ, દેશોદેશ (ના) ઘણા દેશોમાં.
દેહ (ના) શરીર, તન, બદન.
દેહદણ્ડ (ના) દેહકષ્ટ. ફાંસી.
દેહાંતદંડ (ના) ફાંસીની શિક્ષા.
દેહાંતર (ના) અવતાર. જન્મ.
દેહી (ના) જીવ, દેહમાં રહેનાર.
દેહેરૂં (ના) દેવાલય, મંદિર, દેવળ.
દેહેલી (ના) છાપરી. નાનો ડેહેલો.
દેહેશત (ના) ડર, ધાક, બીક.
દૈત, દૈત્ય (ના) અસુર, દાનવ, દિતિપુત્ર.
દૈન્ય (ના) દીનતા, ગરીબાઈ, લાચારી.
દૈવ (ના) નસીબ, કર્મ. ભાગ્ય. ચાનસ, પ્રારબ્ધ.
દૈવજોગ (ના) નસીબ સંજોગ, ઈશ્વરેચ્છા.
દૈવજ્ઞ (ના) જોશી. જ્યોતિર્વિદ.
દૈવત (ના) દેવપણું, સિદ્ધાઈ. ફળ, જીવ.
દૈવનીવેઠ (ના) મોટું દુઃખ-કંટાળો આપનાર
દૈવવાન (ના) ભાગ્યશાળી, નસીબદાર. [જન.
દૈવહીન (વિ) કમનસીબ, દુર્ભાગી.
દૈવિક (ના) દૈવી, દેવ સંબંધી, દિવ્ય.
દૈહિક (વિ) દેહ સંબંધી. [સિક્કો.
દોકડો (ના) રૂપિયાનો સોમો ભાગ. એક
દોંગાઈ (ના) લુચ્ચાઈ, ઠગાઈ. બેઅદબી.
દોંગું (વિ) જાડું. લુચ્ચું, ઠગ. ઉદ્ધત.
દોજ (ના) દુઝાણું.
દોજખ (ના) નરક.
દોટ (ના) ગબડી, દોડ.
દોટી (ના) એક કાપડ, ખાધી, ટડવી.
દોડ (ના) ગબડી. દોડવાની ઝડપ.
દોડકાં (ના) દોડકીનાં ફળ. માથડાં.
દોડકી (ના) તુરિયા જેવી એક વેલ.
દોડવું (ક્રિ) ગબડી મૂકવી. ભાગવું.
દોડાદોડ, દોડાદોડી (ના) આમતેમ દોડવું તે.
દોડાવું (ક્રિ) દોડાં આવવાં દોડી શકાવું.
દોડી (ના) આકડાદોડી, આકડાનું ફળ.
દોડો (ના) દાણાવાળો સાંઠો. કેળફૂલ.
દોઢી (ના) દોરી, દોરડી.
દોઢડું (ના) દોર, દોરડું.
દોઢડો (ના) દોરડો, દોરો, તાર.
દોઢ (વિ) દોઢોડ, ૧॥ (સંખ્યા).
દોઢડાહ્યું (વિ) અધિક પ્રસંગી, વધારે ડહાપણ બતાવનાર.
દોઢસો (વિ) ૧૫૦ (સંખ્યા). [બતાવનાર.
દોઢિયું (ના) પૈસો, સવાકો. પા આનો.
દોઢું (વિ) દોઢગણું (સંખ્યા).
દોણી (ના) દોહણી, છાસની માટલી.
દોત (ના) દુવાત, ખડિયો.
દોદરૂં (વિ) ઘસાયલું, જીર્ણ થએલું.
દોપિરતાં (ના) જાડા કાગળના ખરડા. ફીત્તા.
દોબડું (ના) એક વાજું.
દોય (વિ) બે, ૨. બંને.
દોયમ (વિ) બીજી પ્રતિનું.
દોર (ના) દોરી, દોરડું.
દોરડી (ના) દોરી, દોઢી.
દોરડું (ના) દોર, રાંઢવું, શણ, વરેડું.
દોરડો (ના) દોરો. દોડો (અનાજનો).
દોરવવું (ક્રિ) દોરો ભરવો, સીવવું.
દોરવું (ક્રિ) દોરીને લઇ જવું. માર્ગ દેખાડવો.
દોરાવું (ક્રિ) દોરે તેમ ચાલવું. [સીવવું.
દોરિયો (ના) એક વાસણ. એક કાપડ.
દોરી (ના) દોરડી.
દોરીજવું (ક્રિ) રસ્તે લઈ જવું. દોરવું.
દોરો (ના) તાર. કેરનું તથા કોટનું ઘરેણું.
દોલત (ના) પુંજી, ધન, સંપત્તિ. [કંદોરો.
દોલતજાદા(ના)"દોલત વધો" એવો આશીર્વાદ.
દોલતમંદ, દોલતવાન (વિ) ધનાઢ્ય, શ્રીમંત.
દોલાબ, દોલાભ (ના) ભંડારિયું, તાકું.
દોલો (વિ) ઉદાર, સખી ભોળો.
દોષ (ના) ભૂલ, ચૂક. વાંક. પાપ.
દોષી (ના) દોષવાળું. પાપી. ગુન્હેગાર.
દોસ્ત, દોસ્તદાર (ના) સાથી, સ્નેહી, મિત્ર.
દોસ્તદારી, દોસ્તી (ના) સ્નેહ, મૈત્રી, મિત્રતા.
દોહણી (ના) દોહવાનું પાત્ર. ગોરસિયું.

દોહણું (ના) ગોરસિયું. ગોરસ.
દોહન (ના) દોહવાનું કામ. સાર.
દોહેરો (ના) કવિતાનું એક વૃત્ત
દોહવું (ક્રિ) દૂધ ખેંચવું. સાર કાઢવો.
દૌહિતર (ના) દૌહિત્ર, દુહિતાનો દીકરો.
દોહેલું (વિ) અઘરું, મુશ્કેલ,
દૌત (ના). દોત, ખડિયો.
દૌહિત્ર (ના) દીકરાનો દીકરો.
દ્યૂત (ના) જુગાર, જુગટું.
દ્યોત (ના) જ્યોતિ, તેજ.
દ્રવ (ના) રસ, ઝરણું.
દ્રવવું (ક્રિ) ઝરવું, પીગળવું.
દ્રવ્ય (ના) ધન, દોલત, એક પદાર્થ (ન્યાયમાં).
દ્રાક્ષ (ના) દરાખ, એક વેલ, તેનાં ફળ.
દ્રુ (ના) ધ્રુવ.
દ્રુમ (ના) વૃક્ષ, ઝાડ, તરુ.
દ્રોણ (ના) દડિયો. દ્રોણાચાર્ય.
દ્રોહ (ના) વૈરબુદ્ધિથી અપકાર. દગો.
દ્રોહી (ના) કપટી, વૈરભાવવાળો.
દ્વન્દ્વ (ના) જુગલ, જોડ. એક સમાસ.
દ્વન્દ્વયુદ્ધ (ના)સરખે સરખા બે જણાની કુસ્તી.
દ્વાદશ (વિ) બાર, ૧૨ (સંખ્યા). રાશિ તથા સંક્રાંત, અપ્સરા, આચાર્ય, આદિત્ય, અરણ્ય, સૂર્યની કળા, જ્યોતિર્લિંગ, તિલકછાપાં, પુત્રો, બ્રાહ્મણના ગુણ, વર્ષના મહિના, અમાસ, વગેરે બાર ગણાય છે.
દ્વાદશી (ના) બારસ, બારમી તિથિ.
દ્વાપર (ના) ત્રીજો યુગ. ૮૬૪૦૦૦ વર્ષ,
દ્વાર (ના) બારણું, કમાડ, દરવાજો.
દ્વારપાળ (ના) પોળિયો, દરવાન.
દ્વિજ(ના) ત્રૈવર્ણિક. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય.
દ્વિતીયા(ના)બીજ. બીજી વિભક્તિ(વ્યાકરણમાં).
દ્વિદલ (ના) દાળ, કઠોળ.
દ્વિધા (ના) બે પ્રકારે.
દ્વીપ (ના) બેટ, ટાપુ. ખંડ.
દ્વીપકલ્પ (ના) ત્રણ બાજુ પાણીવાળો જમીનનો પ્રદેશ.
દ્વે (વિ) બે, ૨ (સંખ્યા).
દ્વેષ (ના) વેર, ખાર, કીનો.
દ્વેષી (ના) ખારીલું, કીનાખોર.
દ્વૈત (વિ) બે.
દ્વૈતમત (ના) જગત્ અને ઈશ્વર બે જુદાં, છે અથવા જીવ અને ઈશ્વર જુદા છે એવો સિદ્ધાંત.
દ્વૈતવાદી (વિ) દ્વૈત મત માનનાર. મધ્વ સંપ્રદાયી.

## ધ.

ધ (ના) ૧૯ મો વ્યંજન.
ધકધકતું (વિ) સળગતું, બળતું.
ધકધકવું (ક્રિ) ઝડપથી કામ ચલાવવું.
ધકેલવું (ક્રિ) ધક્કો મારી ખસેડવું, હડસેલવું.
ધક્કાધક્કી (ના) એકમેકને ધક્કા મારવા તે.
ધક્કો(ના) હડસેલો, ઠોંસો. તોટો. ફેરો. આંટો.
ધખ (ના) સોસ, તરસ (પાણીની).
ધખવું (ક્રિ) ખીજાવું, ભઠવું, ચીઢાવું.
ધગડું (ના) કુલું, ઢગરું. હલકો સીપાઈ.
ધગધગતું (વિ) બળતું, સળગતું, ઘણું તપેલું.
ધગધગવું (ક્રિ) ઘણું ગરમ થવું, દાઝવું, બળવું.
ધગા, ધગારી, (ના) ધગી તાવની ધીકડી.
ધચુપચુ (અ) ઢચુપચુ, આનાકાની, સંશયી સ્થિતિ.
ધજ (વિ) જોરદાર. મોટું, શ્રીકાર.
ધજા (ના) ધ્વજ, વાવટો, નિશાણ. પ્રખ્યાતિ.
ધડ (ના) કબંધ, ડોકરહિત શરીર.
ધડ (અ) એકદમ, સ્પષ્ટ રીતે ન અચકાતાં.
ધડકણ (વિ) કાયર.
ધડક ધડક (અ) શ્વાસના ઝીણા અવાજનું અનુકરણ.
ધડકવું (ક્રિ)જોરમાં શ્વાસોશ્વાસ ચાલવો. બીવું.
ધડધડ (અ) ધડક ધડક, એકદમ.
ધડધડાટ (ના) ગર્જના. (અ) એકદમ.
ધડાકો (ના) મોટો અવાજ.
ધડાધડ (ના)ટપોટપ. ધડધડ અવાજ થાય તેમ.
ધડાધડી (ના) મારામારી. અવાજ થવા. જોશમાં ચાલવું. ધમાલ.
ધડી (ના) નિયમિત જોખ.
ધડો(ના)તાજવાની ખોધ. નિયમ. પાઠ. નિશ્ચય.
ધણધણ (અ) જોશમાં બળતાં થતો અવાજ.
ધણધણવું (ક્રિ) જોશમાં બળવું. બીહીવું.
ધણધણાવવું(ક્રિ)ધણધણે તેમ કરવું, ધમકાવવું.
ધણિયાણી (ના) પરણેલી સ્ત્રી, વહૂ. માલિકણ.
ધણિયાતું (વિ) માલિકવાળું.
ધણી (વિ) વર, પતિ. માલિક. સ્વામી.

ધત (અ) તુચ્છકાર અર્થે.
ધતિંગ (ના) તોફાન. ઢોંગ, પાખંડ.
ધતૂરો (ના) ધત્તૂર, ધન્તુરો. એક ફૂલ.
ધધડાવવું (ક્રિ) જોશમાં કામ ચલાવવું. ધમકાવવું.
ધધડાવરાવવું (ક્રિ) કોઇની મારફત ધધડાવવું.
ધધણાવવું (વિ) ધણધણાવવું.
ધન (ના) દ્રવ્ય, દોલત, નાણું, પૈસા શ્રી. એક
ધન (અ) ધન્ય ! સાબાશ ! વાહવા ! [રાશિ.
ધનક (વિ) ટપકાંવાળું પીળું. (કાપડ).
ધનગર (ના) ભરવાડ.
ધનંજય (ના) અર્જુન (શત્રુના ધનને જીતનાર).
ધનતેરસ (ના) આશો વદ ૧૩, ધનત્રયોદશી.
ધનદ (ના) કુબેર, ધનાધિપ.
ધનધન (અ) ધન્ય અવાજનું અનુકરણ.
ધનરેખા (ના) ધનસૂચક હાથેલીના કાપા.
ધનવત્તર (વિ) ધનેતર. સરસ.
ધનવંત, ધનવાન્, ધનાઢય (વિ) શ્રીમંત, વૈ-
ધનહરી (ના) કરમાણી અજમો. [સાદાર.
ધનાધિપ (ના) કુબેર. ભંડારી.
ધનાસરી (ના) ધન્યાશ્રી, ત્રીજા પહોરની એક
ધનિષ્ઠા (ના) એક નક્ષત્ર. [રાગણી.
ધની (વિ) ધનવાન્. (ના) ધણી.
ધનુ:પટ (ના) ચારોલી.
ધનુ, ધનુખ (ના) ધનુષ્ય, કમાન, કામઠું.
ધનુર (ના) એક સનેપાત.
ધનુર્ધર (ના) ધન્વી, ધનુર્ધારી, ધનુષ્માન.
ધનુર્માસ (ના) ધનસંક્રાંતિનો મહિનો.
ધનુર્વિદ્યા (ના) બાણ મારવાની કળા.
ધનુષ્ય (ના) કામઠું. મેઘ ધનુષ્ય.
ધનેતર (વિ) સહુથી સારૂં. ધનવાન્.
ધન્તર (ના) જાદુટોણું. હાથચાલાકી.
ધન્તુરો (ના) ધતૂરો. એ શિવને ચઢેછે.
ધન્ધ (ના) ધમસાણ. ઉપાધિ, ધંધો.
ધન્ધાદાર (વિ) કારીગર. (ના) વેપારી.
ધન્ધો (ના) વેપાર, ઉદ્યમ. નિત્યનો અભ્યાસ.
ધન્ય (વિ) કૃતાર્થ, ભાગ્યશાળી. સારૂં.
ધન્ય !(અ) સાબાશ ! વાહવા ! ભલે ! ઠીક કીધું!
ધન્વન્તરી (ના) દેવતાઓનો વૈદ્ય. સર્વ રોગ
મટાડનાર વૈદ. [જો તે.
ધપકારો (ના) ધબકારો, ધબધબ અવાજ થ-
ધપ્પાબાજી (ના) ધબ્બાની રમત. ધોલધબ્બા
ધપ્પો (ના) ધબ્બો, જોશમાં મારેલો ટપલો
ધબ (અ) અવાજનું અનુકરણ. સ્તબ્ધ.
ધબકારો (ના) ધબધબનો અવાજ.
ધબધબો (ના) ધોધ, ઉત્સ, પ્રસ્રવણ.
ધબવું (ક્રિ) પડવું, દેવાળું કાઢવું. જીવ જવો
ધબાકો (ના) ધબકારો.
ધબાધબી (ના) મારામારી.
ધબોડવું (ક્રિ) ધોકા મારવા. ટીપવું.
ધબ્બાબાજી (ના) ધપ્પાબાજી, ધોલધપ્પા.
ધબ્બો (ના) ધોલ, ધપ્પો.
ધમ, (અ) અવાજનું અનુકરણ. જોશમાં.
ધમક (ના) જોશ. શૌર્ય. (વિ) તેજદાર.
ધમકાવવું (ક્રિ) બીવડાવવું, ઠપકો દેવો. ચલા
ધમકી (ના) બીક, ધાસ્તી ઠપકો. [વવું
ધમણ (ના) ધમની, નળીવાળી ચામડાની થે
લી. ગાડીનો કમાનદાર પડદો. નાની તમેણ
ધમણવું (ક્રિ) ધમણથી અગ્નિ વધારવો.
ધમધમ (અ) અવાજનું અનુકરણ.
ધમધમવું (ક્રિ) ગરમીનું જોર વધવું.
ધમધમાવવું (ક્રિ) અગ્નિ વધારવો. ધમા
ચલાવવી. ધમકાવવું.
ધમધમાવરાવવું (ક્રિ) બીજાની મારફત ધમધ
ધમધોકારે (ના) જોશથી અને ઝડપથી. [માવવું
ધમન, ધમની (ના) નાડી, નસ. ધમણ.
ધમવું (ક્રિ) ધમણ ચાંપવી. વીંજવું.
ધમાચકડી (ના) ટંટો ફિસાદ મારામારી.
ધમાધમી (ના) મારામારી, લડાલડ.
ધમાર (ના) ગાયનનો એક તાલ.
ધમારવું (ક્રિ) પશુને નવડાવવું.
ધમાસો (ના) એક ઔષધિ.
ધર (પ્ર) ધરનાર, રાખનાર અર્થે. જેમ મણિધર
ધર (ના) બાંધપરનો ધરીનો ભાગ. બેને
સંકેત. જોડાતા બળદના વર્ષ. ધોરણ. પર્વ
ધર (અ) ધડ. મૂળથી.
ધરણ (ના) ઢાળ, ચાલ, ઢપ (ગાવાની).
ધરણી (ના) ભોંય. (જુઓ તેતાળીસ, પૃષ્ટ ૧૬૦
ધરણું (ના) ત્રાગું, જબરદસ્તી.
ધરતી (ના) ધરિત્રી, ધરણી, જમીન.
ધરતીકમ્પ (ના) ભૂકંપ, પૃથ્વીનું ડોલવું તે.

ધરપચ, ધરપત (ના) ખોટી ધાસ્તી, પતરજ.
ધરમ (ના) ધર્મ.
ધરમખાતું (ના) પરોપકાર માટે કાઢેલા દ્રવ્યનું ખાતું.
ધરમધક્કો (ના) ફોકટ ફેરો.
ધરવું (ક્રિ) પકડવું, ઝાલવું. ધારણ કરવું. નિવેદન કરવું.
ધરા (ના)ભૂમિ. (૪૩ નામો જુઓ પૃષ્ઠ ૧૯૦).
ધરાઈ (ના) આણ, દુવાઈ. ધરામણી.
ધરાધર (ના) પૃથ્વી ધરનાર, શેષનાગ.
ધરાર (અ) અલબત, બેશક.
ધરાર (ના) ગાલ્લીમાં અગાડી વધતો ભાર.
ધરાવવું (ક્રિ) દરકાર રાખવી, ઝલાવવું પાસે મૂકવું.
ધરાવરાવવું (ક્રિ) કોઇની મારફત ધરાવવું.
ધરાવું (ક્રિ) તૃપ્ત થવું, સંતોખાવું.
ધરી (ના) પૈડાં ભેરવવાની દાંડી. ઘોરિયાને ઝૂસરી જ્યાં બંધાયછે તે જગા. આધાર.
ધરો (ના) ગાડીના આંકમાં જડેલો લોહનો દાંડો. કરાડો.
ધર્મ (ના) ઈશ્વરી આજ્ઞા, સુખનું સાધન. આવશ્યક કર્તવ્ય. ઈશ્વરી જ્ઞાન મેળવવાનો માર્ગ. ધર્મમાર્ગદર્શક સંપ્રદાય. ગુણ, સ્વભાવ. દાન. ન્યાય. યમ. યુધિષ્ઠિર. જૈનનો એક તીર્થંકર. પુણ્ય.
ધર્મચિંતા (ના) ઉપાધિ.
ધર્મદાન (ના) પુણ્ય અને દાન.
ધર્મધુરન્ધર (વિ) દાનશીલ, ધર્મની ધૂસરી ધરનાર.
ધર્મધ્વજી (ના) ધર્મઢોંગી.
ધર્મપત્તન (ના) મરી, એક મસાલો. ધરમપુર.
ધર્મપત્રિકા (ના) જ્ઞાન દેવા સંબંધી લેખ.
ધર્મપુત્ર (ના) ધર્મ થશે, એમ માની પાળેલો છોકરો.
ધર્મપુસ્તક (ના) ઈશ્વરી આજ્ઞાનો ગ્રંથ. હિંદુનો વેદ, પારસીની અવસ્તા, મુસલમાનનું કુરાન, ખ્રિસ્તીનું બાઈબલ.
ધર્મયુદ્ધ (ના) ધર્મને માટે યુદ્ધ. નિષ્કપટ યુદ્ધ.
ધર્મરાજ (ના) બુદ્ધ, સુગત, જિન.
ધર્મશાસ્ત્ર (ના)ધર્મપુસ્તક. ધર્મ સંબંધી શિક્ષા.
ધર્મસંહિતા (ના) સ્મૃતિ, ધર્મશાસ્ત્ર.
ધર્માત્મા (વિ) ધર્મ કરનાર, દાનશીળ.
ધર્માદા, ધર્માદાય (વિ) ધર્મ નિમિત્તે આપેલું.
ધર્માન્ધ (વિ) આંધળાની પેઠે ધર્મ માર્ગમાં દોરાતો.
ધર્માર્થે (વિ) ધર્માદા. પુણ્યાર્થે.
ધર્મિષ્ઠ, ધર્મી (વિ) ધર્મ પાળનાર. દાતારી.
ધર્મોપદેશક (ના) ધર્મબોધ, ધર્મ સંબંધી ઉપદેશ.
ધવ (ના) પુષ્ટિ, તેજ. ધણી. લક્ષ્મી.
ધવડાવવું (ક્રિ) ધવાડવું, ધાવે તેમ કરવું.
ધવડાવરાવવું (ક્રિ) ત્રીજા પાસે ધવડાવવું.
ધવલ (વિ) ધોળું, સફેત, શ્વેત.
ધવળ (ના) ધોળ, માંગળિક ગીત.
ધવાડવું (ક્રિ) સ્તન પાન કરાવવું.
ધવિત્ર (ના) હરણના ચામડાનો પંખો.
ધસવું (ક્રિ) જોરસાથી ચાલવું. આગળ વધવું. ખસીને પડવું.
ધસારો (ના) હલ્લો. તુટ. વધઘટ.
ધસાવડો (ના) ધસારો. પેસારો.
ધાંધલ (ના) ગડબડ, તોફાન.
ધાંધલિયું (વિ) ધાંધલ કરનાર.
ધાઇ (ના) સ્તન, થાન, પયોધર.
ધાક (ના) બીક, ડર, ધાસ્તી. કરપ.
ધાગલું (ક્રિ) ધાકમાં રહેલું.
ધાગો (ના) દોરો, દોરડો.
ધાટી (ના) લઢણ, ચાલ, તરેહ.
ધાડ (ના) લૂટારાની ટોળી. તોફાની ટોળું.
ધાડાધાડ (ના) ઘણીજ ઉતાવળ.
ધાડું (ના) ટોળું, જથો.
ધાણા (ના) એક મસાલો.
ધાણાની ભાજી (ના) કોથમીર.
ધાણિયા ઘઉ (ના) એક જાતના ઘઉ.
ધાણિગોગુંદર (ના) એક જાતનો ગુંદર.
ધાણી (ના) સેકયાથી ફૂટેલું ધાન્ય.
ધાત (ના) વીર્ય. ચાદી.
ધાતકી (ના) ધાતુપુષ્પિકા, એક ઓષધિ.
ધાતવું (ક્રિ) અનુકૂળ આવવું, ફાવવું. છાજવું.
ધાતા (ના) બ્રહ્મા, કમલાસન.
ધાતુ (ના) ધાત, ખનિજ પદાર્થ. ક્રિયાપદનું મૂળરૂપ.
ધાતુક્ષય (ના) વીર્યનો ઘટાડો.
ધાતુપુષ્પિકા (ના)ધાતકી, ધાવડી, એક ઓષધિ.
ધાતૃ (ના) ધાતા, બ્રહ્મા.
ધાત્રી (ના) ભૂમિ (જુઓ પૃષ્ઠ ૧૯૦ તે

ધાન (ના) ધાન્ય, રાંધેલું અનાજ.
ધાનચુણિ (વિ) ધાન માટે ટળવળતું.
ધાન્ય (ના) અનાજ, અન્ન, દાણા.
ધાપ (ના) છક્કડ. ઉતાવળી ચૂક.
ધાપટધિંગું (વિ) લઠ્ઠ, પુષ્ટ (શરીરે).
ધાબડવું (ક્રિ) પહેરાવવું, છેતરવું.
ધાબલી (ના) ધાબું, નાની અગાસી.
ધાબળી (ના) નાનો ધાબળો, કામળી.
ધાબળો (ના) કામળો. બુન્નસ, બનૂસ.
ધાબું, ધાભું (ના) અગાસીની ઉપરની અગાસી. લાવરી પકડવાનો ફાંદો.
ધામ (ના) સ્થળ, ઘર, મંદિર.
ધામણ (ના) એક જાતનો સર્પ.
ધામણી (ના) શરીરે ભરાઉ ભેંસ.
ધામધૂમ (ના) ગરબડ. ધમપછાડ.
ધામા (ના) પડાવ. અડે દ્વારકા.
ધાયરી (ના) ધાતકી. ધાતુપુષ્પિકા, એક ઔષધિ.
ધાર (ના) ધારા. કોર, વાઢ. કારણ.
ધારક (પ્ર) ધરનાર. જેમ આજ્ઞાધારક.
ધારણ (ના) ધરવાની ક્રિયા. ધડી. ઊભો થાંભલો.
ધારણ (વિ) નિશ્ચળ, દૃઢ. જબર.
ધારણા (ના) સ્મરણશક્તિ, અવધાન તર્ક.
ધારણિયો (ના) ધારણ, ઘરનો ઊભો થંભ.
ધારવું (ક્રિ) વિચારવું. કલ્પવું. અટકળવું.
ધારા (ના) ધાર. કાયદા.
ધારિયું (ના) એક દાતરડા જેવું હથિયાર.
ધારિષ્ઠ (ના) સહનશીલતા. ઠરેલવૃત્તિ, ધૃષ્ટતા.
ધારી (પ્ર) ધરનાર અર્થે. જેમ, વેશધારી. જટાધારી.
ધારો (ના) નિયમ. વહીવટ. કાયદો.
ધાવ (ના) આયા. ધવડાવવાને રાખેલી સ્ત્રી.
ધાવણ (ના) થાનમાંનું દૂધ.
ધાવણું (વિ) ધાવતું હોય તેવું (બાળક).
ધાવરી (ના) એક વસાણું.
ધાવરું (ના) રણશિંગું. એક રોગ.
ધાવવું (ક્રિ) સ્તનપાન કરવું.
ધાવું (ક્રિ) દોડવું, ઉતાવળે ચાલવું.
ધાસકો (ના) ઓચિંતી બીક. ફાળ.
ધાસતી (ના) બીક, દેહેશત. કાળજી.
ધિંગાણું (ના) ધાડું, યુદ્ધ. તોફાન. દ્વંદ્વયુદ્ધ.
ધિક્ (અ) ધિક્કાર અર્થે.
ધિક્કાર (ના) તુચ્છકાર, તિરસ્કાર.
ધિક્કારવું (ક્રિ) ધિક્કાર કરવો. તુચ્છ માનવું.
ધિક્કૃત (વિ) ધિક્કારેલું.
ધિંગું (ના) જબરદસ્ત, સમર્થ.
ધિષણ (ના) ગુરુ, બૃહસ્પતિ, સુરાચાર્ય.
ધિષણા (ના) ધી, બુદ્ધિ, મનીષા, પ્રજ્ઞા, શેમુષી
ધિષ્ણ્ય (ના) સ્થાન, ગૃહ, ઘર.
ધી (ના) બુદ્ધિ, અક્કલ, મતિ. દીકરી.
ધીકવું (ક્રિ) ગરમાટો થવો. ઊનું રહેવું.
ધીકો (ના) વાંસાપર મારવાનો હાથનો ઘા
ધીજ (ના) અસાધારણ પ્રતિજ્ઞા. અપૂર્વ શિક્ષા
ધીટ (વિ) કઠણ છાતીનું, અડગ. હિમ્મતવાન
ધીબવું (ક્રિ) ધબોડવું, ધીકા મારવા.
ધીબોધીબ (અ) એવા અવાજનું અનુકરણ.
ધીમંત (વિ) ધીમાન્, બુદ્ધિમંત, અક્કલમંદ
ધીમર (ના) ધીવર, માછી.
ધીમું (વિ) વિલમ્બ કરનાર. શાંત. ધીરું.
ધીમેધીમે (અ) આસ્તે આસ્તે, હળવે હળવે
ધીર (ના) પતીજ. ધીરજ, ધૃતિ, ધૈર્ય.
ધીર (ના) ધૈર્યવાન્. અડગ.
ધીરજ (ના) સબૂરી, ઠરેલ વૃત્તિ, ધૈર્ય.
ધીરવું (ક્રિ) ઉધાર આપવું. ભરોસે સોંપવું
ધીરું (વિ) ધીમું. ધીરના જેવું.
ધુંધળકું, ધુંધળું (ના) સમીસાંજનો ઝાંખો પ્રકાશ
ધુંવર (ના) ધુમ્મર.
ધુંવો (ના) ધુમ્ર, ધૂમાડો, ધુણી.
ધુંશળ, ધુંસરી, ધુંસરું (ના) ઝૂસરી, ધૂરી.
ધુજવું (ક્રિ) કંપવું, ધ્રુજવું, કાંપવું.
ધુજારી, ધુજારો (ના) કંપારી. એક રોગ.
ધુજાવવું (ક્રિ) ધુજે તેમ કરવું. ગભરાવવું.
ધુણવું (ક્રિ) હાલ્યા કરવું. હલાવવું.
ધુણાવવું (ક્રિ) ધુણે તેમ કરવું. નાણું કઢાવવું
ધુણી (ના) ધુમ્ર, ધુમાડો.
ધુત (અ) ધિક્કાર અર્થે. જેમ હડેધુત.
ધુતકારવું (ક્રિ) તરછોડવું. તિરસ્કારવું.
ધુધુ (અ) એવા અવાજની નકલ.
ધુન, ધુન્દ (ના) લગન, નિમગ્નતા, લેહ.
ધુન્ધવાવું (ક્રિ) ધૂમાડો થવો.
ધુન્દી (ના) ધુનવાળો, લહેરી.
ધુમ (અ) ઝડપ અને જોશમાં.

ધુમધામ (ના) ધામધુમ, ગડબડ. ઠાઠ.
ધુમધોકાર (અ) ધુમ, ઝડપ અને જોશમાં.
ધુંમાર (ના) ધમાર. એક ગાયન તથા તેનો [તાલ.
ધુરન્ધર (વિ) મુખી, અગ્રેસર. ભવ્ય.
ધુરંપત (ના) ધરપચ, ખોટો દમ.
ધુરીણ (ના) ધુરા ધરનાર, બળદ.
ધુસકો (ના) ભેંકડો, ઓચિંતા રૂદનનો નાદ.
ધૂડ (ના) ધૂળ, રજકણ.
ધૂત, ધૂતારો (વિ) ધૂર્ત્ત, ઠગ, કપટી.
ધૂતાવું (ક્રિ) ઠગાવું, છેતરાવું.
ધૂધળું (ના) ધુંધળું, સાંજ સવારનો ઝાંખો પ્ર- [કાશ.
ધૂન (ના) અવાજનો ઘોર. ધુન્દ.
ધૂપ (ના) સુગંધી ધૂમાડો. તડાકો.
ધૂપડું, ધૂપતેલ, (ના) ધૂપેલ.
ધૂપવું (ક્રિ) ધૂપ દેવો. [તેલ.
ધૂપેલ (ના) સ્ત્રીના માથામાં નાંખવાનું સુગંધી
ધૂપેલિયો (ના) ધૂપેલ કરનાર તથા વેચનાર.
ધૂમ (ના) ધૂમ્ર, ધૂમાડો.
ધૂમકેતુ (ના) પૂછડિયો તારો.
ધૂમર (ના) ધૂમાડા જેવી હવા.
ધૂમાડિયું (ના) ધૂમાડો જવાનું બાકોરું, ચીમની.
ધૂમાડો (ના) ધુમ્ર, ધૂર.
ધૂમાતું (વિ) બળિયેલ, ધૂમાડો કરતું.
ધૂર્ત્ત (વિ) ઠગ. ચતુર, વિચક્ષણ.
ધૂલિ (ના) ધૂળ, રજ.
ધૂલિવંદન (ના) ધૂળ ઉરાડવી તે.
ધૂળ (ના) રજ. ભૂકો.
ધૂળકોટ (ના) ચોમેર ઘણી ધૂળ ઉડી રહેવી તે.
ધૂળધાણી (અ) ફરે મૂકામ, ફના ફાતિયાં, ખરાબ ખસ્તા. [એમ ગણવું.
ધૂળ નાંખવી (ક્રિ) બળ્યું, હશે, દીસતું રહ્યું,
ધૂળધોયું (વિ) ધૂળવાળું.
ધૂળ પડવી (ક્રિ) ઝાંખ વળવી, વ્યર્થ જવું.
ધૂળપડવો (ના) હોળીનો પડવો, ફાગણ વદ ૧.
ધૂળવળવું (ક્રિ) બગડવું, ખરાબ થવું.
ધૃતિ (ના) ધારણા. ધીરજ, ધૈર્ય.
ધેડ (ના) એક નીચી શૂદ્ર જાતિ.
ધેડ (વિ) હલકું, નીચ.
ધેડગુજરી (વિ) અશુદ્ધ, ભ્રષ્ટ (બોલી). [થવું તે.
ધેડફજેતી (ના) ગાળો ભાંડી લડીને ખાજા એક
ધેડવાડો (ના) હલકા લોકોની વસતી.
ધેડિયું (ના) ધેડ સરખું, નીચ. હલકું.
ધેડો (ના) ધેડ જાતિનો પુરૂષ.
ધેડી (ના) ધેડની સ્ત્રી.
ધેણ (ના) અધરણી રાત, સીમંતિણી.
ધેન, ધેનુ (ના) ગાય, ગૌ.
ધેનુકા (ના) હાથણી, કરિણી, વશા.
ધેરવાવું (ક્રિ) ઘોડાને પાણી પાવું.
ધૈર્ય (ના) ધીરજ, સબૂરી.
ધૈવત (ના) ગાયનના ૭ સ્વરમાંનો છઠ્ઠો.
ધોંડો (ના) પથ્થર, અશ્મ, પહાણો.
ધોંસો (ના) ગાયનની એક તરેહ. ઝાંસો. એક [કાપડ.
ધો (ના) ધોવાની ઝીક. (ધા) ધોવું.
ધોકડું, ધોકડો (ના) રૂની ગાંસડી. દેહ.
ધોકારાબંધ (અ) ઝડપથી ને જોશમાં.
ધોકો (ના) સોટો, લઠ. નુકસાન. દુઃખ.
ધોખો (ના) દુઃખ. નુકસાન, ધક્કો. ધાસ્કો.
ધોણ (ના) ધોવણ, ધોતાં નીકળેલું પાણી.
ધોતર (ના) ધોતિયું. ધેપાડું.
ધોતલી (ના) બચકાની, બાળકનું ધોતિયું.
ધોતાળ (વિ) ઉદાર. ઉડાઉ.
ધોતિયું (ના) ધૌત્ર, ધોતર, ધેપાડું.
ધોધવો (ના) દદુડો, મોટી ધાર. (પાણીની).
ધોધો (અ) પાણીના અવાજની નકલ.
ધોનારવું (ક્રિ) મારવું.
ધોપટી (ના) હજામની કોથળી.
ધોબણ (ના) ધોબીની સ્ત્રી.
ધોબાં (બા) ઇંટ.
ધોબી (ના) પરિટ, કપડાં ધોનાર. મૂર્ખ.
ધોબીઘટ્ટો (ના) કપડાં ધોવાનો ઘાટ.
ધોબું (ના) મૂર્ખ. બેવકુફ.
ધોબો (ના) ખોબો, પોશ. (વિ) ઠોઠ.
ધોરણ (ના) નિયમ. બંધારણ. નિશ્ચય. ઇયત્તા.
ધોરિતક (ના) તુરકી ચાલ (ઘોડાની).
ધોરિયો (ના) નીક. ગાડીનો પુલ.
ધોરી (વિ) સરિયામ, સીધું. મોટું, મુખ્ય.
ધોરો (ના) થોડી ઊંચી ભીત. ઓટલાનો મોટો [ગોખલો.
ધોલ (ના) ટપલો. થાપટ.
ધોવડાવવું (ક્રિ) ધોય તેમ કરવું.
ધોવણ (ના) ધોણ. ધોવાની સફાઈ.

ધોવું (ક્રિ) ધાવન કરવું, મેલ કાઢવો.
ધોળ (ના) ધવલ, મંગળ ગીત.
ધોળવું (ના) રગડો. મહો.
ધોળવું(ક્રિ)ધોળું કરવું. ચૂનો લગાડવો. ઉકાળવું.
ધોળાવવું (ક્રિ) ચૂનો લગડાવવો.
ધોળાસ (ના) જરાક ધોળાપણું.
ધોળિયો (ના) ધોળો પુરુષ, બળદ વગેરે.
ધોળીમુસળી (ના) એક ઓસડિયું.
ધોળું (વિ) ધવલ, ઉજળું ફીકું.
ધોળેદીસે (આ) સૌના દેખતાં દિવસે.
ધોત્ર (ના) ધોતર, ધોતિયું, થેપાડું.
ધૌમ્યઋષિ (ના) પાંડવના કુળ ગોર.
ધૌરેય (ના) ધુરી ધરનાર, બળદ, વૃષભ, બેલ.
ધ્યાતા (ના) ધ્યાન ધરનાર. [પસંદગી.
ધ્યાન (ના) ઊંડો વિચાર. ચિત્ત. ખંત. સ્મરણ.
ધ્યાની (વિ) ધ્યાતા. વિચારમાં નિમગ્ન.
ધ્યામ (વિ) મેલું, ગંદું. એક ઘાસ.
ધ્યાસ (ના) અધ્યાસ, એક સરખો વિચાર.
ધ્યેય (વિ) વિચાર કરવા યોગ્ય. (ના) વિ-
ચારવાની વસ્તુ. [કકડો.
ધ્રાગવું (ના) કસાડને જડેલો આડો લાકડાનો
ધ્રાવું (ક્રિ) અધરકાવું. અખરાવવું. ધરાવું.
ધ્રુપદ (ના) એક મોટું ગાયન.
ધ્રુજવું (ના) કાંપવું, થરથરવું.
ધ્રુવ (ના) પૃથ્વીનો ઉત્તર દક્ષિણ છેડો. ઉત્ત-
રનો તારો. ઉત્તાનપાદ રાજાનો પુત્ર. એક
ધ્રુવક (ના) ધ્રુપદ, ટેર. [દિનયોગ.
ધ્રુવપદ (ના) અચળપદ. ગાયનમાં ટેક, મોરો.
ધ્રુવવૃત્ત (ના) ધ્રુવથી રચા અક્ષાંશમાંનો પ્ર-
દેશ. તે દર્શક નકશાની રેષા.
ધ્રોલિયું (ના) છાસનું મોટું દોહણું.
ધ્વંશ (ના) નાશ.
ધ્વજ (ના) ધ્વજ, નિશાન, વાવટો.
ધ્વજપ્રહરણ (ના) પવન, વાયરો.
ધ્વનિ (ના) સ્વર. અવાજ. રહસ્ય. રસસૂચક
ધ્વનિગ્રહ (ના) કાન, શ્રુતિ, શ્રવણ. [વાક્યાર્થ.
ધ્વસ્ત (ના) ભ્રષ્ટ, સ્યુત, ગલિત.
ધ્વાંક્ષ (ના) કાગડો, બલિપુષ્ટ, કાક, વાયસ.
ધ્વાન (ના) નાદ, રવ, ઘોષ, અવાજ, સાદ.
ધ્વાન્ત (ના) અંધકાર.

## ન.

ન (ના) વીશમો વ્યંજન.
ન (અ) નિષેધ અર્થે. જેમ નકામું, નનામું.
નકટું (વિ) નાક વગરનું. ટેક વિનાનું.
નકરૂં (વિ) નર્યું, માત્ર. કર વગરનું. સ્વતંત્ર.
નકલ (ના) કોપી (અંગ્રેજી), અનુકરણ. હે-
કાયત. પ્રતિ. મશ્કરી.
નકલી (વિ) નકલ કરનાર. મશ્કરો.
નકશી (ના) ચિત્રેલી તરેહ, કોતરેલી ભાત.
નકશીદાર (વિ) નકશીવાળું.
નકશો (ના) રૂપરેખા, આકૃતિ. મેપ, પ્લાન,
નકામું (વિ) નિરર્થક ફોકટ, વ્યર્થ. [(અંગ્રેજી).
નકાર (ના) ન. ના. (અર્થનું કથન).
નકારવું (ક્રિ) ના કહેવી.
નકારૂં (વિ) નરસું, ખરાબ, નઠારૂં.
નકાશો (ના) નકશો.
નકાસ (ના) ખાટકીનો બજાર. ફાંસીની જગા
નકી, નકીબ (ના) નેકી, ચોપદારનો જયઘો
નકીર (ના) લીટી, ઓળ, રેખા.
નકુલ (ના) નોળિયો, એક પ્રાણી.
નકુલેષ્ટા (ના) રાસના, નાકુલી, એક ઔષધિ.
નકુચો, નકુચો(ના) સાંકળ ભેરવાનો આંકડો.
નકોરડો (વિ) લાંઘણ, કડાકો, અપવાસ.
નક્કર (વિ) જડ. ભરેલું.
નક્કી (અ)નિશ્ચય અર્થે. ખરેખર, ચોકસ, જરૂર.
નક્ત (ના) રાત, દોષા.
નક્તક (ના) કર્પટ, લૂગડાનો કટકો.
નક્તમાલ (ના) કરંજ, એક ઔષધિ.
નક્ર (ના) ગાંડુલ, અળસિયો. એક જંતુ.
નક્ષત્ર (ના) તારો, તારામંડળ, ઉડુગણ.
નક્ષત્રી (વિ) ક્ષત્રી વિનાની.
નખ (ના) નખર, કરરુહ, પુનર્ભવ, પુનર્નવ.
નખતેલ (ના) નકૂલ, નખલાનું તેલ.
નખરાં, નખરાં (ના) લહેકા, શૃંગાર ચેષ્ટા.
ચાળાચસકાં, હાવભાવ.
નખરાબાજ (ના) નખરાં કરવામાં કાબેલ.
નખલો(ના)જડાવ ચાંદલો. ચહેરો. એક સુગંધી.
નખશિખ (અ) પગથી માથા લગી, નખથી
શિખા પર્યંત.

નખિયું } (ના) નખમા આકાર. નખેથી ખસ
નખિયાં } ઉતારી ફાડેલી સીંગ.
નખી (વિ) મોટા નખવાળું (જનાવર).
નખી (ના) મઢેલો નખ. (બાળકની કોટે બાં-
નખેતર (ના) નક્ષત્ર, તારા [ધવાનો).
નખોદ (ના) નસંતાન, ઉચ્છેદ, સત્યાનાશ.
નખોદિયું (વિ) નખોદ વાળનાર.
નખોરિયું (ના) નખનો ઉઝરડો-કાપો.
નગ (ના) પર્વત, પહાડ, ડુંગર.
નગદ (વિ) રોકડ. કીમતી, મૂલ્યવાન.
નગદી (ના) સિક્કાની ધાતુ. કીમતી માલ.
નગર (ના) પુર, શેહેર, કસબો.
નગરચર્ચા (ના) લોકવૃત્ત, ગામગપાટા.
નગરપડો (ના) ગામમાં ડાંડી પીટાવવી તે.
નગરશેઠ (ના) મહાજનનો-ગામનો-મુખી. પ-
નગરી (ના) નગર, પુર, શેહેર. [ટેલ.
નગરૂં (વિ) નઘરોળ, બેશરમ. કૃતઘ્ન.
નગારખાનું (ના) ટકોરખાનું, ચોઘડિયાં.
નગારચી (ના) નગારાં વગાડનાર. [આકાર.
નગારૂં (ના) એક વાદ્ય. ડમકો. નગારા જેવો
નગિના, નગિનો (ના) જડાવ દાગીનો. હીરો.
નગિનો (વિ) દેખાવડો. ચતુર, હોશિયાર.
નગુણું (વિ) અપકારી, ગુણપાડ ન માનનાર.
નગોડ. (ના) એક જાતનું ઝાડ.
નગૌક (ના) પંખી, પક્ષી, ખગ, વિહંગ, શકુન.
નગ્ન (વિ) નાગું, દિગંબર.
નઘરોળ (વિ) બેફીકરૂં, નફકરૂં.
નંખાવું (ક્રિ) અઢેલવું. ઢગલો થઇ પડવું. ઉ-
લટી થવી. [નમૂનો.
નંગ (ના) વીંટીમાંનો હીરો. દાગીનો. અપૂર્વ
નચાવવું (ક્રિ) નાચે તેમ કરવું, કુદાવવું. નૃત્ય
નચિંત (અ) નિશ્ચિંત. નિરાંત. [કરાવવું,
નચુકો (ના) નકુચો, આંકડો.
નચોવવું (ક્રિ) નીચોવવું, પીળવું.
નજદીક (અ) પાસે, પડોસમાં.
નજર (ના) દૃષ્ટિ. ધ્યાન. કૃપા. ભેટ. બક્ષિસ.
નજરકેદ(વિ) ઠેરવેલી હદ બહાર ન જવાય એવું.
નજરચૂક (ના) દૃષ્ટિદોષ, અજાણતાં થએલી ભૂલ.
નજરચોર (ના) આંખ ચોરાવનાર. [ક્તિ.
નજરબંધી (ના) આંખને ભૂલ ખવડાવવાની યુ-

નજરબાજ (વિ) સાવધ. દીર્ઘદૃષ્ટિ.
નજરાણું (ના) નજર આગળ મૂકેલી ભેટ, બક્ષિસ.
નજરાનજર (અ) આંખોઆંખ. સામસામા.
નજળો (ના) ઘડપણનો એક રોગ.
નજીક (અ) નજદીક, પાસે.
નજીવું (વિ) નિર્જીવ, નકામું, નિસ્સાર.
નજીસ (વિ) ખરાબ, ગંદુ. નઠારૂં.
નજુમ (ના) જ્યોતિષ, જોશ, ભવિષ્યફળ.
નજુમી (વિ) જ્યોતિર્વિદ, જોશી, દૈવજ્ઞ.
નટ (ના) નૃત્ય કરનાર. બહુરૂપી. એક રાગ,
નટવર (ના) નટમાં શ્રેષ્ઠ. શ્રીકૃષ્ણ. [ખેલ.
નટવાઈ (ના) આકાશચલ્લીની રમત.
નટવી (ના) નટની સ્ત્રી. નટનું કામ કરનાર સ્ત્રી.
નટવો, નટુવો (ના) નટનું કામ કરનાર પુરુષ.
નઠારૂં (વિ) ખરાબ, નરસું.
નઠોર (વિ) નફ્ફટ, નિર્લજ્જ.
નડ (ના) આડ, હરકત. નડ્ડો, દૂબળો.
નડતર (ના) નડ, અડચણ, વિઘ્ન.
નડવું (ક્રિ) હરકત કરવી. દુઃખ દેવું.
નડ્ડો (ના) દૂબળો. એક નીચ શૂદ્ર જાતિ.
નણદી (ના) વરની બેહેન, નણંદ.
નણદોઈ (ના) નણંદનો વર,
નણંદ (ના) નણદી, વરની બેહેન.
નતવાળિયો (ના) મૂઆ પાછળ નિત્ય જમ-
નથ (ના) વેસર, વાળી. [નારો બ્રાહ્મણ.
નથ (ક્રિ) નથી. (ગ્રામ્ય).
નથડી, નથણી (ના) નકવેસર, વાળી, વીટલી.
નથી (ક્રિ) છે નહિ.
નદ (ના) મોટી નદી, જેમ સિંધુ નદઃ
નદારત, નદારદ (અ) ફકફક્કા અર્થે.
નદાવા (અ) માગતાં પણ નહિં મળે એ અર્થે.
નદી (ના) સરિતા, તરંગિણી. [ક્રારગતી.
નધણિયાતું (વિ) ધણી વગરનું.
નનામું (વિ) નામવિનાનું, વગર સહીનું.
નનૈયો (ના) નકાર, ના, ન.
નન્દન (ના) દીકરો, પુત્ર, બેટા, તનય.
નંદનવન (ના) ઇંદ્રનો બાગ.
નંદવવું (ક્રિ) ખંડિત કરવું, કકડો કરવો.
નંદવાવું (ક્રિ), ખંડિત થવું, કટકા થવા.
નંદિની (ના) દીકરી, પુત્રી, બેટી, તનયા.

નંદી (ના) શિવનો પોઠીઓ. બળદ.
નન્નો (ના) નકાર, ન, ના.
નપુંસક (વિ) હીજડો, ખોજો. નાન્યતર. કાયર.
નફેરી (ના) એક વાજિંત્ર.
નફો (ના) કમાણી, ફાયદો, લાભ.
નફ્ફટ (વિ) બેશરમ, નિર્લજ, બેઅદબ.
નફ્ફર (ના) લોંડો, ગુલામ, ચૂકર.
નબળાઈ (ના) નબળી હાલત, અશક્તિ.
નબળું (વિ) નિર્બળ, અશક્ત.
નબાબ (ના) નવાબ, સૂબો.
નભ (અ) આકાશ, વ્યોમ, આસમાન.
નભવું (ક્રિ) નિભવું, ટકવું, ચાલવું.
નભાવ (ના) નિભાવ, ટકાવ.
નમણ (ના) દેવને નહવડાવ્યાનું પાણી.
નમતું (વિ) નમેલું, ઉતરતું, પાછલું.
નમન (ના) નમસ્કાર, વંદન. મંગળાચરણ.
નમનતાઈ (ના) નમ્રતા, વિનય. ગરીબાઈ.
નમણું (વિ) નમેલું, વળેલું.
નમવું (ક્રિ) નીચું વળવું. તાબે થવું. ઢળી
નમસ્કાર (ના) નમન. હાથજોડ. [પડવું.
નમાઈ (વિ) મા વિનાની.
નમાજ (ના) નિમાજ, બંદગી. (મુસલમાનની).
નમાયું (વિ) મા વગરનું.
નમાર (ના) વગર ખેડેલા ડાંગરના ચોખા.
નમાવવું (ક્રિ) નીચું વાળવું, હંફાવવું. શાંત કરવું.
નમૂનો (ના) માસલો, નકલ. આકાર. તરેહ.
નમેરૂં (વિ) મેહેરવિનાનું નિર્દય.
નમ્બર (ના) સંખ્યા, આંક, ક્રમ. વર્ગ.
નમ્ર (વિ) નમી પડેલું. વિનયી. સાલસ. તા-
નમ્રતા (ના) તાબેદારી, વિનય. [બેદાર.
નયન (ના) નેણ, નેત્ર, આંખ, લોચન.
નર (ના) પુરૂષ, મરદ. વીર.
નરક (ના) દોજખ. વિષ્ટા. અસહ્ય દુઃખ.
નરકકુંડ (ના) નરકનો ખાડો.
નરકવાસ (ના) પાપી પ્રાણીને પામવાની ગતિ.
નરખ (ના) નિરખ, કસ, તપાસ, નિરીક્ષા.
નરઘું (ના) એક વાદ્ય (એને સાંડી લગાડેલી
નરડો (ના) નઠ્ઠો દૂબળો. [હોય છે.)
નરતું (વિ) નઠારૂં, ખોટું, ખરાબ. તાત્કાળિક.
નરદમ (અ) નર્યું. શુદ્ધ. તત્ત્વ. તમામ.

નરપત, નરપતિ (ના) રાજા, હાકેમ, ભૂપાળ.
નરપલું (વિ) પાતળું, દૂબળું.
નરભે (વિ) નિર્ભય, બેફીકર. [જો
નરમ (વિ) સુંવાળું. પોચું. ધીરૂં. રાંક કમ
નરમાદા (ના) સ્ત્રીપુરૂષ. બારણું ફરવાનો ખીલો ને ચાપરો.
નરમાસ (ના) સાલસાઈ, નમ્રતા. કુમળાસ.
નરમો (ના) એક જાતનો કપાસ.
નરસ, નરસું (વિ) નઠારૂં, ખરાબ. નિરસ.
નરાજ (ના) ખોદવાનું હથિયાર, કોશ.
નરાણી (ના) નરેણી, નખ ઉતારવાનું ઓજાર.
નરૂં (વિ) નર્યું, એકલું, શુદ્ધ. અસલ.
નરેડાટ (વિ) ઉજ્જડ, વેરાન.
નરેણી (ના) નરાણી, નખ લેવાનું ઓજાર.
નરેન્દ્ર (ના) રાજા, નૃપતિ, ભૂપતિ.
નર્તન (ના) નૃત્ય, નાચ.
નલદ (ના) કાળા વાળાનું મૂળ, શીર, એક
નલિન (ના) કમળફૂલ, પદ્મ. [ઓષધિ.
નલિની (ના) કમલિની. કમળની દાંડી.
નવ (વિ) નવું, નુતન. ૯ (સંખ્યા).
નવ (અ) નહિ. [ટમો ભાગ.
નવટાંક (વિ) શેરના ૭૨ ટાંકને હિસાબે. શેરનો
નવટાંકી (ના) નવટાંક વજનનું કાટલું.
નવડો (ના) નવ, ૯ સંખ્યાનું ચિહ્ન.
નવતર (વિ) નવું. નવાઈ જેવું.
નવનવું (વિ) નવુંનવું.
નવનીત (ના) માખણ, લોણી, મસકો.
નવનિધ, નવનિધિ (ના) ૯ પ્રકારની નિધિ. (કચ્છપ, કુંદ, ખર્વ, નીલ, પદ્મ, મકર, મહાપદ્મ, મુકુંદ અને શંખ).
નવમી (ના) નોમ, નવમો દિવસ.
નવયૌવન (ના) તાજી જુવાની. તરૂણ નર.
નવયૌવના (ના) તરૂણી, નવા જોબનવંતી.
નવરંગી (વિ) નવા રંગનું. ઘણા રંગવાળું.
નવરત્ન (ના) ગોમેદ, નીલમ, પરવાળું, પાચ, પોખરાજ, માણેક, મોતી, લસણિયો અને હીરો.
નવરસ (ના) અદ્ભુત, કરૂણ, બીભત્સ, ભયાનક, રૌદ્ર, વીર, શાંત, શૃંગાર અને હાસ્ય.

નવરાત, નવરાત્રિ (ના) નોરતાં, આશો શુદ ૧ થી ૯ સુધીની રાતો.
નવરાશ (ના) અવકાશ; પરવાર, ફુરસદ.
નવરૂં (વિ) કામધંધા વિનાનું.
નવલ (વિ) નવું. નવીન, નવતર.
નવલ (ના) નવાઈ, આશ્ચર્ય.
નવલકથા (ના) દાદંબરી, કલ્પિતવાર્તા, નોવેલ.
નવલખી (વિ) નવ લાખની પુંજીવાળો.
નવલશાહીજી (વિ) શેઠાઈનું ડોલ ઘાલનાર.
નવસાગર, નવસાર (ના) એક જાતનો ખાર.
નવરો (ના) વર, વરરાજા, જીયાવર.
નવસ્ત્રું (વિ) નાગું, નગ્ન, દિગંબર.
નવાઈ (ના) નવલ, અચરતી. નવી ચીજ.
નવાજસ (ના) કૃપા, મેહેરબાની, દાન.
નવાજવું (ક્રિ) દઈ દેવું, દાન આપવું.
નવાણ (ના) જળાશય, નહાવાની જગા.
નવાણું (ના) નવ્વાણું, ૯૯ (સંખ્યા).
નવાબ (ના) નબાબ, બાદશાહ તરફનો સૂબો.
નવારસું (વિ) નધણિયાતું. વારસવિનાનું.
નવિ (અ) નહિ.
નવીજૂની (વિ) ન જાણેલી એવી (ખબર).
નવીન (વિ) નવું તાજું.
નવીસંદો (ના) કલ્પક, નવી ઈમારત ઉપજાવનાર. કારકુન. લેખક. [મંડાણું.
નવું (વિ) નવ, નવું, નવીન. હાલનું. તાજું.
નવુંજૂનું (વિ) જાણવા જેવું. હળીમળી રહેવું.
નવુંસવું (અ) નવુંજ, તરતનું હોય તેમ.
નવેણ (ના) રસોડું. અબોટ.
નવેણિયો (ના) રાંધણિયો, ભટ, પીરસનાર.
નવેનામે (અ) બીજે નામે. નવેસર.
નવેસર, નવેસરથી (અ) ફરીથી. નવું મંડાણ
નવોઢા (ના) તરતની પરણેલી સ્ત્રી. [કરીને.
નવ્વાણું (વિ) નવાણું, ૯૯ (સંખ્યા).
નશા (ના) નેસ.
નષ્ટ (વિ) નાશ પામેલું. નીચું. ભાંગેલું.
નસ (ના) રગ, શિરા. નેસ.
નસકોરી (ના) નાકમાંહેલું ચામડાનું પડ.
નસકોરૂં (ના) નાકનાં બે કાણાંમાંનું એકેક.
નસન્તાન (ના) નિસ્સંતાન, નિકંદન, નખોદ.
નસલ (ના) મૂળ, જડ. વંશ.
નસાડવું (ના) નાશી જાય તેમ કરવું.
નસિયત, નસિહત (ના) ઠપકો, સજા. શિક્ષા.
નસીબ (ના) દૈવ, ભાએગ, કરમ, ચાનસ.
નસીબદાર (વિ) ભાગ્યશાળી, દૈવવાન.
નસ્તર (ના) બે ધારવાળું અણીદાર હથિયાર.
નહર (ના) નેહેર. નળ. મોટી નીક.
નહવડાવવું (ક્રિ) સ્નાન કરાવવું. હુબાડવું. છેતરવું.
નહાણ (ના) અટકાવ, રજોદર્શન.
નહાણું (ના) વરને નહવડાવવાની રીતિ.
નહાતીધોતી (વિ) અડકાતી (સ્ત્રી).
નહાનું (વિ) નાનું, લઘુવયનું સાંકડું.
નહાનુંસુનું (વિ) જેવુંતેવું.
નહાલ (વિ) નિહાલ. પૂર્ણ. કૃતાર્થ.
નહાવણ (ના) સ્નાન.
નહાવું (ક્રિ) પાણીથી શરીર ધોવું, સ્નાન કરવું.
નહાસવું (ક્રિ) ભાગવું, દોડવું. [ખોવું.
નહિયા (ના) એક ઓજાર.
નહિ (અ) નકાર અર્થે. ના.
નહિતર. નહિતો (અ) અભાવ, બદલો સૂચક.
નહિયું (ના) નેયું. સૂકી દૂધી.
નહી (ના) દૂધી.
નહીં (અ) નહિ. નકાર અર્થે.
નળ (ના) પાણીની મોટી નળી, જળનો માર્ગ.
નળવાઈજવું (ક્રિ) અશક્ત થવું.
નળિકા (ના) નળી.
નળિયું (ના) નળના આકારનો ઠીકરાનો ઘાટ.
નળી (ના) નલિકા. [અરધો નળ.
નળીદાર (ના) નળીવાળું. નાળચાવાળું.
નળો (ના) પગનો ઘુંટણથી પાટલી લગીનો ભાગ. મોટી નળી.
નળોકડી (ના) સાંકડી વાટ, નેળ, નાળ, ગલી.
ના (અ) નકાર, અભાવ, મુકાબલો, અપ્રસન્નતા, અશક્તિ દર્શક.
ના (પ્ર) ફારસી શબ્દો પૂર્વે અભાવ અર્થે લાગેછે. જેમ, નાદાર, નાદાન, નાપાક ઈ૦
નાંગળું (ના) નાડી કે બોરીઆ ભેરવવાનું નાકું.
નાંદિયો (ના) નંદી, મહાદેવનો પોઠીઓ.
નાઈ (ના) નાપિક, નાવી, હજામ; વાળંદ.
નાઈક (ના) નાએક, સીપાઈઓનો મુખી.
નાઈબ (ના) નાએબ, બીજા દરજ્જાનો,

નાઈલાજ (અ) નિરુપાય, ન છૂટકે.
નાઉમેદ (વિ) નિરાશ, આશાભંગ.
નાએક (ના) નાયક, મુખી.
નાક (ના) નાસિકા, ઘ્રાણેંદ્રિય. ટેક. શોભા. [સ્વર્ગ. આકાશ.
નાક ઊંચુ રહેવું (ક્રિ) ટેક રહેવો.
નાક કટ્ટું (વિ) નકટું, કપાયલા નાકવાળું. નિ-[લંજ.
નાક કપાવું (ક્રિ) આબરૂ જવી.
નાક કાપવું (ક્રિ) શોભા, આબરૂ લેવી.
નાક ઘસવું (ક્રિ) પસ્તાવો કરવો. માફ માગવી.
નાકની દાંડી (ના) નાકનો ઉપલો દાંડી જેવો [અવયવ.
નાકબૂલ (અ) અસંમતિ દર્શક.
નાકમાં બોલવું (ક્રિ) ગુંગણું બોલવું.
નાકલીટી, નાક લીસોટી (ના) નાક ભોંયપર ઘસવું તે. માફી.
નાકું (ના) દરવાજો. છેડો. કાણું. નાંગળું. થાણું.
નાકેદાર (ના) થાણેદાર, જગાત ઉઘરાવનાર.
નાકેબંદી (ના) નાકાં બંધ કરવાનું કામ.
નાકેસ (વિ) અધુરૂં, અપૂર્ણ.
નાકૈઆત, નાકૈવત (વિ) અશક્ત, નિર્બળ.
નાકૈતી (ના) અશક્તિ, નબળાઈ.
નાખ (ધા) ફેંકવું, તજવું ઈ૦ અર્થે. [ગાળવું.
નાખવું (ક્રિ) ફેંકવું. પાથરવું. મોકલવું. સોંપવું.
નાખુદા (ના) નખોદા, ટંડેલ, નાખવો. સરંગ.
નાખુશ (વિ) દલગીર. ઉદાસ. અપ્રસન્ન.
નાખુશી (ના) અપ્રસન્નતા, ગેરમરજી.
નાગ (ના) એક જાતનો મોટો સાપ. એક દેવ. હાથી. લવંગ. [પરમ સુંદર સ્ત્રી.
નાગકન્યા (ના) નાગ નામના દેવની કન્યા.
નાગકેસર (ના) એક ઔષધિ.
નાગડું (વિ) નાજુક. નિર્બળ. એકવડું.
નાગણી (ના) નાગેણ, નાગની સ્ત્રી.
નાગણું (ના) ઢોરના ગળાનું દોરડું.
નાગપાંચેમ (ના) શ્રાવણની પાંચેમ.
નાગપાશ (ના) નાગનું ગૂંછળું, ચૂડ. એક બંધ.
નાગર (વિ) નગરનો રહીશ. ચતુર.
નાગર (ના) બ્રાહ્મણ તથા વાણિયાનો એક વર્ગ. સૂંઠ. [વેલો.
નાગરવેલ, નાગરવેલી (ના) ખાવાના પાનનો
નાગરી (વિ) નગરનું. નાગર સંબંધી. દેવનગરી.
નાગરી (ના) ચતુરા. નાગરની સ્ત્રી, નાગરેણ.
નાગરીગોઠ (ના) ચતુરાઈની છેતરપીંડી.
નાગલાં (ના) નાના સાપ. નાગનાં ચિત્ર.
નાગલી (ના) બાવટા કોદરા જેવું એક હલકું [અનાજ.
નાગલું (ના) નાગડું, નાકું.
નાગું (વિ) નગ્ન. દેવાળિયું. નિર્લજ. ખુલ્લું, ર
નાગોવર્ષાદ (ના) તડકો છતે પડતો વર્ષાદ. [હિંદી.
નાઘોરી (વિ) ઢોર પાળનારા.
નાચ (ના) નૃત્ય. બેઠક, મિજલસ.
નાચકો (ના) ગણકો.
નાચણ (ના) નાચનારી સ્ત્રી, વેશ્યા, રાંડ.
નાચનવેડા (ના) વેશ્યાના ચાળા.
નાચવું (ક્રિ) નૃત્ય કરવું. કૂદવું.
નાચાર (ના) લાચાર, નિરાશ્રિત, નોધારૂં.
નાચારી (ના) ગરીબાઈ, નાચાર હાલત.
નાચેણ (ના) નાચણ, નાચનારી.
નાજર (ના) અદાલતનો એક અમલદાર. ઘોડાની એક જાતિ.
નાજુક } (વિ) કુમળું. પાતળું. નરમ. બા-
નાજુકડું } રીક. તકલાદી. અશક્ત. થોડું.
નાજુકાઈ, નાજુકી (ના) નાજુક હાલત.
નાટ (ના) નૃત્ય. (અ) નેટ, નક્કી.
નાટક (ના) એક દૃશ્ય કાવ્ય. ખેલ. વેશ.
નાટકશાળા (ના) નાટક દેખાડવાની જગા.
નાટકી (વિ) નાટક સંબંધી. નાટક કરનાર.
નાટારંગ (ના) નાટક, નાચ વગેરેના રંગ.
નાડ (ના) નાડી, શિરા. દોરી. કૂંચી. ચામ-[ડાનું દોરડું.
નાડણ (ના) ચામડાનું દોરડું.
નાડવું (ના) નાડણથી જકડવું.
નાડાછડી (ના) નાડું, બે કે વધારે રંગનું સૂ-[તર.
નાડી (ના) નાડ. કસ. દોરી.
નાડું (ના) રંગિત દોરો. પાટી, કસ.
નાણક (ના) નાણું, પૈસા.
નાણવું (ક્રિ) માપવું, તપાસવું. ન આણવું.
નાણાવટ (ના) નાણાબજાર, શાહુકારપેઠ.
નાણાવટી (ના) નાણાનો વેપારી, સરાફ, શ-
નાણું (ના) નાણક. સિક્કા. ધન. મૂલ્ય. [દ્રવ્ય.
નાત (ના) જ્ઞાતિ. એક વર્ગ.
નાતબહાર (વિ) નાત વ્યવહાર બંધ થએલું.
નાતરિયા (વિ) નાતરાં કરનાર.
નાતરિયું (વિ) નાતરામાં આણેલું, આંગળિયું.

નાતરૂ (ના) સ્ત્રીનું પુનર્લગ્ન. નાતું, સંબંધ.
નાતવરો (ના) જ્ઞાતિભોજન, જમણવાર.
નાતવાન (વિ) અશક્ત, નાહિંમત. નિરાશ્રિત.
નાતાલ (ના) ખ્રિસ્તમસ. તા૰ ૨૫મી ડીસેંબર, [અંગ્રેજની દીવાળી.
નાતીલું (વિ) નાતનું.
નાતું, નાતો (ના) સંબંધ, વ્યવહાર.
નાથ (ના) ધણી, પતિ. એક જાતના વેરાગી. ઢોરના નાકમાંની દોરી.
નાથવું (ક્રિ) ઢોરનું નસકોરૂં કોચવું તે.
નાદ (ના) સ્વર, અવાજ. છંદ, ટેવ. ગર્વ, તોર.
નાદર (વિ) દુર્લભ, અમૂલ્ય, સરસ.
નાદાન (વિ) અણસમજુ, અજ્ઞાન. મૂર્ખ.
નાદાની (ના) અજ્ઞાન, બેવકુફી.
નાદાર (ના) દેવાળિયો. ગરીબ.
નાદારી (ના) નાદારપણું ગરીબાઈ.
નાદી (વિ) તોરી, છંદી, અભિમાની.
નાધડું (વિ) નાનું. (ગ્રામ્ય).
નાન (ના) મુસલમાનની મોટી રોટી રોટલો.
નાનક (ના) એકપંથી સાધુ.
નાનકડું (વિ) નાનું, છોટું.
નાનતડું (વિ) વિધવિધ, તરેહતરેહના.
નાના (વિ) વિધવિધ, તરેહતરેહના.
નાની (ના) માની મા, માતામહી, આજી.
નાનું (વિ) છોટું, થોડું, ટુંકું, ઝાણું, લઘુ.
નાનુંસૂનું (વિ) નાનું સરખું. જેવું તેવું.
નાનેતર (ના) આજા પડવાનું શ્રાદ્ધ.
નાનેરૂં (વિ) નાનું, લઘુત્વદર્શક.
નાનો (ના) માનો બાપ, માતામહ, આજો.
નાન્દી (ના) નાટકનું મંગળાચરણ.
નાન્દીશ્રાદ્ધ (ના) વૃદ્ધિશ્રાધ.
નાન્યતર (વિ) નર કે નારી નહિ તેવું. નપુંસક.
નાપસંદ (વિ) અપ્રસન્ન. અણગમતું.
નાપાક (વિ) અપવિત્ર. પાપી. દોષી.
નાપાકી (ના) નાપાક હાલત.
ના પાડવી (ક્રિ) ના કહેવી, નકાર કરવો.
નાપિક, નાપિત, (ના) નાવી, હજામ, વાળંદ,
નાફરમાન (ના) નાખુંધા રંગનું. [ગાંયજો.
નાફરમાન (વિ) નાખુંધા રંગ. અવજ્ઞા.
નાબૂદ (વિ) સમૂળ નાશ, ઉચ્છેદ, નસંતાન.
નાભ (ના) નાવ, હોડી. નાભિ.
નાભિ (ના) ડુંટી. પેટનું મધ્ય.
નાભિકમળ (ના) ડુંટીરૂપી પદ્મ.
નામ (ના) અભિધાન. સંજ્ઞા. શબ્દનો એક વર્ગ, પ્રાતિપદિક. કીર્તિ. પ્રસિદ્ધિ.
નામકરણ (ના) નામ પાડવાનો સંસ્કાર.
નામજાદું (વિ) પ્રખ્યાત, પ્રસિદ્ધ, નામાંકિત.
નામજોગ (વિ) નામવાળું. નામ ઉપરનું.
નામંજુર (વિ) નાકબૂલ, રદ. બાતલ.
નામદાર (વિ) નામવર, મશહૂર, પ્રખ્યાત
નામદારી (ના) પ્રસિદ્ધિ, ખ્યાતિ, પ્રખ્યાતિ.
નામના (ના) કીર્તિ, આબરૂ.
નામનિશાન (ના) સંજ્ઞા તથા નિશાની, અભિધાન અને એધાણ.
નામનું (વિ) ખોટું. નામમાત્ર, દેખાડવાનું.
નામરાશિયા, નામરાશી (વિ) એક રાશિના નામવાળા, નામેરી.
નામર્દ (વિ) નપુંસક. હીજડો. બાયલો. કાયર.
નામર્દાઇ, નામર્દી (ના) નાકૌવતી. કાયરતા.
નામવર (વિ) નામદાર. નામાંકિત.
નામવું (ક્રિ) રેડવું. ધાર પાડવી.
નામાંકિત (વિ) પ્રખ્યાત, નામીચું. નામવર.
નામાવળી (ના) નામમાળા, નામોનો હાર,
નામી, નામીચું (વિ) પ્રખ્યાત, નામાંકિત.
નામું (ના) લેણદેણનો લેખી હિસાબ. હક. વાર્તા. ખબર, વૃત્તાંત. નામ.
નામુંઠામું (ના) ઠેકાણાસહિત નામું.
નામુકર (વિ) નાકબૂલ.
નામુનાસિબ (વિ) અઘટિત, નાલાયક.
નામુરાદ (વિ) આશાભંગ, નિરાશ, નાઉમેદ.
નામેરી (વિ) નામરાશી.
નામોશી (ના) બેઆબરૂ. હીણપત. બટ્ટો.
નાયક (ના) ઉપરી, મુખી. ગુણી પુરુષ. આશક. વડો સીપાઈ,
નાયકા (ના)નાયિકા, ગુણવાન સ્ત્રી. પ્રિયા. મા-
નાયબ (વિ) નાઇબ, બીજા દરજાનું. [શુક.
નાર (ના) નારી, સ્ત્રી, બાયડી, વહૂ.
નાર (પ્ર) કર્તૃત્વદર્શક જેમ, જોનાર, ખાનાર.
નારકી, નારકીય, (વિ) નરક સંબંધી.
નારણું (ના) ગારાના નાસની ભુંગળી.
નારંગ, નારંગી (ના) સંત્રું, એક ફળ.

નારદ (ના) એ નામના ઋષિ.
નારદવિદ્યા (ના) બે જણને લડાવવાની કળા.
નારાજ, નારાજી (વિ) અપ્રસન્ન. કોપાયમાન.
નારાયણ (ના) શેષશાયી વિષ્ણુ. સંન્યાસી.
નારાયણબલિ (ના) પિતૃના ઉદ્ધાર માટે એક
નારિકેળ, નારિયળ(ના)નાળિયેર, શ્રીફળ. [શ્રાદ્ધ.
નારી (ના) નાર, સ્ત્રી, બૈરી.
નારૂ (ના) ગામની પેદાશમાંથી ધોબી, હજામ વગેરે ધંધાદારીને અપાતી હકસાઈ.
નાલ (ના) નાળ, દાંડી.
નાલકી (સ્ત્રી) એક ખુરસી ઘાટી પાલખી.
નાલાયક (વિ) અઘટિત, ગેરવાજબી. અયોગ્ય.
નાલાસ, નાલેસી (ના) નિંદા, બદગોઇ. ગીબત.
નાવ (ના) નૌ, નૌકા, હોડી, વહાણ.
નાવડી, નાવડું (ના) હોડકું, નાની હોડી.
નાવલો (ના) ધણી, સ્વામી, વર, પીયુ.
નાવાકેફ (વિ) અણજાણ.
નાવરસું (વિ) ન ધણિયાતું. વારસ વિનાનું.
નાવિક (ના) નાવ ચલાવનાર, સુકાની, ટંડેલ.
નાવિક (વિ) નૌકા સંબંધી.
નાવી (ના) નાપિક, હજામ, વાળંદ, રોમશત્રુ.
નાશ (ના) સંહાર. અવ્યવસ્થા. હાનિ.
નાશક (પ્ર)નાશ કરનાર અર્થે. જેમ કફનાશક.
નાશકારક (વિ) નાશ કરે તેવું.
નાશવંત (વિ) નાશ પામે તેવું, અસ્થિર.
નાશી (વિ) નાશ કરનાર.
નાશેહ (ના) રાજાને શેહમાંથી ખસેડવો તે.
નાસતો (ના) શિરામણ, સવારમાં કાચું કોરૂ
નાસરડું,નાસરણું(ના)નાશી જવું તે. [ખાવું તે.
નાસરો(ના)દમડી, એક પ્રાચીન ચલણી સિક્કો.
નાસવું (ક્રિ) ભાગવું, ડરથી ઉતાવળા દોડવું.
નાસા (ના) નાસિકા, નાક, ઘ્રાણેંદ્રિય.
નાસાનાસ (ના) નાસભાગ, દોડાદોડ.
નાસિકા (ના) નાક, સુંઘવાની ઇંદ્રિ.
નાસીપાએસ,નાસીપાસ(વિ) નિરાસ, નાઉમેદ.
નાસુર (ના) એક છિદ્ર રોગ (નાક, ગળામાંનો).
નાસ્તિક (વિ) ઈશ્વરનું અસ્તિત્વ ન માનનાર.
નાહ (ના) ધગધગતો અંગારો.
નાહક (અ) વગર હક, ગેરવાજબી. નકામું.
નાહર (ના) વાઘ.

ન્હીં (અ) નહિ, નહીં (કવિતામાં).
નાળ (ના) નાળ, ગર્ભની ડુંટીની નળી. ઢો
પગે અથવા પગરખાને જડવાનું લોઢાનું જાડું પતરૂં. ગલી. પરનાળ.
નાળકું, નાળચું (ના) નાળવું, નાની નળી.
નાળબંદ, નાળબંધ (ના) નાળ જડનારો.
નાળવું (ના) ઝારી, આખોરાને જડેલી નાન
નાળા (ના) એક ગામનું નામ. [નળી
નાળિયેર (ના) નારિકેળ, શ્રીફળ.
નાળિયેરપાક (ના) કોપરપાક, એક મીઠાઈ.
નાળિયેરી (ના) નાળિયેરનું ઝાડ.
નાળું (ના)ગરનાળું, પાણી જવાનો નાનો માર્ગ
નિ (ઉ) નિશ્ચય, અભાવ, અતિશય, નિરંતર ઈત્યાદિ અર્થે.
નિંગળવું (ક્રિ) નીતરવું, નીગળવું.
નિંદવું (ક્રિ) નીંદવું, દાતરડીએ ખેતર સાફ
નિઃ (ઉ) "નિ"ના અર્થમાં. [કરવું.
નિઃશંક (અ) બેધડક, શંકાવગર.
નિઃશેષ (અ) અશેષ, તમામ, બીલકુલ.
નિકટ (અ) નજીક, પાસે, ઢુંકડે.
નિકન્દન (અ) નિર્મૂળ. સમૂળગું ખેંચી નાં
નિકર (ના)આકર, જથ્થો, ટોળું. ભંડાર. [ખું
નિકર (અ) નહિતો, નહિતર.
નિકોરી (ના) મોરી. પાણીનો સાંકડો માર્ગ
નિકેતન (ના) સ્થાન, ઠેકાણું. ઘર.
નિક્ષરણ (ના) નીખાર, મોટી ઓટ.
નિખર્વ (વિ)સો અબજ. ૧૦૦૦૦ કરોડ (સંખ
નિખાદ (ના) નિષાદ, ગાયનનો સાતમો સ
નિખાલસ (વિ)નિષ્કપટ. શુદ્ધ ખુલ્લા મન
નિગમ (ના) વેદ, શ્રુતિ. ઈશ્વર, પરિણામ.
નિચિંત (વિ) નચિંત, નિશ્ચિંત, બેફીકર.
નિજ (વિ) સ્વ, પોતાનું, જાતનું, ખાસ.
નિજાનંદ (ના) આત્માનંદ. પરબ્રહ્મ.
નિતમ્બ (ના) કુલાં, ઢગરાં.
નિત્યં (અ) હંમેશ, દરરોજ, નિરંતર.
નિત્યકર્મ (ના) નિરંતર કરવાનાં કામ.
નિત્યે (અ) નિત્ય, નિરંતર, હરહમેશ.
નિદાન (ના) મૂળ કારણ. પરિણામ, છેવટ
નિદાને (અ) છેલે, છેવટે, આખરે.
નિદ્રા (ના) ઊંઘ, ગુડાકા, નીંદ.

નિદ્રાવશ (વિ) ઊંઘને વશ થએલો. ઊંઘેલો.
નિદ્રાળુ (વિ) નિદ્રાથી ભરેલું, ઊંઘણસી.
નિધણિયો (વિ) ધણી વગરનો.
નિધન (ના) મોત, મરણ, મૃત્યુ.
નિધાન (ના) નિધિ. ઠામ, પાત્ર.
નિધિ (ના) ભંડાર. ખાણ. કોઠાર. સ્થાન.
નિન્દક (વિ) નિંદા કરનાર, નિંદાખોર.
નિન્દવું (ક્રિ) નિંદા કરવી.
નિન્દા (ના) દોષારોપ. બદગોઈ.
નિન્દાખોર (વિ) નિંદા કરનાર, નિંદક.
નિન્દ્ય (વિ) ધિક્કારવા યોગ્ય.
નિપજ (ના) ઉપજ, પેદાશ. લાભ. ઉત્પત્તિ.
નિપજવું (ના) પેદા થવું. લાભ થવો.
નિપટ (અ) છેક. (વિ) નફ્ફટ, બેશરમ.
નિપાત (ના) નાશ. લાંબા પડવું તે.
નિપુણ (વિ) કુશળ, પ્રવીણ, કાબેલ.
નિપુણતા (ના) પ્રવિણતા, વાકફગારી.
નિબંધ (ના) લખાણની એક જાત, પ્રબંધ.
નિભ્ભર (વિ) નિર્ભર, મજબૂત, સંગીન.
નિમક (ના) મીઠું, લવણ, લુણ, ખાર.
નિમકહરામ (વિ) લુણ હરામી, કૃતઘ્ની, જેનું ખાધું હોય તેનો અપકાર કર્ત્તા.
નિમકહલાલ (વિ) કૃતજ્ઞી, ઉપકાર ન ભૂલનાર.
નિમગ્ન (વિ) ડૂબેલું, મચેલું, મસ્ત, ગરક, લીન.
નિમણુક (ના) નિયમિત વહેંચણ. ગોઠવણ.
નિમંત્રણ (ના) નેહું, ઈજન. નોતરું, આમંત્રણ.
નિમવું (ક્રિ) ઠેરવવું. રાખવું. વહેંચણ કરવી.
નિમાજ (ના) બંદગી. પ્રાર્થના. (મુસલમાનની).
નિમાળા (ના) કેશ, વાળ.
નિમિત્ત (ના) ઉદ્દેશ. કારણ. લાગ બહાનું. આળ.
નિમિષ, નિમેખ, નિમેષ (ના) આંખનો પલકારો. આંખ દેવાયને ઉઘડે તેટલો વખત. (ક્રિ) જરાક. બરાબર.
નિયન્તા (ના) નિયામક, નિયમમાં રાખનાર, ઈશ્વર.
નિયમ (ના) ધારો, કાયદો, રીત. ઠરાવ વ્રત.
નિયમિત (ના) મુકરર કરેલું. ઠેરવેલું નિયમવાળું.
નિર્ (ઉ) નિષેધ, અભાવવાચક. જેમ નિરક્ષર
નિરંકુશ (વિ) સ્વતંત્ર, અંકોશવિનાનું.
નિરખ (ના) નિયમિતભાવ, તપાસ, કસ.
નિરખવું (ક્રિ) નિરીક્ષણ કરવું, પેખવું. કસવું.
નિરંજન (વિ) અંધકાર રહિત. તેજોમય.
નિરન્તર (અ) જારી, ચાલુ, હમેશ, સદોદિત.
નિરપરાધી (વિ) બેગુનાહ.
નિરસ (વિ) નરસ, રસકસ વગરનું.
નિરર્થક (વિ) નકામું, નમાલું. અકારણ.
નિરાંત (ના) પરવાર, ફુરસદ. સુખ, ચેહેન.
નિરાકરણ (ના) નીવેડો, નીકાલ. નિશ્ચય.
નિરાકાર (વિ) આકારરહિત. સર્વાકાર. બ્રહ્મ.
નિરાધાર (વિ) આધાર વગરનું.
નિરામય (વિ) રોગ, મળ, નડતર વગરનું.
નિરાલમ્બ (વિ) નિરાશ્રય, આધારરહિત.
નિરાશ (વિ) આશાભંગ, નાઉમેદ, દલગીર.
નિરાશ્રય, નિરાશ્રિત (વિ) અનાથ. લાચાર. [નિરાધાર.
નિરાહાર (ના) અપવાસ, લાંઘણ.
નિરાળું (વિ) ન્યારું, જુદું. આનું.
નિરુત્તર (વિ) બંધમુખ, ઉત્તર ન અપાય એવું.
નિરુદ્યોગ, નિરુદ્યોગી (વિ) ઉદ્યોગ વગરનું.
નિરુપકારી (વિ) ઉપકાર ન કરે તેવું.
નિરુપદ્રવ (વિ) ઉપદ્રવ ન કરનારું.
નિરુપયોગ (વિ) નકામું, ઉપયોગ વગરનું.
નિરુપાય (વિ) ઉપાય ન ચાલે તેવું.
નિરૂપણ (ના) વર્ણન, બયાન. વ્યાખ્યાન. કથન.
નિરોગી (વિ) અરોગી, આરોગ્ય. તનદુરસ્ત.
નિરોધ (ના) અટકાવ. રોકાણ, પ્રતિબંધ.
નિર્ગત (વિ) નિર્બળ, અશક્ત, ગાત્રભંગ.
નિર્ગન્ધ (વિ) વાસ વગરનું.
નિર્ગમન (ના) ગુજારો. નિર્વાહ.
નિર્ગુણ (વિ) ગુણરહિત. ગુણ ન માનનાર.
નિર્ગુણી (વિ) નૈસ્ત્રૈગુણ્ય. બેકદર, નગુણો.
નિર્ઘોષ (ના) અવાજ, ઘોર, નાદ.
નિર્જર (વિ) જરા એટલે ઘડપણવિનાનું.
નિર્જળ (વિ) પાણી ન હોય તેવું. જળપાનરહિત.
નિર્જીવ (વિ) જીવવગરનું. નિર્બળ. નકામું.
નિર્ઝર (ના) ઝરો. ઝરણ.
નિર્ણય (ના) નિશ્ચય, છેલ્લોઠરાવ, ફેસલો.
નિર્દય (વિ) દયાવિનાનું, ક્રૂર, ઘાતકી.
નિર્દેશ (ના) વર્ણન. આજ્ઞા, હુકમ.
નિર્દોષ, નિર્દોષી (વિ) દોષવિનાનું. બેગુનાહ.
નિર્ધન, નિર્ધની (વિ) ગરીબ, દીન,

નિર્ધાર (અ) નક્કી, નિશ્ચયપૂર્વક.
નિર્ધારવું (ક્રિ) નક્કી કરવું, ઠરાવવું.
નિર્બળ (વિ) અશક્ત, કમજોર.
નિર્ભય (વિ) અભય. નીડર.
નિર્ભર (વિ) ભરેલું. (ના) પેટ.
નિર્ભર્ત્સના (ના) ઠંટાળો, તુચ્છકાર.
નિર્ભાગ્ય (વિ) કમનસીબ, અભાગી.
નિર્ભ્રાન્ત (વિ) ભ્રાંતિ વગરનું.
નિર્ભેધ (વિ) અભેધ, ભેદાય નહિ તેવું.
નિર્મળ (વિ) મેલ વિનાનું, સ્વચ્છ.
નિર્માણ (વિ) સર્જિત, ઠેરવેલું, કરેલું.
નિર્માલ્ય, નિર્માળ (વિ) દેવાર્પિત, અર્પેલું. ન-
નિર્મિત (વિ) નિર્માણ કરેલું, સર્જિત. [કામું.
નિર્મુખ (વિ) નિરાશ, ભૂખ્યું પાછું ફરેલું.
નિર્મૂળ (વિ) સમૂળ, મૂળવિનાનું.
નિર્લજ્જ (વિ) બેશરમ, નફ્ફટ.
નિર્લોભ, નિર્લોભી (વિ) લોભ વગરનું.
નિર્વંશ (વિ) વંશ-સંતાન-રહિત, ઉચ્છેદિયું.
નિર્વંશ (ના) નસંતાન, ઉચ્છેદ, નખોદ.
નિર્વાણ (વિ) છેલ્લું. નિશ્ચિત.
નિર્વાણ (ના) મુક્તિ, મોક્ષ, ઉદ્ધાર. છેલ્લી દશા.
નિર્વાહ (ના) ટકાવ. ગુજરો, નીભાવ.
નિર્વિકાર (વિ) અવિકૃતિ, વિકારરહિત.
નિર્વિઘ્ન (વિ) અડચણ વગરનું.
નિર્વંધ (વિ) બાધ-અડચણવિનાનું.
નિર્વ્યસન, નિર્વ્યસની (વિ) વ્યસન-લત-વગરનું.
નિવારણ (ના) નીકાલ, છેડો. અટકાવ.
નિવારવું (ક્રિ) અટકાવવું, દૂર કરવું.
નિવાસ (ના) રહેઠાણ, સ્થાન. ઘર.
નિવૃત્તિ (ના) શાંતિ. વિરાંત, પરવાર.
નિવેદન (ના) વિદિત. નમ્રતાથી કથન.
નિશ (ના) નિશા, રાત્રિ, રાત.
નિશદિન (ના) રાત દહાડો, સદાકાળ.
નિશા (ના) નિશ, રાત, રજનિ.
નિશાકર (ના) ચંદ્ર, ચાંદ, શશિ.
નિશાચર(ના)રાક્ષસ. ચોર. ભૂત ઘૂવડ. વાગળું
નિશાણ, નિશાન(ના)ધજા. તાકેલું બિંદુ. ચિહ્ન.
નિશાની (ના) ચિહ્ન. યાદગારીની ચીજ.
નિશાળ (ના) શાળા, શિક્ષણગૃહ. [ની વિધિ.
નિશાળગણણું (ના)છોકરાને નિશાળે બેસાડવા-
નિશાળિયો (ના) વિદ્યાર્થી.
નિશો (ના) કેફ, અમલ.
નિશોતર(ના)એક ઝાડના મૂળિયાં.(જુલાબનાં
નિશ્ચય (ના) ઠરાવ, તોડ, નિર્ણય. પતીજ.
નિશ્ચિંત (વિ) ચિંતા વગરનું. બેફીકર.
નિશ્વાસ (ના) નીસાસો.
નિષાદ (ના) ગાયનનો સપ્તમ સ્વર.
નિષેધ (ના) અટકાવ, પ્રતિબંધ. નકાર.
નિષેધક (વિ) નિષેધ કરનાર.
નિષ્કપટ, નિષ્કપટી (વિ) કપટરહિત.
નિષ્કલંક (વિ) કલંકવિનાનું. શુદ્ધ.
નિષ્કામ (વિ) ઈચ્છારહિત. અકામ્ય.
નિષ્ઠા (ના) આસ્થા, એકીન.
નિષ્પક્ષપાત, નિષ્પક્ષપાતી(વિ) તરફદારી નકરે
નિષ્ફળ (વિ)અફળ, વ્યર્થ, મિથ્યા, નાહક. [તેવું,
નિસબત (ના) સંબંધ, વળગણ. સંભાળ.
નિસ્તરવું (ક્રિ) પાર પડવું, તરવું.
નિસ્તારો (ના) ઉદ્ધાર, છૂટકો.
નિસ્તેજ (વિ) ફીકું, તેજરહિત.
નિસ્પૃહ, નિસ્પૃહી (વિ) બેદરકાર, બેપરવા.
નિહાલ (વિ) પૂર્ણ. કૃતાર્થ.
નિહાળવું (ક્રિ) ધારીને-તાકીને જોવું, પેખવું.
ની (પ્ર) સંબંધ અર્થે નારી જાતિમાં, જેમ ઈશ્વરની આજ્ઞા. પ્રીતિઈચ્છા કે પ્રશ્નાર્થે ક્રિયામાં, જેમ આવની, ચાલોની; આવો છો ની ? (આવો છો કે નહિ ?).
નીંદ (ના) નિદ્રા, ઊંઘ, ઘુડાકા.
નીક (ના) પાણી જવાનો માર્ગ. ગટર.
નીકસવું } (ક્રિ) બહાર જવું. છૂટવું. માલ
નીકળવું } પડવું. પંકાવું. ઉપજવું.
નીકળીજવું (ક્રિ)હદબહાર જવું, અમર્યાદ થવું
નીકળી રહેવું (ક્રિ) નીકળતું બંધ થવું.
નીકા (ના) ગાંધર્વ વિવાહ. એક ફળ.
નીકાલ (ના) નિષ્કલન, છૂટકો, ફેંસલો. ઠરાવ. ખુલાસો. નીકાસ.
નીકાસ (ના) નીકલ, માલ પરદેશ જવો
નીકું (વિ) ચોખ્ખું, સ્વચ્છ. સારૂં.
નીખરવું (ક્રિ) ધોવાઈને સાફ થવું. [સરવું
નીખાર (ના) નિક્ષરણ, મોટી ઓટ, અતિ એ
નીખારવું(ક્રિ)નીખરે તેમ કરવું. કાંજી કાઢ

નીગમવું (ક્રિ) ટાળવું મટી જવું, વીતવું. ગુજરવું.
નીગળવું (ક્રિ) નીતરવું. (પ્રવાહીનું).
નીગાળા (ના) નીતારા, પાણીનાં રેલા, ટીપાં.
નીઘા (ના) નજર, દૃષ્ટિ કાળજી મહેર.
નીચ (વિ) હલકું. હીણું. ઉતરતું.
નીચલું (વિ) નીચેનું, નીચાણમાંનું.
નીચવવું (ક્રિ) નીચોવવું, નિરસ કરવું.
નીચાણ (ના) ઢળતો ભાગ. તળેનો ભાગ.
નીચું (વિ) નીચ. નીચલું. ઉતરતું.
નીચોવવું (ક્રિ) નિરસ કરવું. ડાબીને પાણી કાઢવું. ચૂસી લેવું, ધન હરવું.
નીછારો (ના) મોરી, નીક, ગટર.
નીજરો (ના) નેનરો, કટાક્ષ, નેત્રબાણ.
નીટવું (ક્રિ) ખૂટવું. ખૂટી પડવું.
નીત (અ) નિત્ય, હમેશ, દરરોજ, નિરંતર.
નીતર (અ) નહિતો, નિકર; નહિતર.
નીતરવું (ક્રિ) રસ ઝરવો, નીગળવું.
નીતરાણ, નીતરામણ (ના) નીતરેલું પાણી.
નીતર્યું (વિ) નીતરેલું, સ્વચ્છ, નિર્મળું.
નીતિ (ના) અર્થશાસ્ત્રના નિયમો. વર્તન. આચાર. ન્યાય. સદાચાર. સન્માર્ગ.
નીતિમાન (વિ) સદાચારી. ન્યાયી.
નીદણ (ના) નીદાણ, નકામું ઘાસ વગેરે.
નીદર (ના) નિદ્રા, ઊંઘ, નીંદ.
નીદવું (ક્રિ) નિંદવું, ખેતર સાફ કરવું.
નીધ (ના) નિધિ. ખજાનો, ભંડાર.
નીપાળો (ના) નેપાળો, એક ઝાડ તથા તેનાં બી.
નીભવું (ક્રિ) નિર્વહન થવું, ટકવું.
નીભાઉ (વિ) ટકાઉ. કામચલાઉ.
નીભાડો (ના) નીભો, કુંભારના કાચા વાસણનો ઢગ.
નીભાવ (ના) નિર્વાહ, ટકાવ. ગુજરાન.
નીભાવવું (ક્રિ) ટકાવવું, ચલાવવું.
નીભાવો (ના) નીભાવ, નિર્વાહ, ગુજરો.
નીભો (ના) નીભાડો, કાચા માટીના પાત્રનો ઢગ.
નીમ (ના) નિયમ. (વિ) અર્ધ.
નીમો (ના) પટીવાળો મોટા ઘેરનો અંગરખો
નીર (ના) પાણી, જળ, ઉદક, અપ, આબ.
નીરવું (ક્રિ) આગળ મૂકવું. નાખવું.
નીરો (ના) ખજુરી, તાડી કે નાળિયેરીનો તા-

નીલ (વિ) ઘેરો આસમાની. (રંગ).
નીલમ, નીલમણી (ના) એક હીરો. આસમાની મણી.
નીલામ (ના) લીલામ, હરાજી, ઉછાળણી.
નીલું (વિ) ઘેરા આસમાની રંગનું.
નીવડવું (ક્રિ) ચૂંટાવું. કેળવાવું. નીકળવું. સિદ્ધ થવું.
નીવારો (ના) નીકાલ. ઠરાવ. ફેસલો.
નીવી (ના) સ્ત્રીના લુગડાની ગાંઠ.
નીવેડો (ના) નીવાડો, છેડો. ઠરાવ.
નીશા (ના) પતીજ. શાણ, વાટવાનો ચપટો પથ્થર.
નીશાતરો (ના) નીશાપર વાટવાનો ગોળ પથ્થર.
નીસરણી (ના) સીડી, નિઃશ્રેણી.
નીસરવું (ક્રિ) નિસ્સરણ થવું, નીકળવું.
નીસાસો (ના) નિશ્વાસ. નીચો શ્વાસ.
નું (પ્ર) છઠ્ઠી વિભક્તિનો નાન્યતર જાતિનો, જેમ, ઘરનું બારણું, રામનું નામ.
નુકસાન, નુકસાની (ના) નાશ, હાનિ, બગાડ, ખરાબી. તોટો, ગેરફાયદો. તથા તેનો બદલો.
નુક્તો, નુખ્તો (ના) નવો બુટ્ટો, તર્ક. મેળવણી. ગુમલેખ. ફારસી હરફનું ચિહ્ન.
નુગરૂં (વિ) કૃતઘ્ની. નિર્લજ્જ. ગુરુ વગરનું.
નુતિ (ના) સ્તુતિ, સ્તવ, સ્તોત્ર, સ્તવન, કીર્તન.
નુત્ત, નુન્ન (વિ) પ્રેરણા કરેલું, ફેંકેલું.
નૂતન (વિ) નવું, તાજું, નૌતમ, નવીન.
નૂન (વિ) ન્યૂન, ઓછું; કમ.
નૂપુર (ના) નેપુર, ઝાંઝર.
નૂર (ના), તેજ, પ્રકાશ. શૌર્ય. ચાકીભાઈ.
નૂરજહાં (ના) સલીમ બાદશાહની બેગમ.
નૂરી (ના) તુતી, પોપટ જેવું લાલ પંખી.
નૃત્ય (ના) નાચ.
નૃપ, નૃપતિ (ના) રાજા, ભૂપ.
નૃસિંહ (ના) વિષ્ણુનો એક અવતાર.
ને (અ) અને. તથા., વળી.
ને (પ્ર) બીજી વિભક્તિનો. જેમઃ ધનને ભય.
ને (પ્ર) ની અર્થે ક્રિયાપદનો. જેમઃ આવને,
ને (વિ) એવું (જૂની કવિતામાં).
નેક (વિ) પ્રામાણિક, સાચું. નીતિમાન, ભલું.
નેક નજર (વિ) ચોખ્ખી ધાનતનું. [સફી.
નેકનામ (વિ) નેકીથી પ્રખ્યાત. થએલું. [મનસાઈ.
નેકી (ના) ઈમાનદારી [illegible]

નેગલું (ક્રિ) ખાવું.
નેચો (ના) હુક્કાની લાંબી આમળાવાળી. નળી.
નેજારા (ના) નેત્રકટાક્ષ, નયનબાણ.
નેજો (ના) ભાલો.
નેટ (અ) નક્કી, નિશ્ચયપૂર્વક.
નેટ (ના) ઝીણી જાળીનું કાપડ.
નેડે (અ) પાસે કને, નજીક.
નેડો (ના) સ્નેહ, પ્રેમ. (કવિતામાં).
નેણ (ના) નેત્ર, નયન, આંખ, લોચન, ચક્ષુ.
નેતર (ના) એક ઝાડ તથા તેની ડાળી. સોટી.
નેતરૂં (ના) રવૈને બાંધેલું દોરડું. [નહિ.
નેતિ (અ) ન ઇતિ. અકળ, અનંત, અપાર. એ
નેત્ર, નેન (ના) આંખ, નયન, નેણ, લોચન.
નેપાળો (ના) એક રેચક ઔષધિ.
નેપુર (ના) નૂપુર, ઝાંઝર.
નેફો (ના) ચણીઆની કસ નાખવાનો ગાળો.
નેમ (ના) નિયમ. નિશાન.
નેમણૂક (ના) નિમણૂક. ગોઠવણ.
નેમવું (ક્રિ) નિમવું, વળગાડવું. સોંપવું.
નેવ (ના) છાપરાના છેડાના નળિયાં.
નેવલે (ના) નેવામાં.
નેવાણી (ના) નેવ પડવાની જગા.
નેવું (વિ) ૯૦, (સંખ્યા).
નેવેમૂકવું (ક્રિ) વિસારે નાંખવું.
નેવ્યાશી (વિ) ૮૯ (સંખ્યા).
નેશ, નેષ્ટ, નેસ (વિ) અભાગી. કંજુસ.
નેસ (ના) નસ, નષ, રગ, શિરા.
નેસડો (ના) ગોવાળનું રહેઠાણ.
નેસ્તી (ના) મોદી, વાણીઓ, ખોરાકી વેચનાર.
નેહ (ના) સ્નેહ, પ્રેમ, પ્યાર.
નેહડો (ના) નેહ, સ્નેહ. નેસડો.
નેહેર (ના) નહર, પાણીનો મોટો વેહેલો.
નેહરૂં (ના) પાણીનો નાનો વેહેલો.
નેળ (ના) નળોકડી, નાળ. સાંકડી વાટ. નળી.
નૈઋત, નૈઋતી (વિ) દક્ષિણ પશ્ચિમની વચ્ચેની.
નૈયાયિક (વિ) ન્યાયશાસ્ત્રી.
નૈયું (ના) નવેલો, નખને લગતો ભાગ.
નૈવેદ, નૈવેદ્ય (ના) પ્રસાદ, દેવને ધરાવેલો ખો-
નૈષ્ઠિક (વિ) આસ્તિક. નિષ્ઠાવાળો. [રાક.
નો (અ) નહિ, ન, મ, મા. જેમઃ તે તું નો કર.
નો (પ્ર) છઠ્ઠીનો નરજાતિમાં. જેમ તેનો હા
નોંધ (ના) ટીપણ, ટાંચણ, યાદદાસ્ત.
નોંધવું (ક્રિ) દાખલ કરવું, ટપકાવવું, લખ
નોક (ના) અણી, ટોચ. ટેક, પણ, વટ.
નોકદાર (વિ) નોકવાળું. અણીદાર. ટેકીલું.
નોકર (ના) ચાકર, દાસ, સેવક, ખિદમતગાર
નોકરી (ના) ચાકરી, સેવા, દાસત્વ, પનેહગારી
નોખું (વિ) જુદું, અલાયદું, પૃથક્, વિભક્ત
નોઝણું (ના) સેલું, સેલો, ગાયને પગે બાંધ-
વાનું દોરડું.
નોટ (ના) ચલણી કાગળ. ચીઠી. ટીપ. નોંધ
નોણાં (ના) વરકન્યા તરફનાં માણસોની આ
નોણિયો (ના) વિવાહનો એક રીવાજ. [વ જ
નોતરવું (ક્રિ) નિમંત્રણ કરવું, તેડવું, બોલા
નોતરિયો (ના) નોતરાં દેનારો. [વવું.
નોતરૂં (ના) આમંત્રણ, તેડું.
નોધ (ના) થાંભલાનો કામચલાઉ ટેકો.
નોધારૂં (વિ) નિરાધાર. નિરાશ્રિત.
નોબત (ના) મોટું નગારૂં.
નોમ (ના) નવમી તિથિ. હિંદુની નવમી ત
નોય (અ) ન હોય. [રીપ
નોર (ના) નૂર, ભાડું.
નોરતું (ના) દેવીની નવરાત્રમાંની અકેક રાત
નોરપડવું (ક્રિ) હાર પડવું, ચાલતું થવું.
નોરિયું (ના) નખોરિયું.
નોહે (અ) ન હોય, (ગ્રામ્ય).
નોહોર (ના) નખોર, નખક્ષત, નખના ઉઝરડા.
નોળ (ના) નકુલ, નોળિયો.
નોળવું (ક્રિ) ગોરસું સાફ કરવું.
નોળિયો (ના) નોળ, નકુલ, એક પ્રાણી.
નોળી કરમ (ના) એક યોગની ક્રિયા. કાવતરૂં.
નોળીનોમ (ના) શ્રાવણ શુદ ૯, નોળ પૂજ-
નનો દિન. [કુચરો.
નોળું (ના) નાનું સાપોલિયું. ગોરસું ધોવાનો
નૌ, નૌકા (ના) વહાણ, મછવો.
નૌતમ (વિ) નૂતન, નવું. શોભતું.
ન્યાત, ન્યાતિ (ના) નાત, જાતિ, જ્ઞાતિ.
ન્યાતીલું (વિ) નાતનું. જાતિનું.
ન્યાય (ના) ઈન્સાફ. તુલના. સાચવટ. એક
શાસ્ત્ર. ધારો: નિયમ. દૃષ્ટાંતિક નિયમ.

ન્યાયાધીશ (ના) ઈન્સાફ કરનાર અધીકારી,
ન્યાયી (વિ) ન્યાયવાળું, વાજબી. [illegible]
ન્યારૂં (વિ) જુદું. અલગ.
ન્યાલ (વિ) દ્રવ્યથી ભરપુર, પુર્ણ. કૃતાર્થ.
ન્યાવટ (ના) ન્યાય કરવાની રીતિ.
ન્યૂન (વિ) ઓછું, ઉણું, કમ.
ન્યૂનતા (ના) ઓછપ, કમતાઈ.
ન્યુ (વિ) નવું (અંગ્રેજી).
ન્યુસ, ન્યુસપેપર (ના) વર્તમાનપત્ર, અખબાર.

## પ.

પ (ના) ૨૧ મો વ્યંજન.
પ (પ્ર) પાળક, રક્ષક અર્થે. જેમઃ ભૂપ=રાજા.
પ (પ્ર) પીનાર અર્થે. જેમઃ મધુપ=ભમરો.
પકડ (ના) પકડવાનો દાવ. ધરવાની કળા, ઓજાર. [કરવું. શોધવું.
પકડવું (ક્રિ) ધરવું, ઝાલવું, બાઝવું. કબજે
પકતું (વિ) પગતું, મોકળું, પોહોળું.
પકવવું (ક્રિ) પાકે તેમ કરવું.
પકવાન (ના) મીઠાઈ.
પકવાસા (ના) છાપરે જડેલી ચીપો.
પકાઈ (ના) ખંધાઈ.
પક્કું (વિ) પુક્ત, પાકું, પૂર્ણ માહિતગાર.
પક્વ (વિ) પાકેલું. રાંધેલું. તૈયાર.
પક્વાન્ન (ના) પકવાન, મીઠાઈ. રાંધ્યું ધાન.
પક્ષ (ના) પાંખ. પખવાડિયું. શ્રાધિયાં. બાજુ. ઉપરાણું. મત. વર્ગ. વાદવિષય.
પક્ષઘાત (ના) અર્ધું અંગ રહી જવાનો રોગ.
પક્ષપાત (ના) તરફેણ, તરફદારી. [પંખવા.
પક્ષાઘાત (ના) પક્ષઘાત. પંખવા.
પક્ષાપક્ષી (ના) પક્ષપાત, રાખરખાવટ.
પક્ષિણી (ના) પંખીની માદા.
પક્ષી (ના) પાંખવાળું પ્રાણી, પંખી.
પક્ષી (વિ) પક્ષ કરનાર, મળતિયો.
પક્ષે (અ) બીજી રીતે જોતાં, વિકલ્પે.
પખ (ના) પક્ષ, પાંખ.
પખવાજ (ના) પખાજ, મૃદંગ, એક વાજિત્ર.
પખવાડિયું (ના) પક્ષ, પંદર દિવસ.
પખાજ (ના) પખવાજ, મૃદંગ.
પખાજી (વિ) પખાજ વગાડનારો.
પખાલ (ના) પયખલ્લ, મશક, પાણીની ચામડાની થેલી. પક્ષાલન, શિવમંદિર સાંજે ધોવું તે.
પખાલી (ના) પખાલનો ધંધો કરનાર.
પખાળવું (ક્રિ) પક્ષાલન કરવું, ધોવું, સાફ કરવું.
પખું (ના) પક્ષ, તડું.
પગ (ના) પદ, ચરણ, પાય. પાયો. ચલનશક્તિ.
પગચમ્પી (ના) પગ દાબવાનું કામ.
પગતું (વિ) મોકળું, પોહોળું. [રો, થાળું.
પગથાર (ના) પગથિયાંને આંતરે બેસવાનો ચો-
પગથારિયું } (ના) સોપાન, આરોહણ, પાયરી.
પગથિયું }
પગથી (ના) પગવાટ. લાંબુ પગથિયું.
પગર (ના) ઘામ. પરસેવો. અનાજનાં કસણાં છૂંદી દાણા કાઢવા તે.
પગરખું (ના) પાયત્રાણ, જોડો.
પગરણ (ના) ટાણું, અવસર, શુભ કારજ.
પગરસ્તો (ના) ખુશકીનો માર્ગ.
પગલી (ના) ચોરનાં પગલાં.
પગલું (ના) પગનો આકાર. ચરણચિહ્ન
પગવાટ (ના) પગથી. ખુશકી.
પગાર (ના) દરમાયો, નોકરીના બદલાનો ઠરાવ.
પગી (ના) પગલાં પારખનારો.
પગી (વિ) જેના જન્મતાં પગ પ્રથમ બહાર પડેલા તેવું.
પગેલાગણું (ના) પ્રણામ. પગે પડવું તે. નમન
પઘડબંધ (ના) પાઘડી બાંધનારો. [ભિટ.
પંકજ (ના) કમળ, પદ્મ, અબ્જ.
પંકાવું (ક્રિ) પ્રખ્યાત થવું, ઓળખાવું.
પંક્તિ (ના) હાર, ઓળ, પંગત. વર્ગ.
પંક્તિબહાર (ના) ન્યાતબહાર.
પંક્તિભેદ (ના) ઓછું વધતું પીરસવું તે: ભા-
પંખ (ના) પાંખ, પક્ષ. [ણાઆંતરો.
પંખવા (ના) પક્ષઘાત, એક રોગ.
પંખાળિયું (ના) એક જાતનું ભાત (ચોખા).
પંખિયું (વિ) પાંખવાળું.
પંખી, પંખેરૂં (ના) પક્ષી, ઉડતાં પ્રાણી.
પંખો (ના) વિંજણો, વ્યંજન, તાલવૃંતક.
પંગત, પંગતી (ના) પંક્તિ, હાર. વર્ગ.
પંગુ (વિ) પાંગળું, લંગડું.

પચકડી (ના) પિચકારી.
પચંકણુ (વિ) બીકણુ, પોચું.
પચકાણ (ના) જૈન ધર્મના સોગન, બંધી, બાધા.
પચકણુ, પચકારી (ના) પિચકારી.
પચપચ (અ) છેક પોચું.
પચપચું (વિ) પોચું. ફદફદેલું.
પચરંગ } (વિ) કાળો, ધોળો, પીળો, લાલ
પચરંગી } અને લીલો એ પાંચ રંગવાળું.
પચવવું (ક્રિ) પચાવવું, જેરવવું.
પચવું (ક્રિ) જરવું, પીગળવું. ટકવું. મચવું.
પચાવવું (ક્રિ) જઠરમાં પચે તેમ કરવું, જેરવવું. હજમાવવું.
પચાશ, પચાસ (વિ) ૫૦ (સંખ્યા).
પચુસણ (ના) જૈન ધર્મનું એક વ્રત.
પચ્ચાવન (વિ) ૫૫ (સંખ્યા).
પચ્ચીશ (વિ) પચીસ, ૨૫, (સંખ્યા).
પચ્ચીશી (ના) પચ્ચીશનો જથ્થો.
પચ્ચોતેર (વિ) પંચોતેર, ૭૫ (સંખ્યા).
પચ્છમ (વિ) પશ્ચિમ, પાછળ.
પછડાવું (ક્રિ) ઝીકાવું, અફળાવું, ફૂટાવું. માંદા પડવું.
પછવાડી (અ) પછવાડે, પાછળ, પૂંઠે.
પછવાડું (ના) પાછલો ભાગ.
પછાડવું (ક્રિ) ઝીકવું, અફાળવું. સપડાવવું.
પછાડા (ના) મિથ્યાશ્રમ, ફાંફા. અકળાટ.
પછાડી (અ) પછવાડી, પાછળ.
પછાડી (ના) પછાડો. ઘોડાના પગ બાંધવાનું દોરડું.
પછાડો (ના) ઉથલો. ગાછડાવું તે.
પછાત (અ) પછવાડે, પાછળ.
પછી, પછે (અ) પાછળથી, બાદ.
પછીત (ના) ઘરની પછવાડેની ભીત.
પછીતિયું (ના) ગાડાના માચડાની પાછળ બાંધવાનું તે.
પછે (અ) પછી, બાદ, અનંતર,
પછેડી (ના) દુપટ્ટો, ખેસ, પીછોડી. ઉપરણો.
પછેડીવા (ના) પછેડી જેવડું કાપડ.
પછેડો (ના) પીછાડો, મોટી પછેડી, ચાદર.
પજવવું (ક્રિ) હેરાન કરવું, અકળાવવું. રીબાવવું.
પજાવો (ના) કુંભારની ભઠ્ઠી.
પંચ (વિ) પાંચ, ૫ (સંખ્યા).
પંચ (ના) લવાદ. ત્રાહિત પુરુષ.
પંચક (ના) પાંચનો સમુદાય. ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી અશ્વિનીના પૂર્વાર્ધ સુધીના ચ. નક્ષત્રો.
પંચકોશ (ના) દેહના પડ. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.
પંચગવ્ય (ના) ગાયથી થતાં પાંચ વાનાં-દૂધ દહિં, ઘી, છાણ અને મૂત્ર.
પંચતત્ત્વ (ના) પાંચ મહાભૂત. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ.
પંચપાત્રો (ના) પડઘીવાળું પ્યાલું.
પંચપ્રાણ (ના) દેહમાંના પાંચ વાયુ; પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન.
પંચબાણ (ના) કામદેવનાં પાંચ બાણ. કમળ, અશોક, આંબામોર, મોગરો, અસમાની કમળ.
પંચમ (વિ) પાંચમો સ્વર. એક રાગ.
પંચમ (વિ) પાંચમું, પાંચમા ક્રમનું.
પંચમી (ના) પાંચમ. પાંચમી વિભક્તિ.
પંચમુખી (વિ) પાંચ મોઢાવાળું.
પંચરંગી (વિ) પાંચ રંગનું. ચિત્રવિચિત્ર.
પંચરત્ન (ના) પાંચ રત્ન; સોનું, મોતી, હીરો, માણેક અને પાનું. પાંચ કીમતી ચીજનો જથ્થો.
પંચરસિયું (વિ) પાંચ કે વધારે જાતનું મિશ્રણ.
પંચરાશી, પંચરાશિક (ના) પાંચ પદ ઉપરથી છઠ્ઠું શોધવાની ગણિતની રીત.
પંચલક્ષણ (ના) સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતરો, વંશજોનું ચરિત્ર. (પુરાણના).
પંચલક્ષણ (ના) આસ્થા, વિપ્રસેવન, ક્ષમાનિષ્ઠા, અભેદબુદ્ધિ, નિર્મત્સર (વૈશ્યના).
પંચવક્ત્ર (વિ) પંચમુખી (શિવ, હનુમાન ઈ૦).
પંચવિષય (ના) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.
પંચવૃત્તિ (ના) કૃત્, તદ્ધિત, સમાસ, એક શેષ અને ધાતુવૃત્તિ (કૌમુદી).
પંચશર (ના) કામ, મદન. અરવિંદ, અશોક આમ્ર, નવમલ્લિકા અને નીલકમલ.
પંચશાખ (ના) પોંચે (હાથનો).
પંચજ્ઞાનેંદ્રિય (ના) આંખ, કાન, નાક, જીભ અને ત્વચા.
પંચાગ્નિ (ના) ચાર પાસ ધુણી અને ઉપર સૂર્યનો તાપ. ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણાગ્નિ, સભ્ય અને આવસથ્ય.

પંચાંગ (ના) ટીપણું, એમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ પાંચ વાનાં હોયછે.
પંચાંગળી (ના) પાંચ આંગળી. અંગુઠો, તર્જની, મધ્યમા, અનામિકા અને કનિષ્ઠિકા.
પંચાંગુલ (ના) એરંડ, રૂચક, દીવેલીનું વૃક્ષ.
પંચાણું (વિ) ૯૫ (સંખ્યા).
પંચાત (ના) લવાદ. ન્યાતિલાનું મંડળ. તકરાર.
પંચાતખોર (વિ) ભાંજગડ કરનાર.
પંચાતનામું (ના) પંચાતનો ઠરાવ.
પંચાતિયું, પંચાતી (વિ) નાતનું, પંચ સંબંધી.
પંચાતી (ના) તકરાર, ભાંજગડ.
પંચામૃત (ના) દહીં, દૂધ, ઘી, મધ અને ખાંડ.
પંચાયત (ના) પંચાત. ન્યાત. લવાદ.
પંચાયતન (ના) પાંચ દેવનું મંડળ.
પંચાવન (વિ) ૫૫ (સંખ્યા). ઝેરની જાતિ.
પંચાશી (વિ) પંચ્યાસી, ૮૫ (સંખ્યા).
પંચાસ્ય (ના) શિવ. સિંહ.
પંચિયું (ના) ફાલિયું, ટૂંકું ધોતર.
પંચીકરણ (ના) પાંચ તત્ત્વનું સંમિશ્રણ.
પંચોભાગ (ના) પંચ ભાગ. પાંચ અનાજની ઢગલીઓ
પંજર (ના) પિંજર, પાંજરૂં.
પંજીરી (ના) કોપરૂં, અજમો, ખસખસ, ખાંડ અને ચારોળીનું મિશ્રણ.
પંજાબ (ના) એ નામનો પ્રાંત.
પંજાબી (વિ) પંજાબનું, પંજાબ સંબંધી.
પંજિકા (ના) પદે પદની, વ્યાખ્યા–ટીકા.
પંજીરી (ના) પંજીરી. [ગામેલા નખ.
પંજો (ના) પાંચ દાણાનો સમુદાય. હાથો. ઉ-
પંઝેટવું (ક્રિ) માથે પડયું નિભાવવું.
પંઝેટી (ના) કુંભારનું તથા ખેડુતનું એક ઓજાર.
પટ (ના) વસ્ત્ર. પડ. નકશો. પડદો. લેપ. નદીની પહોળાઈ. જમીનનો ચીરો.
પટ (ના) ઝીક.
પટકવું (ક્રિ) અફાળવું, ઝીકવું. ધૂતવું.
પટકાવવું (ક્રિ) માંગેલું વસ્ત્ર પહેરવું. ધૂતવું.
પટકાવું (ક્રિ) ધૂતાવું. પછડાવું.
પટકો (ના) કસબી ચીરો. કાછો.
પટચ્ચર (ના) જીર્ણ વસ્ત્ર, જૂનું કપડું.
પટન્તર (ના) લુગડાનો આંતરો, પડદો.
પટપટ (અ) તડતડ.
પટપટવું (ક્રિ) બોલવાને આતુર હોવું.
પટપટિયું (ના) પટપટ બોલતું રમકડું.
પટરાણી (ના) મુખ્ય રાણી. રાજાની પ્રથમની સ્ત્રી.
પટલ (ના) પડલ, આંખ. [ની સ્ત્રી.
પટલાઈ (ના) પટેલાઈ.
પટલાણી, પટેલણ (ના) પટેલની ધણિયાણી.
પટવો (ના) રેશમ ગુંથવાનો ધંધો કરનાર.
પટહ (ના) પડો, ઢોલ, થાળી, દાંડી?
પટાઉ (વિ) પટાવનાર. પટાવેલું.
પટાકડી, પટાકો (ના) પટ એવો અવાજ.
પટાટ (ના) ઘોડાનો તંગ.
પટાટા (ના) બટાકા, આળુકડાં, એક કંદ.
પટાદાર (વિ) પટાવાળું.
પટાપટ (અ) પટપટ, તડતડ.
પટાપટી (ના) નાના મોટા લીસોટા.
પટાબાજ (વિ) પટો ખેલનાર. ઠગ.
પટામણું (વિ) પટાવનાર. પટાવે તેવું.
પટારો (ના) પેટારો, મોટી પેટી.
પટાવવું (ક્રિ) ખોટું સમજાવવું, છેતરવું.
પટાવાળો (ના) સીપાઈ.
પટિયાં (ના) સેંથો પાડી હોળેલા વાળ.
પટી (ના) લીપ. ચીરો. આગળી.
પટુ (વિ) પ્રવીણ. ચંચળ, ચાલાક.
પટેલ (ના) મુખી. કણબી કોળીનું ઉપનામ.
પટેલાઈ (ના) પટેલનું કામ. પટેલનો દરજ્જો.
પટો (ના) લીસોટા. પટકો. પાટી. સનદ. લાકડીની કસરત. પેચ. ફો. પટી.
પટ્ટ (અ) ઝટ, ઉતાવળથી.
પટ્ટાભિષેક (ના) અધિકાર લેતી વખતની ક્રિયા.
પટ્ટી (ના) પટી. બીડી. જમીનનો ચીરો.
પટ્ટો (ના) પટો. પાટ.
પઠન (ના) ભણતર, અભ્યાસ, પાઠ.
પઠવું (ક્રિ) મૂલ નક્કી કરવું, કીમત ઠેરવવી.
પઠાણ (ના) મુસલમાનની એક જાત. વહાણના તળીઆનું લાકડું.
પઠે (અ) પેઠે, માફક, જેમ.
પઠુણ (ના) નક્કી કરેલી કીમત.
પઠ્ઠો (વિ) લઠ, કદાવર.
પડ (ના) પટ. અગ્રભાગ. મેદાન. કોઠિયો સામે.
પડખું (ના) પાસું, બાજુ.

પડખે (અ) પાસે, નજીક, પડોસમાં.
પડઘમ (ના), એક વાજિંત્ર.
પડઘી (ના)વાસણને લગતી કોરવાળી બેઠક. પ-
પડઘો, પડછન્દો(ના)પ્રતિધ્વનિ. [ગનો અવાજ.
પડછાંયો (ના) પડેલો છાંયો, ઓળો.
પડત, પડતર(વિ)પડી રહેલું. ખરાબો પડેલું તે.
પડતલી (ના) ગડાકુની કોથળી.
પડતાલવું (ક્રિ) ફેરવવું. નાશી જવું. અફાળવું.
પડતી, પડતીદશા (ના) અસ્ત, નબળી હાલત.
પડતીરાત (ના) પાછલી રાત, ભાગી રાત.
પડતું (ના) ઝંપલાવું તે. ધસારો.
પડથાર (ના) ચોક. ઘરની બહારનો ઓટલો.
પડદી (ના) ઝુડી, પણી નાની ભારી.
પડદું (ના) લૂગડે બાંધેલું ઘાસ.
પડદેપોશ (વિ) પરદામાં રહેલું, જનાની. છૂપું.
પડદો (ના) પડો, ભારો. આંતરો. ઢાંકણ.
ચક. તાર. પડ. ઓઝલ.
પડપ (ના) શરમ, લજ્જા.
પડપું (વિ) દૂબળું, અશક્ત.
પડપૂછ (ના) પૂછપરછ.
પડબીડિયું (ના) પરબીડિયું, કવર, લીફાફો.
પડભીતિયું (ના) ભીતને લગતી નાની ભીત. ખુ-
પડયો (ના) ટેકણ, પડદેયો. [રજ.
(ક્રિ) જોરથી નીચે આવવું. તૂટવું. પછ-
મરવું. ઘટવું. દુર્દશા પામવી. નડવું.
, બનવું, હોવું. દેખાવું. પ્રાપ્ત થવું.
લાવવું. મુકામ કરવો.
(ના) ટેકણ.
ના) પ્રતિપદા, પહેલી તિથિ.
(ના) મેદો, ભીના ઘઉંનો લોટ.
) પટલ, છારી, ઝાંખ.
) મછવો.
) પડતર. પડાવી લીધેલું. [રસાઈ.
ડાપડી (ના)ઉપરાઉપરી માંગણી, સ-
છાવણી, મુકામ, [કેમ્પ, અંગ્રેજી].
) ફોસલાવી લેવું, જબરદસ્તીથી
છાપરાનો ઢાળ. [લેવું.
એક ઢાળની છાપરી.
પડ. એક સાગ.
દડિયો, દ્રોણ.

પડી (ના) ઘણી ઔષધિનું મિશ્રણ.
પડીકું (ના) બંડળ, નાનો પડો.
પડો (ના) ટાંચદાર લાંબુ પડીકું. ઢોલ, પટ
પડોશ (ના) પડોસ, પાસેનો વાસ.
પડોશી (ના) પડખે રહેનાર.
પડોસણ (ના) પડોશમાં રહેતી સ્ત્રી.
પડૂડો (ના) બાવળની સીંગ.
પઠન (ના) પઠન, અભ્યાસ, ભણતર.
પઠવું (ક્રિ) ભણવું. બોલવું.
પણ (ના) વચન. ટેક. મમત્વ.
પણ (અ) ઉભયાન્વયી. વધ, ઘટ, વિરોધ, પૂ-
ર્ણતાદર્શક. પરંતુ, લેકીન, તોપણ, અપિ.
પણ (પ્ર)પણું અર્થે. જેમ ગળપણ, બાળપણ.
પણઘટ (ના) ઓવારો, પાણીનો ઘાટ.
પણછ (ના) ચાપ, તીરની આડી કામઠી.
પણતર (ના) લગ્ન સંબંધ, વિવાહ.
પણતર (વિ) પરણેતર, પરણેલી (સ્ત્રી).
પણવું (ક્રિ) પરણવું, લગ્ન કરવાં.
પણિયત (વિ) પરણેલી. (ના) પરણતર.
પણિયારી (ના) પાણી ભરી આણનારી ના
પણી (ના) ભારી, ઝુડી.
પણું (પ્ર)તા, ત્વ અર્થે. જેમ નીચપણું=પ-
તા, નીચત્વ.
પણે (અ) ત્યાં, પેલે ઠેકાણે.
પણો (ના) દડ, રેતી. સરબત, મીઠો રસ.
પણ્ડ (ના) શરીર, પિંડ, જાત. એક રોગ.
પણ્ડા (ના) વિવેકવતી બુદ્ધિ.
પણ્ડિત (ના) પણ્ડાવાળો, વિદ્વાન.
પણ્ડુ (ના) પાંડુ, પણ્ડરોગ.
પણ્ડે (અ) જાતે, પોતે, ખુદ, સ્વતઃ
પણ્ડોળું (ના) એક શાક.
પત (ના) પતિ (કવિતામાં), ટેક. ધીર, શાખ.
પતકરવું (ક્રિ) ગણકારવું, માનવું, કબૂલવું.
પતંગ (ના) એક કીટ. એક કાષ્ટ. કનકવો.
પતંગિયું (ના) એક કીડો.
પતઝડી (ના) પાનખર ઋતુ.
પતન (ના) પડવાની ક્રિયા.
પતરાજ, પતરાજી (ના) ફૂલાસ, ગર્વ,
પતરાજીખોર (વિ) પતરાજિયું, બડાઈખોર.
પતરાવળ, પતરાવળી (ના) પત્રાવળી, બાં-

પતરૂં (ના) પત્ર, ધાતુને ટીપીને પાતળો કરેલો ઘાટ. મોટી દથરોટ.
પત્રાળી, પતવાળું (ના) પતરાવળી, ખાજ.
પતવું (ક્રિ) સમાધાન થવું. જવું, ખસવું.
પતાવવું (ક્રિ) રૂઠવું, ગુસ્સે થવું. પસરવું.
પતાક, પતાકા (ના) ધજા, વાવટો, નિશાણ.
પતાવવું (ક્રિ) માંડી વાળવું, નીકાલ કરવો.
પતાસાં, પતાસું (ના) એક ખાંડની મીઠાઈ.
પતાળ (ના) પાતાળ.
પતિ (ના) ધણી, વર, કંથ, નાથ. માલિક.
પતિત (વિ) પડેલું. ભ્રષ્ટ.
પતિરાં (ના) ભીંડાનાં નાનાં બકરાં.
પતિવ્રત (ના) શિયલ, પતિવ્રતાપણું.
પતિવ્રતા (ના) સતી, સાધ્વી, શિયલપાળનારી.
પતીજ (ના) પ્રતીતિ, ખાતરી. શાખ.
પતેલી, પતેલું (ના) તપેલી, નાનો ટોપ, પાતિલી.
પત્તન (ના) પુર, નગર.
પત્તર (ના) પત, આબરૂ.
પાતરવડિયાં (ના) અળુના પાંતરાનાં ભજીઆં.
પત્તો (ના) ઠામ, ઠેકાણું. શોધ. તલાસ.
પત્થર (ના) પ્રસ્તર, પથ્થર, પાષાણ.
પત્ની (ના) વહૂ, સ્ત્રી.
પત્ર (ના) કાગળ. લેખ. પાંદડું. પતરં. પાનું.
પત્રક (ના) પાનું. ટીપ, યાદી. કોઠા પાડેલો હિસાબી કાગળ.
પત્રાવળ, પત્રાવળી (ના) પતરાવળી.
પત્રાળી (ના) ખાજ, પતવાળી.
પત્રિકા (ના) ચીઠ્ઠી, રુક્કો. જન્મોત્રી.
પત્રી (ના) જાયપત્રી. પત્રિકા.
પત્રું (ના) પતરૂં.
પથ (ના) માર્ગ, વાટ, રસ્તો.
પથરાવું (ક્રિ) ફેલાવું, વિખેરાવું. પ્રસરવું.
પથરી (ના) હજામનો અસ્રા ઘસવાનો પથ્થર. એક રોગ. ચકમક.
પથરો (ના) પ્રસ્તર. પાષાણ. વાંધો.
પથો (વિ) ટાઢો, ધીમો. જડ.
પથરણું (ના) પાથરણું, શેતરંજી, સાદડી.
પથાર (ના) પથારો, પસારો, ફેલાવો.
પથારી (ના) બીછાનું, તળાઈ. મુકામ.
પથારો (ના) પસારો, ફેલાવો.

પથિક (ના) વટેમારગુ, પ્રવાસી, મુસાફર.
પથ્થર (ના) પથરો, પ્રસ્તર.
પથ્ય (ના) પહરેજી, ચરી.
પદ (ના) પગ. પદવી. જગા. બારાખડી. શબ્દ. થાળી વાડકાનું અનાજસહિત દાન. ગાયનની રચના. કવિતાનું ચરણ. તુક. ગણિતમાં અંક, મૂળ, કે વર્ગ.
પદક (ના) ચાંદ, પગલું.
પદખણા (ના) પ્રદક્ષિણા, ગોળ ફરવું તે.
પદચ્છેદ (ના) વ્યાકરણ પ્રમાણે પદો છૂટાં પાડવાં તે.
પદચ્યુત (વિ) પદભ્રષ્ટ, પદવીથી ઊઠાડેલો.
પદડી (ના) ગડાકુ રાખવાની કોથળી.
પદપંકજ (ના) ચરણરૂપી કમળ.
પદબંધ (ના) કવિતારૂપ, પદ્યાત્મક.
પદમ (ના) પદ્મ, અબ્જ, કમળ.
પદમણી, પદમની (ના) પદ્મિની.
પદર (ના) પલ્લવ, છેડો. આશ્રય. સ્ત્રીઓનો એક રોગ. ધોવાટ.
પદર (સ) સ્વ, પોતે, જાતે.
પદરખાનું (ના) ભઠીઆરાખાનું.
પદલાલિત્ય (ના) મધુર લાગે એવી સુંદર શબ્દરચના.
પદવી (ના) દરજ્જો, ઓધો, જગા. પદ.
પદાર્થ (ના) ચીજ, વસ્તુ. કોઇપણ વિચાર, વિકાર. પુરુષાર્થ. પદનો અર્થ. તત્વ.
પદાર્થવિજ્ઞાન (ના) પદાર્થના ગુણધર્મનું શાસ્ત્ર.
પદાવવું (ક્રિ) પાદે તેમ કરવું. ગભરાવવું.
પદી (વિ) પદવાળું.
પદું (ના) કામ, ધંધો,
પદેડવું (ક્રિ) તગેડવું, દોડાવવું.
પદોડવું (ક્રિ) રગડોળવું, પેહેર્યા કરવું. ખરે ગડે તેમ વાપરવું.
પદ્ધતિ (ના) નિયમિત રીતિ. ક્રમ, હાર છટા.
પદ્મ (ના) કમળ. એક ચિહ્ન. સો કરોડની સંખ્યા, અબજ.
પદ્મરાગ (ના) માણેક.
પદ્મા, પદ્માલયા (ના) લક્ષ્મી, ગૌરી, શ્રી.
પદ્માસન (ના) બ્રહ્મા. યોગનું તથા ભોગનું એક આસન.
પદ્મિની (ના) એક પ્રકારની સ્ત્રી. ઉત્તમ સ્ત્રી.
પદ્ય (ના) રાગ, કવિતા, પદબંધ,

પધરામણી (ના) મોહાન્પુરૂષનું આગમન.
પધરાવવું (ક્રિ) માનપૂર્વક તેડવું કે વિદાય કરવું. કોઇને ગળે ઘાલવું. પેહેરાવવું.
પધારવું (ક્રિ) માનસહિત આવવું કે જવું.
પનઘટ (ના) પણઘટ, ઓવારો, તીર.
પનાહ (ના) સંરક્ષણ, આસરો. ઓથ.
પનું (ના) ગોળ ને આમલી કે કાચી કેરીનું લેહેજ્જતદાર મિશ્રણ.
પનો (ના) લૂગડાની પોહોળાઈ.
પનોતી (ના) શનિની દશા. પડતી, વિપત્તિ.
પનોતું (વિ) માંગલિક, લાભકારી. મુબારક.
પન્તિયાળું (ના) ભાગ, પાંતીનો ધંધો.
પન્તિયાળો (ના) ભાગિયો, ભાગદાર.
પન્થ (ના) પથ, માર્ગ. રીત. મુસાફરીમાં જરૂરની ચીજોનું દાન.
પન્થી (ના) પંથનો. પ્રવાસી. વટેમાર્ગુ.
પન્દર (વિ) પંચદશ, ૧૫ (સંખ્યા).
પન્દરવાડિયું (ના) પખવાડિયું, પક્ષ.
પન્નગ (ના) સાપ, સર્પ, ભુજંગ.
પન્નર (વિ) પંદર, પંચદશ, ૧૫ (સંખ્યા).
પન્નાળ (ના) પરનાળ, પ્રનાળિકા, નેવના પાણી ઝીલવાની ખુલ્લી નળી.
પપનસ (ના) એક મોટું ફળ.
પપેટી (ના) પારસીઓનું બેસતું વર્ષ. [ખીટી.
પપૈયો (ના) બપૈયો, ચાતક. ફેડો. સતારની
પબ્લિક (વિ) જાહેર, સાર્વજનિક (અંગ્રેજી).
પબ્લિકવર્ક્સ (ના) જાહેર બાંધકામ, ઈજનેર
પમાડવું (ક્રિ) પહોંચાડવું. આપવું. [ખાતું. „
પમ્પાળવું (ક્રિ) શરીરપર પોચો હાથ ફેરવવો.
પય (ના) પાણી, જળ. દૂધ, દુગ્ધ. [જગા.
પયું (ના) ઓલાણ, કોશના બેલને ચાલવાની
પયોધર (ના) દરિયો. વાદળ. સ્તન, ધાઈ,
પર (વિ) બીજું. પારકું. પછીનું. [આંચળ.
પર (પ્ર) આઘે, દૂર; ઉપરાંત જેમઃ અતઃપર
પર (અ) ઉપર. પછી. [પરાત્પર.
પર (ના) પીછું પીછું (પંખીનું).
પરઇ (ના) દાંડો, દસ્તો, પરાઈ. (વિ) પારકી.
પરકમ્મા (ના) પરિક્રમણ, પ્રદક્ષિણા.
પરકાયાપ્રવેશ (ના), બીજાના ખોળિયામાં જીવનું ભરાવું તે.

પરકીયા (ના) બીજાની સ્ત્રી. એક પ્રકારની
પરખ (ના) પારખ, પરીક્ષા. [નાયિકા
પરખવું (ક્રિ) પારખવું, કસ કાઢવો.
પરખાણુ (ના) સઢ બાંધવાનું લાકડું.
પરખાવવું (ક્રિ) દેખાડવું, કસ કઢાવવો. આ[illegible]
પરખાવું (ક્રિ) પારખ થવી, ઓળખાવું.
પરખિયો (ના) રૂ પરખનાર.
પરગજુ (વિ) પરોપકારી, પરમાર્થી.
પરગણું (ના) સૂબો, જીલ્લો.
પરગમન (ના) જારકર્મ, વ્યભિચાર.
પરચુરણ (ના) પ્રચૂર્ણ, છૂટક. નાના સિક્કા.
પરચો (ના) પરતો, ચમત્કાર.
પરજ (ના) એક રાગ. પરત, વર્ગ (જમીનના).
પરજંક (ના) પર્યંક, પલંગ, છપરખાટ.
પરજિયો (ના) પરજ. રાજિયો. સોનીની એક
પરડવું (ક્રિ) પડવું, કીમત ઠરાવવી. [જાત.
પરડ (અ) અવાજનું અનુકરણ.
પરડો (ના) બાવળની સીંગ.
પરણ (ના) લગ્ન, વિવાહ. પર્ણ, પાંદડું
પરણમું (ક્રિ) પ્રણમું, પગે લાગું.
પરણવું (ક્રિ) લગ્ન સંબંધ કરવો.
પરણાવવું (ક્રિ) પરણે તેમ કરવું. વિવાહ કરવા. પાણી રેડવું. ગળે ઘાલવું.
પરતક્ષ (અ) પ્રત્યક્ષ, સન્મુખ.
પરતંત્ર (વિ) પરાધીન.
પરતવું (ક્રિ) ઘુંટવું.
પરતીત (ના) પ્રતીતિ, પતીજ. ભરોસો.
પરતો (ના) પ્રતાપ, જાગતાજોધપણું. મહિમા.
પરત્વે (અ) લીધે, યોગે, થી.
પરદાદો (ના) દાદાનો બાપ, પ્રપિતા.
પરદાર, પરદારા (ના) પારકી સ્ત્રી.
પરદેશ (ના) પરમુલક, વિદેશ.
પરદેશી (વિ) પારકા દેશનું. ભૈયો.
પરધર્મ (ના) પારકો ધર્મ.
પરનાતિ (વિ) પરજ્ઞાતિ, બીજી ન્યાતીનું
પરનાળ (ના) પ્રનાલી, પન્નાળ.
પરનાળિકા (ના) પરનાળ. રૂઢી.
પરન્તુ (અ) પણ, તોપણ, તથાપિ.
પરન્દુ (ના) પંખી પક્ષી.
પરપેંઠ (ના) હુંડીની ત્રીજી નકલ.

પરપોટો (ના) ફોડ.) ફુકકો.
પરમ (ના) પ્રપા, ધર્માદા જળપાન.
રબિડિયું (ના) પરબિડિયું, કવર, લીફાફા.
રબિયો (ના) પરબપર પાણી પાનારો.
રબુદ્ધિ (ના) પારકી અક્કલ.
પરબ્રહ્મ (ના) અક્ષર બ્રહ્મથી પર તે. પરમેશ્વર
પરભવવું (ક્રિ) થકવવું, કાયર કરવું.
પરભા (ના) પરવા, દરકાર, તમા.
પરભાતિયું (ના) પ્રભાતિયું, પ્રાતઃસ્મરણ.
પરભાર્યું (વિ) પારકું. ગૈહિત. અજાણ્યું.
પરભાર (અ) બારોબાર.
પરમ (વિ) શ્રેષ્ઠ, ઉત્તમ. મુખ્ય. ત્રીજું.
પરમ (અ) ઘણુંજ, અતિશય.
પરમદહાડે (અ) ત્રીજે દહાડે.
પરમપ્રિય (વિ) ઘણુંજ વહાલું.
પરમહંસ(ના)પરમાત્મા. એક જીતેંદ્રિય યોગી.
માણવું (ક્રિ) સાચું માનવું, પ્રમાણ ગણવું.
માણુ (ના) સૂક્ષ્મ અણુ. ઝીણામા ઝીણો
માત્મા (ના) બ્રહ્મ, પરમેશ્વર. [અંશ.
પરમાનંદ (ના) શ્રેષ્ઠ આનંદ. બ્રહ્મ. વિષ્ણુ.
પરમાર્થ (ના) મોક્ષસાધન. પરોપકાર. પુણ્ય.
પરમાર્થી (વિ) પરોપકારી.
પરમિયો (ના) પ્રમેહ, મેહ, પરમો, એક રોગ.
પરમેશ, પરમેશ્વર (ના) પરબ્રહ્મ, જગદીશ.
પરમેશ્વરી (ના) દેવી, આદ્યશકિત.
પરમો (ના) પરમિયો, એક રોગ.
પરમ્પરા (ના) ઉત્તરોઉત્તર ક્રમ.
પરમ્પરાગત (અ) પરાપૂર્વથી ચાલતું, અસલી.
પરરાજ (ના) પરદેશીનું રાજ. પરમુલક.
પરલી (ના)પલ્લી, ધીરોડી; પાલ. (એક પ્રાણી).
પરલોક (ના) બીજી દુનિયા. મૂઆ પછીની
પરવ (ના) પર્વ, તહેવાર. પરબ. [સ્થિતિ.
પરવડવું (ક્રિ)પાલવવું, ખોળવું, અનુકૂળ પડવું.
પરવડવું (ક્રિ)પાલવવું, ખોજવું. અનુકૂળ આવવું.
પરવરતાવવું (ક્રિ) ફેલાવવું, પ્રસાર કરવો. ચ-
પરવરવું (ક્રિ) સિધારવું, જવું. [લાવવું.
પરવરશી (ના) પાલણપોષણ. પનેહગારી.
પરવશ (વિ) પરાધીન, પરતંત્ર. તાબાનું.
પરવળ (ના) એક શાક.
પરવા (ના), તમા, દરકાર, ગરજ.
પરવાનગી (ના) રજા, છૂટ, આજ્ઞા. [અંગ્રેજી.
પરવાનો (ના) રજાચીઠી. સનંદ. (લાઈસન્સ.
પરવાર (ના) નવરાસ, ફુરસદ, અવકાશ.
પરવારતું (વિ) બેરોજગારી. નવરું,
પરવારવું (ક્રિ) ફારગત થવું, નવરા થવું.
પરવારી (ના) એક દખણની અતિ શૂદ્ર જાતિ.
પરવાળું (ના)પ્રવાલ, એક જલજંતુના લોહીના
મણકા. [નું અંતર.
પરવીટો (ના) રેંટિયાપરથી સૂતર ઉતારવા-
પરશાળ (ના)ચાલી, ભોંયતળિયાની છૂટી જગા.
પરશુ (ના) ફરસી. એક હથિયાર.
પરશુદ્દી (ના) ધોયલા ઘઉંનો લોટ, મેદો.
પરસ (ના) ઝાકળ.
પરસણ ચરવાં (ક્રિ) મળસકે ઢોર ચારવાં.
પરસેવ (ના) પ્રસ્વેદ, ઘામ. ચાકરી.
પરસેવો (ના) પ્રસ્વેદ; ઘામ, બફારો.
પરસ્પર (અ) અન્યોન્ય, માંહોમાંહે. પોતા-
પરસ્વાધીન (વિ)પરતંત્ર, પરાધીન. [પોતામાં.
પરહરવું (ક્રિ) તજવું, દૂર કરવું.
પરહેજ (વિ) કેદ. ખાવાની બાધાવાળું.
પરહેજ, પરહેજી (ના) કરી, પથ્ય, બંધી, બાધા.
પરહેજગાર (વિ) પથ્ય પાળનાર.
પરળવું (ક્રિ) પલળવું. ભીંજાવું.
પરાંત (વિ) ગુરાંત, શિલક, બાકીનું.
પરાંતવું (ક્રિ) પરવારવું, કામથી ફરાગત થવું.
પરા (ના) વાણીનું પ્રથમ સ્વરૂપ. ઉત્તમગતિ.
પરા (ઉ) ઉલટું, અતિ, વિશેષ ઇત્યાદિ અર્થે.
પરા, પરાઈ (ના) દાંડો, દસ્તો.
પરાકાષ્ઠા (ના) છેલ્લી હદ મહામુસીબત.
પરાક્રમ (ના) સામર્થ્ય, શકિત, શૌર્ય.
પરાક્રમી (વિ) સમર્થ, વીર્યવાન્.
પરાગ (ના) ફૂલોમાંનો સુગંધી ભૂકો.
પરાછિત (ના) પ્રાયશ્ચિત. શુદ્ધિ.
પરાજ (ના) પરાત, કથરોટ, થાળો.
પરાજય (ના) પરાભવ, હાર.
પરાણી (ના) પરોણી, આરવાળી લાકડી.
પરાણે (અ) બળાત્કારે, જોરાવરીએ.
પરાણો (ના)ખેડુતનું એક હથીઆર. આગ્રહપૂર્વક,
પરાત્પર (વિ) શ્રેષ્ઠ. સૌથી પર તે. [મેમાન.
પરાધીન (વિ) બીજાના તાબાનું, પરતંત્ર.

પરાન્ન (ના) પારકું અનાજ.
પરાભવ (ના) પરાજય, હાર.
પરાય (ના) પરાઈ, દાંડો, દસ્તો.(ખાંડવાનો).
પરાયણ (વિ) વળગેલું, સંબંધી. તત્પર.
પરાયું (ના) પારકું.
પરાર, પરારિ (અ) તીજે વરસે.
પરાર્ધ (વિ) ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ (સં-[ખ્યા).
પરાર્ધ (ના) બ્રહ્માનું અરધું આવરદા.
પરાલ (ના) પલાલ, પેંડો, ભાતનું ઘાસ.
પરાવર્તન (ના) ઉલટું કરવાની ક્રિયા.
પરાવૃત્ત (વિ) ઉલટાવેલું, પાછું આપેલું.
પરિ (ઉ) ચોફેર, વિશેષ, ઈત્યાદિ અર્થે.
પરિગ્રહ (ના) દાન.
પરિઘ (ના) આગળો, આડી.
પરિચય (ના) ઓળખાણ, પિછાન.
પરિણામ (ના) છેલ્લું ફળ, હાંસલ.
પરિતાપ (ના) ઘણોજ તાપ. પ્રતાપ. ભય.
પરિત્યાગ (ના) હમેશને માટે તજવું તે.
પરિધ, પરિધિ (ના) ઘેર, ઘેરાવો.
પરિધાન (ના) પહેરવું તે, વસ્ત્ર, પોશાખ.
પરિપક્વ (વિ) પૂરૂં પાકેલું, સીજેલું.
પરિપૂર્ણ (અ) સંપૂર્ણ, સારી પેઠે.
પરિબ્રહ્મ (ના) પરબ્રહ્મ, પરમાત્મા.
પરિભાષા (ના)સ્પષ્ટ વ્યાખ્યા. શાસ્ત્રીય શબ્દો.
પરિમળ (ના) પીમળ, સુવાસ, સુગંધ.
પરિમાણ (ના) માપ, વજન. પ્રમાણ. સંખ્યા.
પરિયટ (ના) ધોબી, લુગડાં ધોનાર. [ગણુન.
પરિયા (ના) વડાવા, પૂર્વજ. વંશજો.
પરિવાર (ના) કુટુંબકબીલો, ખટલો.
પરિશિષ્ટ (વિ) શેષ, બાકીનું.
પરિશોધ (ના) સંપૂર્ણ શોધ. પાકી તપાસ.
પરિશ્રમ (ના) ઘણીજ મહેનત.
પરિહાર (ના) વારણ, નિવારણ, દોષહરણ.
પરી (ના) અપ્સરા, પાંખવાળી સુંદરી.
પરીક્ષક (ના) પરીક્ષા લેનાર, તપાસનાર. પા-
પરીક્ષા (ના) તપાસ. શોધ. જ્ઞાન. [રિખ.
પરીખ (ના) પારેખ, પરીક્ષક. સરાફની અટક.
પરીસવું (ક્રિ) પીરસવું, પરિવેષણ કરવું.
પરૂં (વિ) દૂર, આઘું
પરૂં (ના)ગામના દરવાજાને લગતી જગા. પુર.
પરૂ (ના) પાકા ગુમડાનો સફેત ઘટ રસ.
પરૂણો (ના) પરાણો, આરવાળી લાકડી.
પરે (ના) પોહ, પરોઢ, મળસકું, પ્રભાત.
પરેજ (વિ તથા ના) જુઓ "પરહેજ."
પરેજી (ના) કરી, પથ્ય. બંધી.
પરેસાન (વિ)નિર્લજ,વંઠેલ. ચતુર. [મારફતે.
પરોક્ષ (અ)અદૃશ્ય, ગુપ્તપણે. પાછળ. બીજાની
પરોઢ, પરોઢિયું (ના) પ્રભાત, મળસકું, વહાણું.
પરોણી (ના) પરાણી, આરવાળી લાકડી, સ્ત્રી મેમાન.

| પરોણાગત<br>પરોણાચાકરી<br>પરોણાચાર | (ના) મેમાનીયત, આદરસત્કાર. ખાતરબરદાસ્ત. |
|---|---|

પરોણો (ના) મોટી પરાણી. મેમાન, પ્રાહુણક.
પરોપકાર (ના) પારકાનું ભલું કરવું તે. પર-
પરોપકારી (વિ) પરહિત કર્તા. [હિતનું કામ.
પરોવવું (ક્રિ) પોરવવું. જોડવું.
પર્જન્ય (ના) વર્ષાદ, મેઘ.
પર્ણકુટી (ના) ઝુંપડી.
પર્મ (વિ) પરમ અર્થે (કવિતામાં).
પર્યંક (ના) પલંગ, છપ્પરખાટ.
પર્યટન (ના) પ્રવાસ, મુસાફરી, દેશાટણ.
પર્યન્ત (અ) લગી, સૂધી.
પર્યાપ્તિ (ના) સમાપ્તિ, પૂર્ણતા, તૃપ્તિ. અંત.
પર્યાય (ના) રીત. તોડ. અર્થ. બદલો.
પર્વ (ના) તહેવાર. પેરિયું. વિભાગ.
પર્વણી (ના) પુણ્યતિથિ, તહેવાર.
પર્વત (ના) ડુંગર, નગ, પહાડ.
પલક (ના) પળ, ક્ષણ. [વિ, વર્ષાદ.
પલકદરિયાવ (ના) પલમાં દરિયો બનાવે એ-
પલકારો (ના) પલક. આંખનો ઈસારો.
પલંગ (ના) પર્યંક, છપ્પરખાટ.
પલંગડી (ના) નાનો ખાટલો.
પલંગપોષ (ના) પલંગનો ઓસીકા તરફનો ભાગ ઢાંકવાનું કપડું.
પલટણ (ના) લશ્કરની ટૂકડી. હારની હાર.
પલટવું (ક્રિ) ઉલટાવવું, ફેરબદલ કરવું. લોટવું. બદલે જવું. [પટાનો ખેલ.
પલટો (ના) ગાયનની એક છટા, તાન. એક
પલવટ (ના) પહેરેલા વસ્ત્રની ગાંઠ.

પલળવું (ક્રિ) ભીંજાવું, પાણીવાળું થવું.
પલાંખી (ના) આંકના પાડાની હાર. પલ્લ-
ખા. આંકના પ્રશ્ન. [ધું તે. પદ્માસન.
પલાંઠી (ના) પગમાં પગ મેળવી ચપટ બેસ-
પલાખા (ના) પલાંખી, આંકના પ્રશ્ન.
પલાણ (ના) પલ્યયન, ખોગીર, જીન.
પલાણ કરવું (ક્રિ) ઘોડાપર સ્વારી કરવી.
પલાણ્ડુ (ના) કાંદો, ડુંગળી.
પલાયન (ના) પોબારાં. નાસભાગ.
પલાશ (ના) ખાખર, એક વૃક્ષ. [લવું.
પલાળવું (ક્રિ) ભીંજવવું, ભીનું કરવું. ઓ-
પલિતા (ના) કાકડા. ઘીમાં ઠારેલા પોળીના
પલિતો (ના) બળતો કાકડો, આગ. [કકડા.
પલીત (ના) પ્રેત, ભૂત. ભયંકર માણસ.
પલોટવું (ક્રિ) કેળવવું. રગદોળવું.
પલ્લવ (ના) કુંપળિયાં, નવા અંકુર. પાલવ.
પલ્લિ (ના) ધીલોડી, ઘેઠી, એક પ્રાણી.
પલ્લું (ના) ત્રાજવાનું ઠામ. લગ્ન પ્રસંગ-
નું સ્ત્રીધન.
પલ્લો (ના) છેડો, પદર, પાલવ. ટપ્પો.
પવઈ (ના) પાંવે, નપુંસક, હીજડો.
પવન (ના) વાયુ, સમીર, મરુત.
પવનચક્કી (ના) પવનથી ફરતું ચક્ર.
પવનપાવડી (ના) જે પહેર્યાથી પવનની પેઠે
ઉડાય તેવી પાદુકા. વાયુવેગ.
પવાડો (ના) પોવાડો, વીર વર્ણનની લાવણી.
પવાલું (ના) પ્યાલું, જામ.
પવિત્ર (વિ) શુદ્ધ, પાવન, ચોખ્ખું.
પવિત્રાંબારસ (ના) શ્રાવણ શુદ ૧૨. દેવને
પવિત્રાં ધરાવવાનો દિન.
પવિત્રી (ના) દર્ભની વીટી, દેવનાં પગલાં.
પવિત્રું (ના) રેસમ સુતરની કંઠી. મોતીની,
પશમ (ના) ઊન. સફેદ રૂ, શષ્પ. [સેર.
પશુ (ના) ચોપગાં પ્રાણી, ઢોર.
પશુપતાસ્ત્ર (ના) શિવજીનું બાણ.
પશ્ચાત્ (અ) પછે, પાછળથી. [ળાપો.
પશ્ચાત્તાપ (ના) પસ્તાવો, પછીથી થતો બ-
પશ્ચિમ (ના) આથમણી. (વિ) પાછળું.
પશ્યન્તી (ના). શબ્દની બીજી સ્થિતિ.
પસન્દ (વિ) ગમતું, ભાવતું, સ્વીકારેલું.
પસર (ના) પ્રભાતમાં ઢોર ચારવાં તે.
પસરવું (ક્રિ) પ્રસરવું, ફેલાવું, વિસ્તૃત થવું.
પસલી (ના) આઠીયું. વીટી. રાખડીની ભેટ.
પસલો (ના) ખોબો.
પસવારવું (ક્રિ) પંપાળવું.
પસાય (ના) પ્રસાદ, કૃપા.
પસાયતું (ના) ચાકરી બદલ આપેલી ભોંય.
પસાર (ના) હેરાફેરા.
પસાર (વિ) પાર ઉતરેલું, દાખલ થયલું.
પસારવું (ક્રિ) ફેલાવવું, લંબાવવું.
પસારો (ના) પ્રસાર, ફેલાવ, વિસ્તાર.
પસિયારું (ના) ખીલી ઘાલવાનું નાકું.
પસીનો (ના)પરસેવો, ઘામ, બફારો, પ્રસ્વેદ.
પસ્તાં (ના) એક સૂકો મેવો.
પસ્તાગિયો (ના) કાછિયો, શાકભાજી વેચનાર.
પસ્તાનું (ના) પ્રસ્થાન, સમુહૂર્તમાં પાસેની
પસ્તાવું (ક્રિ)પસ્તાવો પામવો. [જગામાં વાસ.
પસ્તાવો (ના), પશ્ચાત્તાપ, ખેદ.
પસ્તી, પસ્તું (ના) પુષ્ટિ, ઉપરાણું, પક્ષ.
પહર (ક્રિ) મધરાતે ઢોર ચારવાં.
પહાણવું (ક્રિ) કોરું કપડું ધોવું, નીખારવું.
પળ (ના) પલ, ક્ષણ.
પળકવું (ક્રિ) વારે વારે આવવું, પેધે પડવું.
પળવું (ક્રિ) જવું, નાસવું, રખાવું. ખરું થવું.
પળિયું (ના) પલિત, ધોળાવાળ.
પળી (ના) પળિયાં. બરણીમાંથી પ્રવાહી કા-
પળો (ના) મોટી પળી. [ઢવાનું ઠામ.
પળોટવું (ક્રિ) પલોટવું, કેળવવું.
પાંકડ (વિ) વાંઝણી, વંધ્યા.
પાંકવું (વિ) ધારેલું, તાકેલું.
પાંખ(ના)પક્ષ. છાપરાની બાજુનો છેડો. ઓથ.
પાંખડી (ના)ફૂલની પાંદડી. દુર્વાની ડાંખલી.
પાંખડું (ના) શાખા, ડાળી.
પાંખી (અ) વિના, શિવાય.
પાંખી (ના) બીજે દિવસ, પછીનો દિન.
પાંખુ (ના) પાંખડું. (વિ) પાંતળું, ઓછું.
પાંખોડું (ના) બાહુ, હાથ.
પાંગત (ના) પગ તરફનો ભાગ.
પાંગરવું (ક્રિ) અંકુર ફૂટવા, ખીલવું.
પાંગરા (ના) ઝુલતી દોરી.

પાંગળગાડી (ના) બાળકને ચાલતાં શીખવાની
પાંગળું (વિ) પંગુ, પગમાં ખોડવાળું. [ગાડી.
પાંચ (વિ) પંચ, ૫ (સંખ્યા).
પાંચડો (ના) પાંચ સંખ્યાનું ચિહ્ન, ૫.
પાંચમ (ના) પાંચેમ, પંચમી.
પાંચું (ના) પાંચના આંકડાનો પાડો.
પાંચેમ (ના) પંચમી, પક્ષની ૫ મી તિથિ.
પાંજણ, પાંજણી(ના)અંધારણ, ટેવ, હાર, ખળ.
પાંજર (ના) પાદર.
પાંજરાપોળ (ના) અશકત ઢોરની ધર્મશાળા.
પાંજરી (ના) ગાડાના પાછલા ભાગનું ઢાંકણું.
પાંજરું (ના) ૧પંજર. જાળીદાર અંધીઆર ચો-
પાંજી (ના) પાંજણી, ટેવ, કરોડું. [કહું.
પાંત (ના) પાંગત, પગ તરફનો ભાગ.
પાંતરી (ના) અનાજના છોડનું પાંદડું.
પાંતી (ના) ભાગ, હિસ્સો, વાંટો.
પાંદડી (ના) ફૂલની પાંખડી. પાંતરી. એક કા-
પાંદડું (ના) પાતરું, પત્ર, દલ. [નનું ઘરેણું.
પાંપણ, પાંપેણ (ના)આંખના પાળાપરના બાલ.
પાંસરું (વિ) પાધરું, સીધું. ઠાવકું, ડાહ્યું.
પાંસળી (ના) છાતીના ઠાઠાંના બાજુની હાડ-
પાંસેઠ (વિ) ૬૫ (સંખ્યા). [કી. અક્કલ.
પા (વિ) પાદ, પા, ચતુર્થાંશ. ૦।
પા (ના) પાયા, ૦। ના આંક.
પાઈ (ના) પૈ. અડધી. સોપારી.
માઈયો (ના) પાયો. નાનો જાડો દંડકો.
પાઉ (ના)જાડી ભાખરી. વિલાતી રોટી.
પાક (ના) રસોઈ. ઉપજ, પેદાશ. વસાણાં નાંખી સેકેલું ચૂરમું. પૌષ્ટિક ખોરાકની મેળવણી. પકવતા.
પાક (વિ) પવિત્ર, શુદ્ધ. ઇમાનદાર.
પાકચટ (વિ) થોડું પાકેલું (ફળ).
પાકટ (વિ) પકવ, પાકેલું.
પાકડું (ના) વગ, વસીલો.
પાકણી (વિ) પાણી ઊઠે તેવી.
પાકવું (ક્રિ) ઉગવું, ફળવું. પકવ થવું. વળવું. દુખવું. મુદત ભરાવી. તાબે થવું.
પાકશાસ્ત્ર (ના) સૂપશાસ્ત્ર, રસોઈની વિદ્યા, કડછીકળા. [અનુર્વની.
પાકું (વિ) પકવ, પકકું. પૂરું. ઠરેલું. પુખ્ત.

પાખ (ના) પખ, પક્ષ, તરફેણ.
પાખણ્ડ (ના) ધર્મઢોંગ. બનાવટ.
પાખણ્ડી (વિ) ઢોંગી. કૃત્રિમ.
પાખર (ના) પ્રક્ષર, ફૂલની ચાદર. બખ્તર.
પાખાણ (ના) પાષાણ, પથ્થર, અશ્મ.
પાખી, પાખે (અ) વિના, વગર, સિવાય.
પાખી (ના) ચૌદશની પર્વણી (જૈન).
પાખો (ના) કણ્ટીકાળો, રાખોડીનો લેપ.
પાગ (ના) પાદ, ચરણ, પગ.
પાગડું (ના) રકાબ; પાવડો; લટકતું પેગથિયું
પાગર (ના) હોડી ખેંચવાનું દોરડું.
પાગરણ (ના) પથારીનો સામાન.
પાગલદાણા (ના) પગનું ઘરેણું.
પાગા (ના) પાયગા. [ચીરે
પાઘ, પાઘડી (ના)માથે બાંધવાનો ટૂંકા પતા
પાઘડી બંધાવવી(ક્રિ)શોક મૂકાવવો,ઈનામ અ
પાચક (વિ)પચાવનારું, (ના) રસોઈઓ. [પ
પાચન (ના) પચનક્રિયા.
પાચ્છા (ના) પાદશાહ, બાદશાહ, રાજા.
પાછલી રાત (ના) રાતનો ચોથો પોહોર.
પાછલું (વિ) પછવાડેનું. ગત. છેલ્લું.
પાછલો પોહોર (ના) દિવસનો ચોથો પોહો
પાછળ (અ) પૂઠે, પછવાડે.
પાછું (અ) ફરીથી, વળી. પૂઠે.
પાછું થવું (ક્રિ) મરણ પામવું.
પાજ (ના) પૂલ. એક રેસમી કાપડ.
પાજી (વિ) બેશરમું. નીચ.
પાંચજન્ય (ના) વિષ્ણુનો શંખ.
પાટ (ના)પીઠ. બાંક. ગાદી. આસન. પટ્ટ, વર
પાટલા ઘો (ના) એક જાતની ઘો. એક પ્રાણ
પાટલાસાસૂ(ના)મોટી સાળી.વહૂની મોટીબહે
પાટલી (ના) બાંક. નાનો પાટલો. પગનું અખું તળિયું. એક ઘરેણું. પુરુષના પહેરેલ ધોતિયાની ઘડી.
પાટલો (ના) નાના પાયાની બેઠક.
પાટલો ફરવો (ક્રિ) કામ થવું.
પાટવીકુંવર (ના) યુવરાજ, રાજાનો વડો કુંવ
પાટિયાં (ના) તુળસીપાટિયાં, એક ઘરેણું.
પાટિયું (ના) ચપટું વેહેરેલું લાકડું. સેત
પાટિયો (ના)ઠીકરાની. તપેલી. [ણવાનો ઘોડો.

પાટી (ના) વર્ણેલી પટ્ટી. સીલેટ. હુકડી.
પાટીદાર (ના) વતનદાર ખેડુત, કણબી.
પાટુ (ના) લાત.
પાટુડી (ના) પાટિયો, ઠીકરાનો ટોપ.
પાટિડી (ના) નાનું હાંલ્લું.
પાટો (ના) પટ્ટો. ઢાંકણ, બાંધણની ચીપ.
પાટોપાટ (અ) એક બીજાને જોડાઈને.
પાઠ (ના) પઠણ, વાંચન. સ્તવન. ધડો.
પાઠક (ના) પાઠ કરનારો.
પાઠશાળા (ના) મોટી નિશાળ, કોલેજ.
પાઠાન્તર, પાઠફેર (ના) પાઠભેદ. જુદો પાઠ.
પાઠી (વિ) પાઠ મોંઢે રાખનાર.
પાઠું (ના) પૃષ્ઠ. વાંસાનું એક દરદ.
પાઠું ખેંચવું (ક્રિ) ટોપલી ઉપાડવી.
પાડ (ના) ઉપકાર. [સતી.
પાડપડોસ (ના) નજીક રહેનાર, પડખાની વ-
પાડવું (ક્રિ) પડે તેમ કરવું. હરાવવું. ચીત-
રવું. કરવું. કહેવું. રાખવું.
પાડાખાર (ના)આંટવેર, પાડા જેવી અદાવત.
પાડાપડોસ, પાડાપડોસી(ના) પડખે વસનાર.
પાડી (ના) નાની ભેંસ.
પાડીલું (વિ) પાડ જાણનાર, કૃતજ્ઞ.
પાડું (ના) ભેંસનું બચ્ચું. [જથ્થો, રૂઢી.
પાડો (ના) ભેંસનો નર. પાડ, ધડો. આંકનો
પાણ (ના) પા અથવા ચતુર્થાંશનું ચિહ્ન.
પાણકોરું (ના) કોરું કાપડ. [ના; ૧. હાથ.
પાણિ (ના) હાથ, કર, હસ્ત. [મિલાપ.
પાણિગ્રહણ (ના) લગ્નસંબંધ, વિવાહ, હસ્ત-
પાણિયારું (ના) પાણી રાખવાની ઊંચી જગા.
પાણી (ના) પાનીય, જળ, ઉદક, નીર. તેજ.
શૌર્ય. પટ. ધાર. વીર્ય.
પાણીસું (વિ) પાણીવાળું.
પાણીછાણી (ના) પાણી ભરવું વગેરે કામકાજ.
પાણીદાર (વિ) તેજી, જોસદાર.
પાણીપન્થો (ના) જલવેગી ઘોડો.
પાણીપોચું (વિ) પાણીના અંશવાળું.
પાણીફેર (ના) હવાફેર.
પાણીભરાવાં (ક્રિ) સોજો ચઢવો.
પાણ્ડવ (ના) પંડુ રાજાના પાંચ પુત્ર.
પાણ્ડિત્ય (ના) પંડિતાઈ, વિવેકબુદ્ધિ.

પાણ્ડુ (ના) પીળો તથા ધોળો મિશ્રરંગ.
પાત (ના) પત્તન.
પાતક (ના) પાપ, અઘ. અન્યાય.
પાતકી (વિ) પાપી, દોષી. દુષ્ટ. અધર્મી.
પાતર (ના) વેશ્યા, ગુણકા.
પાતરવડિયાં, પાતરાં (ના) અળુનાં પાત્રાં.
પાતરી (ના) પત્રી, પાંદડાં.
પાતરું (ના) પાંદડું.
પાતરે પાણીપાવું (ક્રિ) રીબાવવું. દુઃખ દેવું.
પાતળ (ના) પત્રાવળી, ખાજ. સફેત વસ્ત્ર.
પાતળિયો (ના) પાતળો અને દેખાવડો પુરુષ.
પાતળું (વિ) કૃશ, સૂકું. પતરાં જેવું. નરમ.
પાતાળ (ના) પૃથ્વીનું તળિયું. પૃથ્વીના ૭ પડ
(અતળ, વિતળ, સુતળ, મહાતળ, રસાતળ,
તળાતળ અને પાતાળ)માંનું છેલ્લું.
પાતાળજંત્રી (વિ) પહોંચેલી બુટ્ટી.
પાતેલી (ના) તપેલી, નાનો ટોપ.
પાતેલું (ના) પાતિલી, પહોળા મોંનું વાસણ.
પાત્ર (ના) ઠામ. પ્રકરણ. નાટકના વેશધારી.
પાત્ર (વિ) યોગ્ય, લાયક, જોગ
પાથરણ, પાથરણું (ના) બિછાનું. શોક સાદડી.
પાથરવું (ક્રિ) પ્રસારો કરવો.
પાથરો (ના) કાપેલી કડબ. [વાયુસ્રાવ.
પાદ (ના) પાગ, પગ, ચતુર્થાંશ. ૦. પર્દન,
પાદર (ના) ગામના ઝાંપા બહારની જગા.
પાદરી (ના) ખ્રિસ્તી ધર્મોપદેશક.
પાદવું (ક્રિ) ગાંડથી વા છૂટવો.
પાદશાહ (ના) બાદશાહ, મુસલમાન રાજા.
પાદશાહજાદો (ના) રાજકુમાર.
પાદશાહી (ના) રાજ. (વિ) રાજાનું.
પાદુકા (ના) પાવડી. પગલાં.
પાદોદક (ના) પગનું ધોણ.
પાદ્ય (ના) પગ ધોવાનું પાણી વગેરે.
પાધરું (વિ) સીધું, પાંસરું. (અ) સન્મુખ.
પાધરદોર (વિ) દોરા જેવું સરળ. ઠાવકું.
પાન (ના) પર્ણ, પત્ર, પાંદડું. પાનું ચિહ્ન.
ગુંથેલા વાળ પેય.
પાન (પ્ર)પીવાના અર્થે. જેમ મધુપાન, જળપાન.
પાનખર (વિ) પાંદડા ખરવાની ઋતુ, શિશિર,
પાનદાન (ના)પાન રાખવાનું ઠામ. (શીઆળો.

પાનું (ના) ગંજીફે, રમવાનાં પત્તાં.
પાની (ના) પગનું તળિયું.
પાનું (ના) પૃષ્ઠ, સફું. પતરું. એક રત્ન.
પાનેતર (ના) ઘાટડી, પરણતી વખતે કન્યાને
પાનો (ના) પ્રસ્નવ, ધાવણ. [પહેરવાનું વસ્ત્ર.
પાપ (ના) અઘ, અધર્મ. દોષ. કપટ. પીડા.
પાપગ્રહ (ના) પીડા કરનાર ગ્રહ.
પાંપડ (ના) પર્પટ, ખારી પાતળી સૂકી પોળી.
પાપડખાર (ના) પાપડમાં નાંખવાનો ખારો.
પાપડી(ના)વાલની સીંગ. એક ખોરાક. [સંચોરો.
પાપણી (ના) પાપિણી, દુષ્ટ સ્ત્રી.
પાપા (ના) રોટલી (બાલભાષા).
પાપિષ્ટ, પાપી (ના) દુષ્ટ. પાપથી ભરેલું.
પામર (વિ) કંગાળ, નીચ. હીણ. રંક.
પામરી (ના) રેશમી પીછોડી.
પામવું (ક્રિ) મેળવવું. આણવું. ખમવું. તાબે
પાય (ના) પાદ, પગ, ચરણ. [થવું
પાયકિસ્ત (વિ) ઉજ્જડ, નિર્જન.
પાયખાનું (ના) સંડાસ, જાજરૂ.
પાયગા (ના) પાગા. ઘોડેસ્વારનું રહેઠાણ.
પાયજામો (ના) સુરવાળ, પાટલૂન.
પાયદળ (ના) પેદળ, પગે ચાલનાર લશ્કર.
પાયમાલ (વિ) તળિયાઝાટક, ખરાબેહાલ.
પાયમાલી (ના) દુર્દશા, ખરાબ હાલત.
પાયરી (ના) સીડી, પગથિયું. દરજ્જો. કેરીની
પાયલ (ના) પગના ઘુઘરા. [એક જાત.
પાયલી (ના) પાવલી, ભરપની પાલી.
પાયલું (ના) પાવલું (ગ્રામ્ય). [ધિખોડવું.
પાયા પાડવાં (ક્રિ) લૂગડાને લાકડાના કકડાએ
પાયો (ના) આધાર, થાંભલો. ટેકો લાકડાનો
કટકો. તળિયું. પા. [વાં તે. મર્મ.
પાર (ના) છેડો, હદ. રસ્તો. તીર કસણાં છૂંદ-
પાર (અ) તમામ, પૂર્ણ, અખિલ.
પારકું (વિ) પરાયું, બીજાનું.
પારખ (ના) પરીક્ષા. કદર, બુજ.
પારખવું (ક્રિ) પરીક્ષા કરવી. ઓળખવું.
પારખું (ના) પરીક્ષા. કસ.
પારખુ (ના) પરીક્ષક, પારખનાર.
પારંગત (વિ) પારગત પાર પામેલો, નિપુણ.
પારજાત, પારજાતિક (ના) પારિજાત.
પારણા (ના) ઉપવાસ મૂકવો તે.
પારણું (ક્રિ) પલનું, ચોકઠાવાળો હિંચકો.
પારદ (ના) પારો. (વિ) પાર દેખાડનાર.
પારદર્શક (વિ) જેમાંથી આરપાર દેખાય તેવું
પારધી (ના) પારાધી, શિકારી.
પારમ્પાર (અ) પૂરેપુરું, સંપૂર્ણ.
પારવું (ક્રિ) નીંદવું.
પારસ, (ના) પારસમણી, સ્પર્શમણી.
પારસપીપળો(ના) એક જાતનું પીપળાનું વૃક્ષ.
પારસાત (અ) પાર્શ્વાત, પાસેથી.
પારસાલ (ના) પોર, ગયું વરસ.
પારસી(ના)જરથોસ્તી ધર્મપાળક જાતિ. ઈરાની.
પારસે આવવું (ક્રિ)હે આવવું, સવાણે આવવું.
પારસો મૂકવો (ક્રિ)હો મૂકવો, પાનો છોડવો.
પારાણ (ના) પારાયણ, સપ્તાહ. પુરાણનો પાઠ.
પારાપાર (અ) સંપૂર્ણ. આથી તે પાર લગીનું.
પારાયણ (ના) પારાણ, પુરાણ કથા.
પારાવત (ના) પારેવું, ખબુતર.
પારિજાત, પારિજાતક (ના) એક જાતનું
પારિપત્ય (ના) શિક્ષા, સજા, શાસન. [વૃક્ષ.
પારિપાર્શ્વિક (ના) સૂત્રધારનો સહાયક.
પારી (ના) તરાજ, પરાઈ.
પારેઠ (વિ) ઘણા દિવસની વીઆયલી (ભેંસ).
પારેવું (ના) પારાવત, ખબુતર.
પારો (ના) છરો, સીસાની ગોળી. પારદ, એક
પાર્થિવ (ના) પૃથ્વીના, પાટીના. [ધાતુ.
પાલ (ના) તરતો ચીકણો પદાર્થ. ડુંગર વચે-
નું રાન. પલ્લી.
પાલક (વિ) પાલણ પોષણ કરનાર.
પાલક, પાલખ (ના) એક જાતની ભાજી.
પાલખ (ના) માચ, ગરાત.
પાલખી (ના) નરવાહન, ડોલી.
પાલણ, પાલન (ના) પોષણ. સંભાળ.
પાલવ (ના) પલ્લવ, છેડો. આસરો.
પાલવડો (ના) પાલવ (કવિતામાં).
પાલવવું (વિ) ઓજવું, પરવડવું.
પાલી (ના) નાની પાંતરી. પાયલી. ચાર શેર
પાલું (ના) પવાલું. ખપેડાની ટટ્ટી. [માપ
પાલો (ના) પાંદડાં. પગે ચાલતું મનુષ્ય. બરફ.
પાવ (ના) પગ. પા, ચતુર્થાંશ.

પાવક (ના) અગ્નિ, વહ્નિ, દેવતા.
પાવાડયો (ના) એક ધર્મપંથ. ભવાયામાં વા-
 [સીધું વાળનાર.
પાવડી (ના) પાદુકા.
પાવડું (ના) પગ મૂકવાની જગા.
પાવડો (ના) પાવડું. એક ઓજાર. કાચો પુલ.
પાવન (વિ) શુદ્ધ, પવિત્ર. [હોદારણી
પાવરો (ના) તોબરો (ઘોડાનો).
પાવળિયો (ના) પગ, ચરણ. [સિક્કો.
પાવલી, પાવલું, પાવલો (ના) પા રૂપિયાનો
પાવલો પા (ના) એક બાલખેલ.
પાવું (ક્રિ) પીએ તેમ કરવું. રેડવું. સિંચવું.
પાવે, પાવૈયો (ના) નપુંસક, હીજડો. [જડવું.
પાવો (ના) એક ભુંગળીનું વાજું. સીસોટી.
પાશ (ના) ફાંસો. જાળ. બંધન. રંગ. એક
પાશલી (ના) ખેડુતની નાની પાશ. [ઓજાર
પાશાતણિયો (ના) ચાંદીપર સોનાનું પતરું
 ચઢાવી ખેંચનાર.
પાશિયું (ના) રાંપડી, નાની પાશ.
પાશેર (વિ) શેરનો ચોથો ભાગ.
પાશેરી, પાશેરો (ના) પાશેરનું માપ, તોલ.
પાશો (ના) રૂપાનો ઢાળકો.
પાષાણ (ના) પથ્થર, પહાણો.
પાષાણભેદ (ના) એક ઔષધિ.
પાષો કરવો (ક્રિ) અનાજ ઝાડકવું.
પાસ (ના) રંગનો અંશ. રજાચીઠી.
પાસ (અ) પાસે, નજીક, સોડે.
પાસ (વિ) પસાર, દાખલ.
પાસું (ના) કરોડ. બાજુ. પક્ષ.
પાસે (અ) પાર્શ્વ, સોડે, નજીક, પાસ.
પાસેનું (વિ) ગાંઠનું, ઘટનું, સત્તાનું. [કટકો.
પાસો (ના) પાશ. દાવ. રમવાનો દાણાદાર
પાળ (ના) પાલિ, કોરાણ. આડ.
પાળક (વિ) પાલણ પોષણ કરનાર.
પાળણ (ના) પાલણ, પોષણ. સંભાળ.
પાળવું (ક્રિ) ઉછેરવું. પોષવું, આચરવું. અનુ-
પાળિયો (ના) સ્મરણ સ્તંભ. [સરવું.
પાળી (ના) છરી. વારી. ફીનો.
પાળું (વિ) પગે ચાલતું (માણસ). [સીપાઇ.
પાળો (ના) પાંપણ. પદાતિ, પગે ચાલનાર
પિંખવું (ક્રિ) ચૂંથવું, છૂટું પાડવું.

પિંજણ (ના) તાંત, પિંજવાનું યંત્ર, તથા કર્મ.
પિંજવું (ક્રિ) છૂટું પાડવું. તાંતથી સાફ કરવું.
પિંજારી (ના) પિંજારાની સ્ત્રી. એક પંખી.
પિંજારો (ના) પિંજવાનો ધંધો કરનાર.
પિંડલો (ના) લોંદો. ગોળો.
પિંડારો (ના) પિણ્ડાર, ગોવાળિયો. લૂટારો.
પિંડોરિયું (ના) માટીના પિણ્ડાનું ચણેલું ઘર.
પિક (ના) કોયલ, કોકિલ, વનપ્રિય, પરભૃત.
પિંગળ (ના) છંદશાસ્ત્ર, કાવ્યકળા પ્રવર્તક ના-
 ગ. એક વાજું. રંગ. [ડી ભરથરીની રાણી.
પિંગળા (ના) ડાબા નસકોરાનો વાયુ. એક ના-
પિંગાણી (ના) ધૂપેલની વાડકી.
પિચ્છ (ના) પીછું.
પિછાન (ના) ઓળખ, સમજણ, સ્મરણ.
પિંજર, પિંજરૂં (ના) પાંજરૂં.
પિણ્ડ (ના) ચોખાનો ગોળો. પિતૃ. દેહ.
પિણ્ડદાન (ના) પિંડસહિત શ્રાદ્ધ ક્રિયા તે.
પિણ્ડરોગી (વિ) પાણ્ડુ રોગવાળો.
પિણ્ડી (ના) શિવલિંગ.
પિણ્ડુ (ના) દોરીનો દડો.
પિતર (ના) પિતૃ. મૂવેલાં પૂર્વજ.
પિતા (ના) બાપ, જનક, તાત.
પિતામહ (ના) દાદો, બાપનો બાપ.
પિતામહી (ના) બાપની મા, દાદી.
પિતૃઋણ (ના) પિતાપ્રતિ ફરજ. બાપનું દેવું.
પિતૃપક્ષ (ના) શ્રાદ્ધિયાં, ભાદરવા વદ.
પિતૃભક્તિ (ના) બાપ પ્રતિ પૂજ્ય ભાવ.
પિતૃલોક (ના) પિતૃને રહેવાનું ધામ.
પિત્ત (ના) એક દેહદોષ.
પિત્તપ્રકૃતિ (ના) ગરમ-આકળો-સ્વભાવ.
પિત્તળ (ના) એક પીળી મિશ્રધાતુ.
પિત્તળ (ત્રિ) આકળા સ્વભાવનું. ઓછું પાત્ર.
પિત્તાશય (ના) કાળજું.
પિત્તો (ના) ગરમ સ્વભાવ.
પિત્તો ઉછળવો (ક્રિ) મીજાજ તપી જવો.
પિત્રાઈ (વિ) એક કુળનું. એકગોત્રી.
પિત્રાણ (ત્રિ) પોતાના ગોત્રની સ્ત્રી.
પિનાક (ના) શિવનું ધનુષ્ય. ત્રિશૂળ.
પિપાસા (ના) તૃષા, તરસ, ધખ.
પિયર (ના) પિહેર, પીએર.

પિયાલ (ના) પિરાજદન, એક ઔષધિ.
પિયુ, પિયુડો (ના) ધણી, પતિ, વર.
પિલ્લ (ના) પીચો, ચીપડો, ચિલ્લ.
પિશંગ (ના) કપિલ, કડાર, પિંગળ (રંગ).
પિશાચ (ના) ભૂતયોનિ. પલીત.
પિશાબ (ના) ઈશકત, મૂત્ર, લઘુશંકા.
પિશુન (ના) ચાડિયો.
પિસ્તોલ (ના) નાની બંદૂક.
પીખ (ના) ટૂંપવાની ક્રિયા. [ચ્ચાર.
પી (ના) ફજેતી, રેવડી. (અ) તેવા વખતનો ઉ-
પીક (ના) મોંમાંનો ઓગાળ. થૂંક. પાક.
પીકદાની (ના) થૂંકવાનું વાસણ.
પીખવું (ક્રિ) વેરી ચૂંથી નાંખવું. છૂટું પાડવું.
પીગળવું (ક્રિ) ઓગળવું, ઓસરવું. પલળવું.
પીચકારી (ના) પાણી ઉરાડવાનું એક યંત્ર.
પીછ (ના) પીછું. [પીક ઉરાડવું તે.
પીછી (ના) પીછાંની, કે વાળની જુડી. ચા-
  મર. જંતુ ઉરાડવાનું સાધન.
પીછું (ના) પિચ્છ.
પીછો (ના) કેડો, પૂંઠ.
પીછોડી (ના) ખેસ, દુપ્પટો. ઓઢણ. ચાદર.
પીછોડો (ના) મોટી પીછોડી. ચાદર.
પીંજન (ના) ચૂંથવા સંબાવવાની ક્રિયા.
પીટણી (ના) કૂટણું, કુટ્ટન.
પીટવું (ક્રિ) કૂટવું, છાતી કૂટવી.
પીટાપીટ (ના) કૂટાકૂટ, રડાપીટ, કકલાણ.
પીટયો(વિ)પીટાયલું,પડયો, રોયો.(સ્ત્રીની ગાળ).
પીઠ (ના) બજાર. બજારભાવ. વાંસાનો ઉ-
  પલો ભાગ. કુમક. લોટ. [આપવું.
પીઠ ઠોકવી.(ક્રિ) સાબાશી આપવી, ઉત્તેજન
પીઠિકા(ના)વંશાવળી. પૂર્વકથા. પ્રસ્તાવના. મં-
પીઠી(ના)સુગંધી હળદ વરને ચોળવાની [ડાણ.
પીઠું (ના) કલાલખાનું, દારૂતાડીની દુકાન.
પીડ (ના) પીડા, દુઃખ.
પીડવું (ક્રિ) પીડા કરવી, દુઃખ દેવું.
પીડા (ના) દુઃખ. કાળજી, ચિંતા દુઃખદ વસ્તુ.
પીડાવું (ક્રિ) રીબાવું, દુઃખી થવું.
પીડિત (વિ) દુઃખી, પીડાકારક.
પીઢ (ના)રંગની લુગદી. પીઢ પાટિયાં. [કડાં.
પીઢિયાં (ના) દાઢ. ભાલના ઉપરના ઊભાં લા-

પીત (ના) પિત્ત. (વિ) પીળું.
પીતપાપડો (ના) એક બી. ઓસડ.
પીતામરી (ના) નાનું પીતામ્બર.
પીતામ્બર (ના) અબોટિયું. પીળું રેસમી
પીધેલ (વિ) છાકટ, દારૂ પીધેલો.
પીન (વિ) ભરેલું, જાડું.
પીન (ના) ટાંચણી (અંગ્રેજી).
પીપ (ના) પ્રવાહો ભરવાનું ગોળ પાત્ર.
પીપર (ના) પીંપેર. એક છોડ, ફળ.
પીપળીમૂળ (ના) પીપેરના મૂળના ગંઠે
પીપળો (ના) અશ્વત્થ, એક ઝાડ.
પીપી (ના) સરણાઈ, તુતી. ફજેતી.
પીપેર (ના) પીપર, એક છોડ, માંજર.
પીમળ (ના) ગંધ, સુવાસ, પરિમલ
પીમળવું (ક્રિ) વાસ આવવી.
પીયળ (ના) શુભઠાણે સ્ત્રીઓને મોઢે
પીયુષ (ના) અમૃત, સુધા. [કાઢ
પીયો (ના) પ્લીહા, ચીપડો. મળની ક
પીર (ના) મરણ પામેલા મુસલમાન સ
પીરસવું (ક્રિ) પરિવેષણ કરવું, થાળીમાં
  જન મૂકવું. [કીમતી પ
પીરોજ, પીરોજા, પીરોજો (ના) આસ
પીલવણ (ના) એક ઝાડ.
પીલવું (ક્રિ) યંત્ર વડે કચરવું.
પીલાવું (ક્રિ) પીલાયાં કરવું. પીલેલી હા
પીલુ (ના) પીલવણનાં ફળ. [માં
પીલું (ના) કુકડી-મરઘી-નું બચ્ચું.
પીલો (ના) અંકુર, ફણગો. તમાકુનું પાં
પીલોડિયું (ના) જુવાર બાજરીના થડમ
  કૂટેલો પીલો.
પીવું (ક્રિ) પાન કરવું. સમાવું. ધૂમાડો
પીસવી (ના) થેલી, કોથળી.
પીસવું (ક્રિ) પીરસવું. દળવું. જોડવું.
પીસવો (ના) પાવો. સીસોટી.
પીસ્તાળીશ (વિ) ૪૫ (સંખ્યા).
પીએર (ના) પિયર, વહુના માબાપનું ઘ
પીળક (વિ) ફીકું પડેલું, પીળાસવાળું.
પીળવું (ક્રિ) રંગવું. ખરડવું.
પીળાટ, પીળાસ (ના) કંઈક પીળો રંગ,
પીળિયું (ના) પીળું લૂગડું. [

પીળું (વિ) પીળા રંગનું, જરદ.
પુંખડું (ના) લેહેરખું.
પુંછ, પુંછડું (ના) પુચ્છ, પૂછડું.
પુંજી (ના) દોલત, ગરથ, ધન.
પુંજો (ના) કચરો.
પુંધિયું (ના) થીંગડું.
પુંભડું (ના) પૂમડું.
પુંભડી (ના) ઝાડે વળગેલો કપાસ.
પુકાર (ના) પોકાર, બૂમ, ધાંટાડા.
પુખ્ત (વિ) પાકું. સમજુક. મજબૂત.
પુગતું (વિ) પૂરતું, જોઇએ તેટલું.
પુગવું (ક્રિ) પહોંચવું. ચાલવું. ટકવું. મળવું.
પુચ્છ (ના) પૂછડું.
પુડી (ના) પડી, પડીકું.
પુડો (ના) મોટું પડીકું, પડો. મધપૂડો. એક [ખોરાક.
પુણવું (ક્રિ) ફળવું.
પુણી (ના) રૂના ગાળાનો કકડો.
પુણ્ય (ના) ધર્મ, સવાબ, નેકી. દાન.
પુણ્યક્ષેત્ર (ના) ધર્મક્ષેત્ર, પવિત્ર સ્થાન.
પુણ્યશ્લોક (વિ) જેના નામસ્મરણથી પુણ્ય લા-
પુણ્યાત્મા(વિ) ધર્માત્મા. પરમાર્થી. [ગે એવું.
પુણ્યજનેશ્વર (ના) કુબેર, ઉત્તર દિક્પાલ.
પુણ્યભૂમિ (ના) આર્યાવર્ત, વિંધ્ય હિમાલ-
યની વચ્ચેનો પ્રદેશ.
પુણ્યવાન્ (વિ) સુકૃતિ, ધન્ય, ધર્માત્મા.
પુણ્યાહવાચન (ના) એક માંગલિક ધર્મક્રિયા.
પુત્તલ (ના) પૂતળું, બાહુલું.
પુત્તલવિધાન (ના) મડદું ન મળવાથી તેને
બદલે પૂતળું કરી બાળવું તે.
પુત્તિકા (ના) પતંગિકા, નાની મધમાંખી.
પુત્ર (ના) દીકરો, બેટો, તનય.
પુત્રવતી (ના) પુત્રવાળી સ્ત્રી.
પુત્રિકા (ના) પાંચાલિકા, બાહુલી, પૂતળી.
પુત્રી (ના) દીકરી, બેટી, તનયા.
પુત્રૌ (ના) છોકરાછોકરી, બેટાબેટી.
પુદ્ગલ (ના) આત્મા. સુંદર દેહ.
પુનઃ (અ) ફરીથી, વળી.
પુનરપિ (અ) ફરીથી, વળીપણ.
પુનરુક્તિ (ના) તેનું તેજ વચન ફરી બોલવું તે.
પુનર્જન્મ (ના) ફરી જન્મ. બીજો અવતાર.
પુનર્નવ (ના) નખ, નખર, કરરુહ.
પુનર્નવા (ના) શોથઘ્ની, ઘેટુલી, એક ઔષધિ.
પુનર્ભવ (ના) નખ, નખર.
પુનર્ભૂ (ના) દિધિષુ, બેવાર વરેલી સ્ત્રી.
પુનર્વિવાહ (ના) પુનરુદ્વાહ, ફરી લગ્ન.
પુન્નાગ (ના) કેસર, તુંગ, પુરુષ, દેવવલ્લભ.
પુમડું (ના) રૂની નાની ગોળી. બેઠી દીવે-
ટ, લગાર રૂ.
પુમાંસ (ના) મનુષ્ય, માનુષ, મર્ત્ય, મનુજ,
માનવ, નર, પંચજન, પુરુષ, પૂરુષ, મા-
ણસ, જન.
પુર (ના) શેહેર, નગર, કસબો, પત્તન.
પુર (અ) અગ્ર, પુરત, આગળ.
પુરજો (ના) કકડો.
પુરણ(ના)વેડમી, ઘારી ઈ૦માં ભરવાનો માવો.
પુરણપોળી (ના) વેડમી, ગોળદાળવાળી પોળી.
પુરત (અ) પુર, અગ્ર, આગળ.
પુરદ્વાર (ના) ગોપુર. નગરનું નાકું, પાદર.
પુરન્દર (ના) ઇંદ્ર, સહસ્રાક્ષ, શચીપતિ.
પુરવાર (વિ) સાબીત કરેલું.
પુરવારી (ના) સાબીતી, પુરાવો.
પુરવું (ક્રિ) ભરવું. આપવું, રજુ કરવું.
પુરશ્ચરણ (ના) અમુક સંખ્યાનો મંત્રજપ. અ-
પુરસીસ (ના) પૂછપાછ. તલ્લાસ. પ્રશ્ન. [નુષ્ઠાન.
પુરસ્સર (અ) આદિ. વગેરે. પૂર્વક. સાથે.
પુરાંત, પુરાંતબાકી (ના) શિલક બાકી.
પુરાણ (ના) પ્રાચીન ઈતિહાસ ગ્રંથ. (જુઓ
પંચલક્ષણ પૃષ્ઠ ૧૯૦). એ અરાઢ છે. અ-
ગ્નિ, કૂર્મ, ગરુડ, નારદીય, પદ્મ, બ્રહ્મ,
બ્રહ્મવૈવર્ત, બ્રહ્માંડ, ભવિષ્ય, ભાગવત, મ-
ત્સ્ય, માર્કંડેય, લિંગ, વરાહ, વામન, વિ-
ષ્ણુ, શિવ, અને સ્કંદ.
પુરાણપુરુષ (ના)આદિદેવ. વિષ્ણુ. શિવ. બ્રહ્મા.
પુરાણી (ના) પૌરાણિક, પુરાણવાંચક વ્યાસ.
પુરાણું (વિ) જૂનું, અસલી.
પુરાતન (વિ) પ્રાચીન, કોચરાની સાલનું.
પુરાવો (ના) સાબીતી. દલીલ.
પુરી (ના) નગરી, કસબો, પત્તન.
પુરીષ (ના) તેરક, વિષ્ઠા.
પુરુષ(ના)વીર્યવાન,મરદ. સર્વનામ.નર [illegible]

પુરુષત્વ (ના) મરદાઈ, વીર્ય. પુરુષાર્થ.
પુરુષ સર્વનામ (ના) હું, તું, તે (વ્યાકરણમાં).
પુરુષાતન (ના) પુરુષત્વ. વીર્ય. સામર્થ્ય.
પુરુષાર્થ (ના) પુરુષના કર્તવ્ય. એ ચાર છે. (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ).
પુરુષાર્થી (વિ) પુરુષ પરાક્રમ દેખાડનાર.
પુરુષોત્તમ(ના)વિષ્ણુ. ક્ષર અને અક્ષરથી ઉત્તમ.
પુરુષોત્તમમાસ (ના) મળમાસ, અધિકમાસ.
પુરોડાશ (ના) એક જાતનો હોમ.
પુરોહિત (ના) કુળ ગોર.
પુલ્લિંગ (ના) નરજાતિ. (વ્યાકરણમાં).
પુષ્કર (ના) કમળ. તળાવ. એક દ્વીપ. [ધામ.
પુષ્કરજી (ના)પુષ્કરતીર્થ, અજમેર પાસે યાત્રાનું
પુષ્કરણા (ના) પોકરણા, પુષ્કરજીના બ્રાહ્મણો.
પુષ્કળ (અ) ઘણું, અતિશય. બહુ.
પુષ્ટ (ના) જાડું ભરાઉ. [વિ. આવદાની.
પુષ્ટિ (ના)ભરાવ. વધારો. ઉત્તેજન. ભક્તિ. પુરા-
પુષ્ટિકારક (વિ) પૌષ્ટિક, વીર્યવર્ધક.
પુષ્ટિપત્ર (ના) પૂઠું. દોપીસ્તું.
પુષ્ટિમાર્ગ (ના) ભક્તિમાર્ગ. વલ્લભસંપ્રદાય.
પુષ્પ (ના) ફૂલ. રજ.
પુષ્પધન્વા (ના) કામદેવ, મદન.
પુષ્પાંજલિ (ના) ખોબાથી ફૂલ ચડાવવાં તે.
પુષ્પિત (વિ) ફૂલવાળું.
પુષ્ય (ના) એક નક્ષત્ર.
પુસ્તક (ના)ગ્રંથ. ચોપડી. પોથી. બુક [અંગ્રેજી].
પુસ્તકશાળા, પુસ્તકાલય (ના) ગ્રંથભંડાર. લાયબ્રેરી [અંગ્રેજી].
પુસ્તો (ના) ફૂરજો. પાણીનું બાંધકામ. પૂલ.
પૂ (ના) પરૂ. મૂત્ર. ફૂ
પૂ કરવું (ક્રિ) મૂતરવું (બાલકની બોલી).
પૂછડિયો (વિ) પૂછડાવાળો (ના) ધૂમકેતુ.
પૂછડી (ના) નાનું પુછડું. [લાંબો અવયવ.
પૂછડું (ના) પુચ્છ. પ્રાણીની ગાંડની ઉપરનો
પૂછપરછ, પૂછપાછ (ના) તલ્લાસ.
પૂછવું (ક્રિ) પ્રશ્ન કરવો. તપાસ કરવી. માગવું. તમા રાખવી.
પૂછાપૂછ (ના) પૂછપરછ, વારેવારે પૂછવું તે.
પૂછાવવું (ક્રિ) પૂછે તેમ કરવું. જવાબ મંગા- [વવો.
પૂજ (વિ) પૂજ્ય, સેવાયોગ્ય.
પૂજક (વિ) પૂજનાર.
પૂજન (ના) પૂજા સેવાની ક્રિયા.
પૂજા (ના) પૂજન. એના ૧૬ ઉપચાર છે. (આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવિત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પ્રદક્ષિણા, નમસ્કાર, અને પુ- [ષ્પાંજલી).
પૂજાપો (ના) પૂજાની સામગ્રી.
પૂજાયોગ્ય (વિ) પૂજ્ય, આરાધન જોગ.
પૂજારી, પૂજારો (વિ) પૂજા કરનાર.
પૂજા વાળવી (ક્રિ) પૂજા સમાપ્ત કરવી.
પૂજિત (વિ) સેવેલું.
પૂજ્ય (વિ) પૂજન કરવાલાયક.
પૂઠ (ના) પૃષ્ઠ, પાછલો ભાગ. પરોક્ષ.
પૂઠળ (અ) પાછળ, ગેરહાજરીમાં.
પૂઠાં (ના) છોડાંસહિત દાળ.
પૂઠિયાં (ના) જાંઘના થાપા. (ઘોડાના).
પૂઠી (ના) નાનું પૂઠું.
પૂઠી (અ) પછવાડે, પછી.
પૂઠું (ના) પૃષ્ઠ. પુસ્તકની તળે ઉપર રાખવાનું પાટિયું. છોડાસહિત દાળનો દાણો. દા
પૂઠે (અ) પછવાડે, પાછળ.
પૂઠે લાગવું (ક્રિ) ખંતથી મંડવું. દુઃખ દે
પૂત (ના) પુત્ર, દીકરો, બેટો.
પૂતળિયું (ના) એક ચેહેરાવાળો સિક્કો.
પૂતળી (ના) બાહુલી, સ્ત્રીની મૂર્ત્તિ. કીકી.
પૂતળું (ના) પુત્તલ, બાહુલું, મૂર્ત્તિ.
પૂનમ, પૂનેમ (ના) પૂર્ણિમા, રાકા.
પૂર (વિ) પૂર્ણ. તર, ચકચૂર.
પૂર (અ) પ્રમાણે, બરોબર.
પૂર (ના) રેલ. કદ. મોટાઈ.
પૂરણ (અ) પૂર્ણ. બસ. સમાપ્ત.
પૂરણી (ના) ખાડો ભરવો તે.
પૂરતું (વિ) જોઇએ તેટલું, પૂર.
પૂરબિયો (ના) પૂર્વ હિંદુસ્તાનનો રહીશ.
પૂરવણી (ના) સાંધણ, પરિશિષ્ટ. પૂરણી.
પૂરવી (ના) એક સાયંકાલની રાગણી.
પૂરવું (ક્રિ) માંહે નાંખવું. રેડવું. ચીતરવું. ધારવું. દાટવું. કેદ કરવું.
પૂરાવું (ક્રિ) પૂર્ણ થવું. ભરાવું
પૂરી (ના) તળેલી ને ફૂલેલી નાની રોટલી.

રૂં (વિ) પૂર્ણ.
રિપૂરૂં (વિ) બરાબર. તમામ, અશેષ.
પૂર્ણ (વિ) પૂરૂં. સમાપ્ત. બરોબર.
પૂર્ણચંદ્ર (ના)સર્વકળા સંપૂર્ણ પૂનેમનો ચાંદો.
પૂર્ણાંક (ના) આખો અંક. જેમ ૧,૨,૩ ઈ૦
પૂર્ણાહુતિ (ના)સમાપ્તિ. હોમની છેલ્લી આહુતિ.
પૂર્ણિમા (ના) પૂનેમ. પૂરા ચંદ્રની તિથિ.
પૂર્ણોપમા(ના)પૂરો ઉપમાલંકાર. અર્થાલંકારનું
પૂર્તિ (ના) પૂરણી. પૂરૂં કરવાની ક્રિયા. [મૂળ.
પૂર્વ (ના) પૂર્વ, ઉગમણી દિશા.
પૂર્વ (વિ) આગળનું પેસ્તર, પહેલું.
પૂર્વક (અ) સાથે, ઈત્યાદિ.
પૂર્વજ (ના) અગ્રજ. પ્રથમ જન્મેલું. પિતૃ.
પૂર્વજન્મ (ના) ચાલુની પહેલાંની જીંદગી.
પૂર્વદત્ત (ના) આગલા જન્મમાં આપેલું.
પૂર્વદ્વાર (ના) પૂર્વદિશાનું બારણું. મુખ.
પૂર્વપશ્ચિમ (વિ) ઉગમણથી આથમણ સુધીનું.
પૂર્વપક્ષ (ના) શુદ, શુક્લ પખવાડિયું. વાદનું
શાસ્ત્રમંડાણ.
પૂર્વરાત્ર (ના) સાંજથી મધરાત સુધીનો કાળ.
પૂર્વવત્ (અ) પ્રથમ કહ્યું તે પ્રમાણે.
પૂર્વાપર (વિ) આગલું અને પાછલું.
પૂર્વાફાલ્ગુની (ના) એક નક્ષત્ર.
પૂર્વાભાદ્રપદ (ના) એક નક્ષત્ર.
પૂર્વાર્ધ (વિ) પ્રથમનું અર્ધ. પહેલું અરધું.
પૂર્વાવલોકન (ના)પ્રથમ પ્રેક્ષણ. અગાઉનું નિ-
રીક્ષણ.
પૂર્વાષાઢા (ના) એક નક્ષત્ર.
પૂર્વી, પૂર્વી (ના) એક સાંજની રાગણી.
પૂર્વે (અ) પ્રથમ. અગાઉ. પહેલાં. [પાછલું
પૂર્વોત્તર (વિ) પૂર્વથી ઉત્તર લગીનું. આગલું
પૂલ (ના)પાજ, સેતુ. જલાશય ઉપરનો માર્ગ.
પૂળી (ના) ભારી, ઝુડી, પણી.
પૂળો (ના) ભારો, ઝુડો. આગ. (ગુસ્સામાં).
પૃચ્છક (વિ) શોધક, જિજ્ઞાસુ. પ્રશ્ન કરનાર.
પૃચ્છા (ના) પ્રશ્ન, સવાલ., પૂછપાછ.
પૃથક્ (અ) નોખું, અલગ, જુદું, વિભક્ત.
પૃથક્કરણ (ના) જુદું પાડવાનું કામ.
પૃથિનાથ (ના) રાજા, મહીપતિ, હાકેમ.
પૃથિવી, પૃથ્વી (ના) ધરણી. (જુઓ, તેતા-
લીસનામો પૃષ્ઠ ૧૯૦). [સપાટી.
પૃષ્ઠ (ના) સફું, એક બાજુનું પાનું. પીઠ.
પૃષ્ઠ (વિ) પાછલું, પછવાડેનું. સપાટીનું.
પેંગું (વિ) અશક્ત, માઈકાંકલું.
પેઠ (ના) હુંડીની નકલ.
પેંડો (ના) એક મીઠાઈ. પરાળ. રસ્તો.
પેંથી (ના) સેંથી, પટીઆ, સીમંત.
પેંપી (ના) પતરાજ, મગરૂબી.
પેખવું (ક્રિ) નીરખવું, પ્રેક્ષણ કરવું.
પેખામો (ના) ફતુવા, ત્રાંગું.
પેગમ્બર (ના) અવતારી પુરૂષ. પંથ પ્રવર્તક.
પેગામ (ના) સંદેશો. ખબર.
પેચ (ના) આંટો, આમળો, પટી. આમળા-
વાળી ખીલી. કરામત. ફાંદો, જાળ. આંટી.
પેચોટી (ના) આંબોઈ.
પેજ (ના) કાંજી. પૃષ્ઠ [અંગ્રેજી].
પેજાર (ના) જોડો, પગરખો, પાયત્રાણ.
પેટ (ના) ઉદર, દુર્ભર. સ્તન. સંતાન. ગુજ-
રાન. ઝાડો. પેઠું. મન. બળવું.
પેટબેસણું (ના) અધામણ, ઝાડો.
પેટલાખવું(ક્રિ)હાથે કરીને પેટમાં શસ્ત્ર ઘોંચવું.
પેટવવું (ક્રિ) સળગાવવું.
પેટવું (ક્રિ) સળગવું, બળવા માંડવું. [ખાતું.
પેટાખાતું(ના)એકના ખાતામાં રાખેલું બીજાનું
પેટાભાગ(ના)એક મોટા ભાગમાંનો નાનો ભાગ.
પેટાર (ના) પેટારો, મોટી પેટી.
પેટારકમ (ના) મોટી રકમનો અકેક વિભાગ.
પેટારો (ના) મોટી પેટી.
પેટિયું (ના) પરાળનું હાંડલું. ખાવા જેટલી ક-
માઈ.
પેટિયો (વિ)ખાવાને બદલે કામ કરનાર. [માઈ.
પેટી (ના) ઢાંકણાવાળું ઠામ. બોકસ.[અંગ્રે-
જી]. બાંય વગરની બગલબંડી. કાંચળીનો
પેટ આગળનો ભાગ.
પેઠું (ના) અંદરનો ભાગ. વચગાળો.
પેઠુંપાડવું (ક્રિ) નામામાં, વિગત માટે અંદ-
રથી લીટી દોરવી તે.
પેઠ (ના) પેંઠ, હુંડીની બીજી નકલ,
પેઠું (ક્રિ) "પેસવું"નો ભૂતકાળ.
પેઠે (અ) જેમ, પ્રમાણે, જેવું, સરખું, પ-
પેડો (ના) રાંધવાનું, મોટું વાસણ.
પેઢી (ના) શરાફની દુકાન. વંશનો

પેડું (ના) પેટની નીચેનો ભાગ.
પેણી (ના) લોયું, નાની કઢાઈ.
પેણો (ના) મોટી પેણી, કઢાઈ.
પેણ્ડો (ના) પેંડો. મુકીનો માર.
પેદ (ના) દુશ્ચરવાણ. ભેચો.
પેદળ (ના) પાયદળ, પગે ચાલતું લશ્કર.
પેદા (વિ) જન્મેલું. બનાવેલું. મેળવેલું.
પેદા કરવું (ક્રિ) પ્રાપ્ત કરવું, બનાવવું.
પેદાયશ (ના) પેદાસ, કમાઈ, રળતર.
પેદાશ } (ના) જન્મ, ઉત્પત્તિ, ઉપજ. પ્રાપ્તિ.
પેદાસ } ફળ. આવક.
પેધવું (ક્રિ) પળકવું, ફરીફરીને આવવું.
પેન (ના) [અંગ્રેજી] કલમ, લેખણી.
પેનસિલ(ના)સીસાપેન, રૂદીલ, સુખડપેન.
પેર (ના) રીત, સ્થિતિ. તજવીજ. જમરૂખ.
પેરવી (ના) તજવીજ, ગોઠવણ.
પેરિયું (ના) સાંઠાનો વિભાગ.
પેલીગમ, પેલીમેર (અ) તે તરફ, ત્યાં.
પેલું (સ) ઓલ્યું, તે, અમુક (દર્શક).
પેલો દહાડો (અ) ચોથો દહાડો.
પેશ (વિ) આગળ. મુખ્ય. વર.
પેશકાર } (ના) કારભારી. ખવાસ, હજુરી.
પેશગાર }
પેશગી (ના) બહાનું, અગાઉ આપવાની રકમ.
પેશવા(ના)મુખ્ય પ્રધાન. મરાઠી રાજ્યનો સૂબો.
પેશવાઈ (ના) પેશવાની રાજસત્તા. અંધેર.
પેશવાજ (ના) રામજણીનો ઘાઘરો.
પેશાબ (ના) પિશાબ, મૂત્ર, લઘુશંકા.
પેશો (ના) ધંધો, ઉદ્યોગ, કામ.
પેસવું (ક્રિ) અંદર જવું. ઘૂસવું.
પેસ્તર (વિ) પ્રથમ, અવ્વલ. આગળ.
પેહેરવું (ક્રિ) અંગે ઘાલવું.
પેહેરણ (ના) પેહેરવાનું એક વસ્ત્ર.
પેહેરણું (ના) પેહેરવાની રીત.
પેહેરવેશ (ના) પોષાક.
પેહેરામણી (ના) વર તથા જાનૈયાને સરપાવ.
પેહેરાવવું (ક્રિ) અંગે ઘાલવું. ઘાબડવું.
પેહેરેગીર (ના) પેહેરો ભરનાર.
પેહેરો (ના) પોહોરો.
પેહેલ (ના) આગેવાની. આરંભ.

પેહેલવાન (ના) બહાદુર, શૂરવીર. ઉસ્તાદ.
પેહેલાં (અ) અગાઉ, અસલ.
પેહેલું (વિ) પ્રથમનું, આગમચનું. મુખ્ય.
પેહો (ના) પેરિયું, સાંઠાની વચલો ભાગ.
પૈ (ના) પાઈ, અરધી, અર્ધા દોકડાનો સિક
પૈજ (ના) સરત, હોડ.
પૈઠણ (ના) એક ગામનું નામ.
પૈઠર (ના) ઉખ્ય, ધાળી.
પૈડું (ના) ચક્ર, ચાક.
પૈતૃષ્વસેય, પૈતૃષ્વસ્ત્રીય, (ના) ફોઈનો દીકરો
પૈત્ર (ના) મહિનો. પિતૃની અહોરાત્ર,
પૈસાખાઉ (વિ) પૈસા લઇ કામ ન કરનાર
પૈસાટકા (ના) નાણું, ધન.
પૈસાદાર (વિ) ધનવાન, તાલેવાન.
પૈસો (ના) પા આનાનો સિક્કો, દોઢિયું; દે
ઢ દોકડો, સવાકો. ધન.
પો (ના) એક દાણો (રમતમાં).
પોંક (ના) ધાન્યના લીલા દાણા.
પોંકવું (ક્રિ) વરને મંડપમાં પધરાવવાની વિ
પોંકિયું (ના) લીલું કસણું.
પોંખણાં (ના) પોંકવાનું સાહિત્ય.
પોંચ (ના) સમજશકિત. પાવતી. રસીદ.
પોંચવું (ક્રિ) પુગવું. મળવું. હદ આવવી.
પોંચી (ના) એક કાંડે પેહેરવાનું ઘરેણું.
પોંચેલું (વિ) ચતુર, પ્રવીણ.
પોંચો (ના) કાંડું.
પોંતવું (ક્રિ) પોંચવું, પહોંચવું.
પોંદવું (ક્રિ) છૂંદવું, ખૂંદવું.
પોંદો (ના) છૂંદો.
પોઇ (ના) મચાળ. એક જાતનો વેલો.
પોઈસ (અ) હાંકતી વખતે બોલાતો શબ્દ
પોએણ (ના) પોયણ, એક પાણીનો વેલો.
પોક (ના) બૂમ. બરાડો. રૂદન.
પોકળ (વિ) પોલું. જૂઠું. ઠાલું.
પોકળ (ના) પોલ, પોલાણ. ગાભો.
પોકળી (ના) અવકાશ, આકાશ.
પોકાર (ના) બૂમ, સાદ. પોક.
પોકારવું (ક્રિ) મોટે સાદે બોલવું. બૂમ પાડવ
પોખરાજ (ના) પીળા રંગનો હીરો.
પોખવું (ક્રિ) પોષવું. તૃપ્ત કરવું.

પોગળ (ના) પોકળ, દંભ.
પોચું (વિ) નરમ. બીકણ. નાહિમ્મત.
પોટ (ના) ઢીલી પણ મોટી પોટલી.
પોટલિયે જવું (ક્રિ) ઝાડે ફરવા જવું.
પોટલિયો (ના) ચામડાનું પાકીટ.
પોટલી (ના) નાની ગાંસડી. ગુંછળું. [ટલી.
પોટલું, પોટલો (ના)પોટ. ઢીલી અને મોટી પોટ-
પોડ (ના)ઢાંઢું, ટાળું. બળદની પીઠનો કોથળો.
પોડું (ના) પોપડો (લીંપણનો).
પોઢવું (ક્રિ) સૂવું. ઊંઘવું.
પોણું (ના) પણ, વચન. ટેક.
પોણિયું (વિ) પોણા માપનું.
પોણીસો (વિ) ૯૯॥ (સંખ્યા).
પોણું, પોણો (વિ) ॥ (સંખ્યા).
પોણોસો (વિ) પંચોતેર, ૭૫ (સંખ્યા).
પોત (ના) કુમાસ. વણતર. રંગવાનું લૂગડું.
પોતડી (ના) નાનું પોતિયું [શક્તિ.
પોતપોતામાં (અ) માંહોમાંહે, આપસ આપ-
પોતિયું (ના) ધોતિયું. પંચિયું. હીમત. [સમાં.
પોતી (ના) પોતડી, ધોતલી.
પોતીકું (વિ) પોતાનું, અંગત.
પોતું (ના)ભરણું. ભીનું ચીથરું. પૂમડું, પોળિયું.
પોતું ફેરવવું (ક્રિ) રદ કરવું. ભૂસવું. [ગ્રંથ.
પોતે (સ) જાતે, ખુદ, આપ.
પોથી (ના) પુસ્તકનું બાંધણ. છૂટા પાનાનો
ગ્રંથ. રંગનું પૂમડું.
પોથું (ના) પોથી (તિરસ્કારમાં).
પોદડો, પોદળો (ના) ગાય ભેંસના છાણનો
ઢગ. પોચો ઢગ. [વગરની ફળી.
પોપચું (ના) આંખનું પડ. ફાડ. કાંકરા. દાણા
પોપટ (ના) શુક, એક લીલો પંખી.
પોપટિયા (વિ) પોપટના રંગનું.
પોપટી (ના) પોપટની માદા. એક છોડ.
પોપટું (ના) પોપટીના છોડનું ફળ.
પોપડી (ના) પાતળો પોપડો. ઘાસનું ખેતર.
પોપડું (ના) ઘાસિયા જમીન.
પોપડો (ના) પડ. ઘાસ ઉગે તેવી ભોંય.
પોપનસ (ના) એક ફળ.
પોપળગાળું (વિ) પોચું. માઈકાંકલું.
પોપાબાઈનું રાજ (ના)અંધેર, નબળી હાકમી.
પોપાગાળું (વિ) પોચું, કાચું.
પોપૈયો (ના) એક ફળ. ગજેલો, ફોલ્લો.
પોબાર (ના) ૧૩નો દાવ. (ત્રણ પાસામાં).
પોબાર, પોબારા (ના) અગિયાર. નાસેડું.
પોબારા ગણવા(ક્રિ)નાસી જવું. પલાયણ કરવું.
પોયણ, પોયણી(ના)એક જલનો વેલો કુમુદિની.
પોયણું (ના) કુમુદ ફૂલ. એક કમળ.
પોર (ના) પુર, નગર.
પોર (અ) ગયે કે આવતે વર્ષે.
પોરવવું (ક્રિ) ઘાલવું. પેસાડવું. ભેરવવું.
પોરિયો (ના) છોકરો, છોરો.
પોરી (ના) છોકરી, છોડી.
પોરો (ના) પાણીનો ઝીણો જંતુ. એક વાસણ.
પોલ (ના) આકાશ. પોલાણ. ગપ.
પોલાણ (ના) ગર્ભ, અવકાશ.
પોલાદ (ના) તીખું લોઢું.
પોલીસ(ના) [અંગ્રેજી]. ફોજદારી ખાતું. ચોકી.
પોલું (ના) પોલાણવાળું. દાંભિક. [ચાવડી.
પોવું (ક્રિ) પોરવવું, ઘાલવું.
પોશ (ના) પોપ. ખોબો. સેસ.
પોશાક (ના) પેહેરવેશ, લેબાશ. વેશ.
પોશાકી (ના) પોશાકનો ખર્ચ.
પોશાગીર (ના) તાલીમબાજ. કાંકડો. ઠગ.
પોશિન્દુ (વિ) મુરબ્બી. ખરીદનાર.
પોષ (ના) ગૂજરાતી ત્રીજો માસ. પૌષ.
પોષણ (ના) ગુજારો. રક્ષણ.
પોષવું (ક્રિ) ગુજરાન કરવું.
પોષાવું (ના) પોષણ થવું. પરવડવું. હળવું.
પોસ (ના) ટપાલ, પોસ્ટ [અંગ્રેજી].
પોસ્ટઑફીસ (ના) ડાકખાતું.
પોસ્તી (વિ) પોચો, ઢીલો.
પોહ (ના) પરોઢ, પ્રભાત, બામદાદ.
પોહ (અ) બળદને પાણી પાતાં બોલાય છે.
પોહરો (ના) ચોકી કરવાનો વખત.
પોહાલય (ના) નવી ખેડાયલી જમીન.
પોહોર (ના)જામ, યામ, ત્રણ કલાકનો વખત.
પોહોળપણ, પોહોળાઈ (ના) રૂંદી. પનો.
પોહોળિયું (ના) અંગ્રેજી રૂપિયો. રનું ચકલું.
પોહોળું (વિ) પગતં. ઢીલું.
પોળ (ના) બારણાવાળી ગળી.

પોળ (વિ) ખુલ્લું.
પોળિયો (ના) પ્રતિહાર, દરવાન.
પોળી (ના) એવડી રોટલી, પાતળી રોટલી.
પૌંઆ (ના) પઉઆ, ભાતને પલાળી સેકી ખાંડીને કરેલા ચપટિયા.
પૌત્ર (ના) પુત્રનો પુત્ર.
પૌત્રી (ના) દીકરીની દીકરી.
પૌષ (ના) પોષ માસ. ગૂજરાતી ત્રીજો મહિનો.
પૌષ્ટિક (વિ) પુષ્ટિકારક.
પ્યાજ (ના) કાંદો. એક રેસમી કાપડ.
પ્યાજી (વિ) હલકા સ્વભાવનો. હુંદમીજાજી.
પ્યાદીમહાત (ના) સેત્રંજમાં પ્યાદાથી રાજને મહાત કરવો તે.
પ્યાદું (ના) સેત્રંજમાં ૧૬ નાના મોહોરાંમાંનું દરેક.
પ્યાદો (ના) પાયદલ, પગે ચાલતો સીપાઈ.
પ્યાર (ના) પ્રીતિ, પ્રેમ, વહાલ, સ્નેહ.
પ્યારી (ના) પ્રિયા. માશુક.
પ્યારૂં (વિ) વહાલું. ગમતું. પ્રિય.
પ્યાલી, પ્યાલું (ના) નાનો પ્યાલો.
પ્યાલો (ના) પવાલું, જામ.
પ્યાસ (ના) તરસ, તૃષા, ધખ.
પ્ર (ઉ) આગળ, બહાર, દૂર, પ્રદેશ, વિશેષ, અતિશય, પ્રકર્ષ, ઇત્યાદિ અર્થમાં ધાતુને દોરનાર.
પ્રકટ (વિ) જાહેર, ખુલ્લું, ઉઘાડું.
પ્રકરણ(ના)વિષય. ભાગ,સર્ગ, બાબ. કામ, વાત
પ્રકાર (ના) જાત, ભેદ. રીત. બાબત. ઘાટ.
પ્રકાશ (ના) રોશની. તેજ. ઉજાસ. ફેલાવો.
પ્રકાશક (વિ) પ્રગટ કરનાર.
પ્રકાશવું (ક્રિ) ઉજેસ આપવો, તકતકવું. બહાર પાડવું.
પ્રકાશિત (વિ) બહાર પાડેલું.
પ્રકાશી (વિ) પ્રકાશ કરનારૂં.
પ્રકૃતિ (ના) સ્થિતિ. બાંધો. માયા. મૂળ.
પ્રક્રિયા (ના) રીતિ, વિધિ, કૃતિ.
પ્રખ્યાત (વિ) નામાંકિત, જાહેર, જાણીતું.
પ્રખ્યાતિ (ના) નામના કીર્તિ.
પ્રગટ (વિ) પ્રકટ, જાહેર. બહાર.
પ્રગટવું (ક્રિ) ખુલ્લું કરવું. ચળકવું.
પ્રગલ્ભ (વિ) પૂર્ણ. નિશ્ચયાત્મક. પ્રસન્ન.
પ્રગલ્ભા (ના) પ્રૌઢાનાયિકા (રસશાસ્ત્રે).
પ્રઘળ (વિ) પરિપક્વ. નિર્વિકાર. ઉદાર.
પ્રચણ્ડ (વિ) અતિશય, ઘણું.
પ્રચાર (ના) આચાર, રૂઢિ, રીત, રિવાજ.
પ્રચારવું (ક્રિ) વ્યવહારમાં આણવું. ટોકવું.
પ્રજળવું (ક્રિ) બળવું, સળગવું.
પ્રજા (ના) રૈયત. સંતતિ.
પ્રજાપત, પ્રજાપતિ (ના) બ્રહ્મા. રાજા. કુંભાર.
પ્રજાસત્તાક (વિ) રાજાની સત્તાવિનાનું.
પ્રજાળવું (ક્રિ) બાળવું, સળગાવવું, લગાડવું.
પ્રજ્ઞા (ના) સમજશક્તિ, તીવ્રબુદ્ધિ.
પ્રણવ (ના) ઓંકાર. બીજમંત્ર.
પ્રણામ (ના) નમન, વંદન.
પ્રણાલિકા (ના) પરનાળિકા, પરંપરા.
પ્રણિપત, પ્રણિપાત (ના) કાલાવાલા, આજીજી.
પ્રત (ના) નકલ. જાત, વર્ગ.
પ્રતાપ (ના)તેજ. યશ, મોટાઈ. ગુણ. પરાક્રમ
પ્રતાપી (વિ) પરાક્રમી, તેજસ્વી. પ્રૌઢ
પ્રતિ (ઉ) પાછું, સામું, ઉલટું, દરેક ઈત્યાદિ અર્થમાં ધાતુને દોરનાર.
પ્રતિ (પ્ર) ને, બીજી વિભક્તિ અર્થે.
પ્રતિઉત્તર (ના) સામો જવાબ.
પ્રતિકૂળ (વિ) ઉલટું. અનુકૂળ નહિ તે.
પ્રતિગ્રહ (ના) દાન. સ્વીકાર.
પ્રતિજ્ઞા (ના) વચન. પણ, નીમ. અનુમાનનું કારણ
પ્રતિદિન (ના) દરરોજ, નિત્ય.
પ્રતિનિધિ (ના) વકીલ. બદલે કામ કરનાર મુખત્યાર.
પ્રતિપદ, પ્રતિપદા (ના) પડવો.
પ્રતિપાદન (ના) પ્રમાણપૂર્વક સ્થાપન.
પ્રતિપાળ (ના) સંરક્ષક. વાલી.
પ્રતિબંધ (ના) અટકાવ, મના, બાધ.
પ્રતિબિંબ (ના)કાચ કે પાણીમાં દેખાતી સામી છબી
પ્રતિમા (ના) મૂર્તિ. સમાનતા, જોડો.
પ્રતિવાદી (વિ) દાદી, સામો ઉત્તર દેનાર.
પ્રતિષ્ઠા (ના) માન, ઈજ્જત. સ્થાપના.
પ્રતિષ્ઠિત (વિ) આબરૂદાર, સંભાવિત.
પ્રતિસ્પર્ધી (વિ)ઇર્ષા રાખનાર. હરીફ. દુશ્મન
પ્રતિહાર (ના) પોળિયો, દરવાન.
પ્રતીત, પ્રતીતિ (ના) પતીજ, ખાતરી.
પ્રતીપ (ના) ઉલટાપણું. એક અલંકાર.
પ્રત્યક્ષ (અ) સન્મુખ. નજર આગળ. પ્રગટ

પ્રત્યક્ષ પ્રમાણ (ના) સર્વમાન્ય વચન. દેખીતો
પ્રત્યક્ષસિદ્ધિ(ના)તરતદેખાય એવું ફળ. [પુરાવો.
પ્રત્યાઘાત (ના) સામુ જોર.
પ્રત્યુત્તર (ના) સામો જવાબ, (પ્રતિ+ઉત્તર).
પ્રત્યુપકાર (ના) ઉપકારનો બદલો.
પ્રત્યે (અ) પ્રતિ, ને, તરફ, સામે ઈ૦ અર્થે.
પ્રત્યેક (વિ) દરેક, અકકેક.
પ્રથમ (વિ) પહેલું (અ) પહેલે.
પ્રથમપુરુષ (ના) ઉત્તમ પુરુષ સર્વનામ. હું. ઈ૦
પ્રથમા (ના) પહેલી વિભક્તિ.
પ્રથા (ના) રૂઢિ. વહીવટ. ધારો. માર્ગ.
પ્રદક્ષણા, પ્રદક્ષિણા (ના) પરિક્રમા, ફેરા.
પ્રદીપ (ના) મોટા પ્રકાશ. ઉજાસ.
પ્રદીપ્ત (વિ) સળગેલું, બળતું.
પ્રદેશ (ના) મોટો દેશ.
પ્રદોષ (ના) તેરસની સાંજનું વ્રત.
પ્રદોષકાળ (ના) સાંજ, સંધ્યા.
પ્રધાન (ના) મુખ્ય કારભારી. વજીર.
પ્રધાન (વિ) મુખ્ય, વડું. આગળ પડતું.
પ્રપંચ (ના) સંસાર. ખટપટ. કપટ. માયા.
પ્રપંચી (વિ) ખટપટી, કપટી.
પ્રપિતા (ના) બાપનો બાપ, પિતામહ, દાદો.
પ્રપિતામહ (ના) દાદાનો બાપ.
પ્રપૌત્ર (ના) પૌત્રનો પુત્ર.
પ્રફુલ્લ, પ્રફુલ્લિત (વિ) ખીલેલું, આનંદી.
પ્રબંધ (ના) નિબંધ. ઠરાવ. સંગ્રહ.
પ્રબળ (વિ) બળવાન, જોરાવર.
પ્રબોધ (ના) જાગ્રતિ. જ્ઞાન. સાવચેતી.
પ્રભા (ના) કાંતિ, પ્રકાશ.
પ્રભાકર (ના) સૂર્ય, સૂરજ, દિનકર.
પ્રભાત (ના)પરોઢ, સવારેગાવાનાં રાગરાગણી.
પ્રભાતિયું (ના) પ્રાતઃસ્મરણનું પદ.
પ્રભાવ (ના) દોર, હાક. પરાક્રમ, સામર્થ્ય.
પ્રભુ (ના) ઈશ્વર. રાજા. સ્વામી. પ્રીતમ.
પ્રભુતા (ના) મોટાઈ.
પ્રભૃતિ (અ) વગેરે, આદિ, ઈત્યાદિ.
પ્રમદા (ના) ગર્વવાળી સુંદરી.
પ્રમાણ (ના) સાબીતી, પુરાવો. ખાત્રી. ગણિતની એક રીત. જથ્થો. વિસ્તાર. ન્યાયશાસ્ત્રમાં પ્રમાણ ૪ ગણેલા છેઃ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ.
પ્રમાણ (અ) સત્ય, ખરું, યથાર્થ.
પ્રમાણવું (ક્રિ) સાક્ષી આપી સિદ્ધ કરવું.
પ્રમાણે (અ) રીતે, માફક. પેઠે.
પ્રમાતા (ના) માનો બાપ.
પ્રમાતામહ (ના) માના બાપનો બાપ.
પ્રમાદ (ના) આળસાઈ. બેદરકારી. કેફ.
પ્રમાદી (વિ) પ્રમાદવાળું.
પ્રમુખ(ના) મુખી,સરનશીન, ચેરમેન [અંગ્રેજી].
પ્રમુદિત (વિ) પ્રસન્ન થએલું.
પ્રમેહ (ના) પરમિયો, એક રોગ.
પ્રમોદ (ના) આનંદ, હર્ષ.
પ્રયત્ન (ના) મોટા ઉદ્યોગ. પરિશ્રમ.
પ્રયાણ (ના)પરદેશ ગમન. પ્રવાસ, મુસાફરી.
પ્રયાસ (ના) શ્રમ, મહેનત.
પ્રયુક્તિ (ના) વિશેષયુક્તિ, વધારે દલીલ.
પ્રયુત (ના) ૧૦૦૦૦૦૦ (સંખ્યા).
પ્રયોગ (ના) વિધિ, અખતરો. ક્રિયાનો સંબંધ દેખાડનાર વાક્ય રચના. સંકલ્પ. અનુષ્ઠાન.
પ્રયોજક (વિ) યોજના કરનારો. પ્રેરક.
પ્રયોજન (ના) હેતુ, કારણ, મતલબ.
પ્રયોજ્ય(વિ)પ્રયોજક. બીજા પાસે કામ લેનાર.
પ્રલય (ના) જગતનો નાશ. મોટી આફત.
પ્રલાપ (ના) અસંબદ્ધ ભાષણ. બકબકાટ.
પ્રલ્લે, પ્રલ્લેકાર (ના) પ્રલય. મોટો કેર.
પ્રવર્તક (વિ) ફેલાવનાર.
પ્રવર્તવાન (વિ) ફેલાયલું, પસરેલું.
પ્રવર્તવું (ક્રિ) ચાલુ થવું, પસરવું,
પ્રવર્તાવવું (ક્રિ) ચલાવવું, પ્રસાર કરવો.
પ્રવાસ (ના) મુસાફરી, દેશાટણ. પ્રયાણ.
પ્રવાશી (ના) મુસાફર.
પ્રવાહ (ના) રેલો. ચાલતો વ્યવહાર. એકસરખો ઘસારો.
પ્રવાહી (ના) જેનો પ્રવાહ-રેલો ચાલે તેવી [ચીજ.
પ્રવિષ્ટ (વિ) પહોંચતું.
પ્રવીણ (ના) નિપુણ, કાબેલ, ચતુર.
પ્રવૃત્ત (વિ) ચાલેલું.
પ્રવૃત્તિ (ના) ચાલતો ઉદ્યોગ. પ્રવેશ.
પ્રવેશ (ના) દાખલ થવાની ક્રિયા. આરંભ.
પ્રવેશક (ના) ઉપોદ્ઘાત. ઉદ્દેશદર્શક.

સરવાણી (ના) પાણીનો ઝરો.
સરવાયું (ના) લેણદેણનો આંકડો.
સરવાળે (અ) છેવટે, અંતે.
સરવાળો (ના) સંકલન, મેળવણી, ખેરીજ.
સરવું (ક્રિ) પાર પડવું. ખસવું. જવું [જણી.
સરવે (ના) [અંગ્રેજી] જમીનની માપણી, મો-
સરવેખાતું (ના) માપણીખાતું. [દાર
સરવેયર (ના) [અંગ્રેજી] માપ કરનાર, મોજણી-
સરવો (ના) ઉદાર પુરુષ. ઘી હોમવાનું પાત્ર
સરસ (વિ) રસવાળું. રસિક. સુંદર. વિશેષ.
સરસ (ના) એક ચીકણો પદાર્થ. એક ઝાડ.
સરસર (અ) ઝડપથી, એકદમ.
સરસવ (ના) સર્ષપ, એક ધાન્ય.
સરસાઈ (ના) ચડાચડી, બરોબરી, સ્પર્ધા.
સરસામન, સરસામાન (ના) સામાન. ઘર વા-
સરસાસરસી (ના) સરસાઈ, સ્પર્ધા. [ખરો.
સરસિયું (ના) સરસવનું તેલ.
સરસી (ના) ચઢતી, ઉત્કર્ષ. તળાવ.
સરસીરુહ (ના) કમળ, પદ્મ, અરવિંદ.
સરસું (ના) સારેનું. સરસ, ચઢિયાતું.
સરસૂબો (ના) મોટો સૂબો. મહાલકરી.
સરસ્વતી (ના) વાગ્દેવી, શારદા. બ્રાહ્મી. એક
સરહદ (ના) સીમાડો, છેવટની હદ. [નદી.
સરળ (વિ) સીધું. સ્વાભાવિક. સહેલું. નિ-
સરળતા (ના) સરળપણું. [ખાલસ.
સરાંઠી (ના) કરાંઠી, સૂકાં ઝાડવાં.
સરા (ના) ઝરણ. પ્રવાહ. ધોધવો. સરાહ, ઘર-
સરાક (ના) ફાંસ. ઝીણી સળીની કરચ.
સરાકતી (વિ) ભોંયભાડાવાળી ઈનામી જમીન.
સરાણ (ના) શાણ, ધાર કાઢવાનું યંત્ર.
સરાણેચઢાવવું (ક્રિ) હાર પાડી આપવું. ધાર
સરાધ (ના) શ્રાદ્ધ. [કાઢવી.
સરાફ (ના) સાહુકાર. નાણાવટી.
સરાફી (ના) સરાફનો ધંધો. નાણાવટું.
સરાવલું (ના) કોડિયું (દીવો કરવાનું).
સરાવવું (ક્રિ) શ્રાદ્ધ કરાવવું.
સરાસર, સરાસરી (અ) સુમારે. લગભગ.
સરાસરી (ના) સરખા પ્રમાણનો અડસટો.
સરાહ (ના) સરા, મકાન, મોહોલ્લો. ધર્મશાળા.
સરાહવું (ક્રિ) પ્રશંસા કરવી. ચઢાવવું.
સરિતા (ના) નદી, તરંગિણી, શૈવલિની, ત-
ટિની, હ્રાદિની, ધુની, સ્રોતસ્વતી, દ્વીપવતી,
સ્રવંતી, નિમ્નગા, આપગા.
સરિયત (ના) સરત, હોડ, હારજીતની સ્પર્ધા.
સરિયામ (વિ) જાહેર. ધોરી, સીધું.
સરિયો (ના) કસણાનો દાંડો.
સરૂ (ના) સરવનું ઝાડ.
સરૂં (વિ) પાધરૂં, સિધ્ધું.
સરૂપ (ના) સ્વરૂપ, નિજરૂપ.
સરૂપ (વિ) સુરૂપ સુંદર આકૃતિ.
સરૂપતા (ના) ચાર મુક્તિમાંની એક.
સરેઆમ (ના, અ) સરાસરી.
સરૈયો (ના) રંગાદિ વેચનાર.
સરોજ (ના) કમળ, ઉત્પલ, પદ્મ.
સરોડું (ના) પાતળો સાંઠો.
સરોદો (ના) સ્વરોદય, એક શ્વાસવિદ્યા. એક વા-
સરોરુહ (ના) કમળ, સરોજ. [જીં. સૂડી.
સરોવર (ના) મોટું તળાવ.
સર્ગ (ના) પ્રકરણ, અધ્યાય. સૃષ્ટિ.
સર્જિકાક્ષાર (ના) સાજીખાર, એક ક્ષાર.
સર્પ (ના) સાપ, ભુજંગ, વશિયર.
સર્પરાજ (ના) વાસુકિ નાગ.
સર્વ (ના) સઘળું, બધું, સંપૂર્ણ.
સર્વજ્ઞ (વિ) સઘળું જાણનાર (ઈશ્વર).
સર્વજ્ઞ (ના) બુધ, (જુઓ) ષડભિજ્ઞ.
સર્વતોમુખ (ના) પાણી, જળ. સર્વત્ર રસ્તો ક-
સર્વત્ર (અ) સર્વ સ્થળે, સઘળે ઠેકાણે [રનાર.
સર્વથા (અ) સઘળે પ્રકારે, બધી રીતે.
સર્વદા (અ) હંમેશ, નિત્ય. (વિ) સર્વ દેનાર.
સર્વનામ (ના) નામને બદલે વપરાતા શબ્દો.
સર્વભક્ષ (વિ) સઘળું ખાનાર (અગ્નિ, ડાંસ ઈ૦).
સર્વમાન્ય (વિ) સૌ કબૂલ કરે તેવું.
સર્વવ્યાપક (વિ) સઘળે પ્રસરેલું.
સર્વસ્વ (વિ) સરવસ, સઘળું, સંપૂર્ણ, સકલ.
સર્વાંગ (ના) સંપૂર્ણ અંગ. સર્વઅંગસહિત પદાર્થ.
સર્વાતીત (વિ) સહુથી જુદો (ઈશ્વર).
સર્વાર્થસિદ્ધ (ના) શાક્યસિંહ, ગૌતમ, અર્કબંધુ.
સર્વે (વિ) સઘળા, બધા. [મેશ્વર.
સર્વેશ, સર્વેશ્વર (ના) સહુનો ઈશ્વર, પર-
સર્વોત્કૃષ્ટ (વિ) સહુથી સારૂં, ઉત્તમ, શ્રેષ્ઠ.

સહનતા (ના) સહન કરવાપણું, ખામોશી.
સહનશીલ (ત્રિ) ખામોસવાળું, ધીર.
સહવર્તમાન (ત્ર) સાથે, જોડે, સહિત.
સહવાસ (ના) સાથે રહેવું તે. પરિચય. ટેવ.
સહસા (અ) એકદમ, વગરવિચારે.
સહસ્ર (વિ) હજાર, ૧૦૦૦ (સંખ્યા).
સહસ્રપત્ર (ના) કમળ, મહોત્પલ.
સહસ્રવીર્યા (ના) દુર્વા, એક વનસ્પતિ.
સહસ્રવેધી (ના) હિંગ, એક મસાલો.
સહાય, સહાયતા (ના) મદદ. કુમક. કૃપા.
સહાયી (વિ) મદદનીસ, સહાયક.
સહિત (અ) સાથે, સુદ્ધાં.
સહિયેર (ના) સૈયડ, કાકાબળિયા.
સહિયર (ના) સૈયર, સખી, બેહેનપણી.
સહિયારૂં (ના) સૈયારૂં, ભાગ, વાંટો.
સહિષ્ણુ (ના) ક્ષમાશીલ, સમી.
સહી (ના) સૈયર, સખી, બેહેનપણી.
સહી (ના) મતું. કબૂલાત. (અ) સિદ્ધ, નક્કી, પાર.
સહીં (ના) સિંહ, મૃગેંદ્ર, પંચાસ્ય, હર્યક્ષ, કેસરી, હરિ.
સહીસલામત (અ) હેમખેમ, સુખરૂપ, નિર્ભેળમું.
સહુ (વિ) સઉ, સૌ, સર્વ.
સહૃદય (વિ) મોટા મનવાળું, દિલદાર.
સહોદર (વિ) સગાભાંડુ. એક માએ જણેલા.
સહોદર (ના) સગો ભાઈ. સગી બેહેન.
સહ્ય (વિ) સહન થાય તેવું.
સળ (ના) કાપો, સોળ, લીસોટો.
સળકડી (ના) શલાકા, સળી.
સળકડી કરવી (ક્રિ) ચીડવવું, ઉશ્કેરવું.
સળકડું (ના) સળકડી. ઉશ્કેરણી.
સળકમ (ના) સળેખમ, સલેષ્મ, એક રોગ.
સળકવું (ક્રિ) આમતેમ હાલવું. ચળવળવું.
સળકું (ના) કાંટા ઉપાડવાનું રાચ.
સળકો (ના) સણકો, વેગ.
સળગવું (ક્રિ) બળવું, લાગવું. ટંટો થવો.
સળગાવવું (ક્રિ) બળે તેમ કરવું, લગાડવું, પેટવવું.
સળવળ (રૂ) ચળવળ. વાંકુંચૂકું આળોટવું તે.
સળવળું (ક્રિ) આમ તેમ લોટતાં હાલવું.
સળવું (ક્રિ) સડવું, કોહવું, સળી પડવું.
સળિયો (ના) લાંબી જાડી સળી. ગજ.
સળી (ના) શલાકા, સળકડી.
સળેકમ, સળેખમ, સળેખમા, (ના) શ્લેષ્મા, એક રોગ.
સળો (ના) સડો, ધળવું તે રોગ. ફાટફૂટ. સળિયો. વેરાયલી કંઠી.
સા (વિ) શાહુ, સાધુ, પ્રામાણિક
સા (પ્ર) શરાફીદર્શક. જેમ નંપલસા.
સાંઈ (ના) સ્વામી, પ્રભુ, સાહેબ. ભેટ. આલિંગન.
સાંઇડું (ના) ક્ષેમકુશલ-ભેટ. આલિંગન.
સાંકડ (ના) સંકડાસ, સંકોચવાળી હાલત મુસીબત.
સાંકડું (વિ) સંકડાસવાળું. નછૂટકું.
સાંકવું (ક્રિ) સાંકો કાઢવો, અડસટ્ટો જોવો.
સાંકળ (ના) શૃંખલા, ધાતુના આંકડાની દોરી.
સાંકળિયું (ના) અનુક્રમણિકા, સૂચિપત્ર.
સાંકળી (ના) ઝીણી ઝીણી કડિયો જોડી કરેલો દોરો. કંઠી.
સાંકળું (ના) સોનારૂપાના આંકડાનું હાથપગનું ઘરેણું.
સાંકો (ના) અડસટ્ટો, સુમાર
સાંખવું (ક્રિ) સહન કરવું, ખમવું.
સાંગ (ના) શક્તિ, બરછી, એક હથિયાર.
સાંગરી (ના) સમડીના ઝાડની સિંગ, એક શાક.
સાંગલું (ના) બાળકની કોટનું એક ઘરેણું.
સાંગળવું (ક્રિ) સાથે વળગી રહે તેમ બાંધવું.
સાંગામાચી (ના) હાથાવાળી નીચા ઘાટની ખુરસી.
સાંગી (ના) ભંડાર. રંગમંડપનો સાથિયો, સાંજી.
સાંચરવું (ક્રિ) જવું, પધારવું.
સાંચવું (ક્રિ) સંચવું, એકઠું કરવું. ખરીદી રાખવું.
સાંચો (ના) સંચો, યંત્ર. જમાવ.
સાંજી (ના) સાંઝનાં ગવાતાં ગીત. સાંગી.
સાંજો (ના) સંચાવ, ધ્રુવપાધારીનો માલો. રેલમાંનો તણાઇ આવેલો કચરો.
સાંઝ (ના) સંધ્યા, દીવાવખત, સાયંકાળ.
સાંડો (ના) છોડનો મીઠો અને લાંબો દાંડો.
સાંઢ (ના) વણ્ડ, ગોધો, મોટા બળદ. એક જાતનું ઊંટ.
સાંઢણી (ના) ઊંટની એક જાતિ.
સાંઢિયો (ના) સાંઢ. ગોધો. ઊંટ.
સાતરૂં (ના) રસોઈની સામગ્રી, સીધું, આમાન.
સાંતવું (ક્રિ) સંતાડવું. ઊંધું મેલવું.
સાંતળવું (ક્રિ) ઘી તેલમાં સેકવું.
સાંતી, સાંતીડું (ના) હળ.
સાંથ (ના) ખેડવા આપેલી ભોંયનું ભાડું. ગણોત.

સાંથવું (ક્રિ) ગણોતે જમીન ખેડવા આપવી.
સાંથળ, સાંથા (ના) જાંઘ, જંઘ.
સાંથીડો (ના) ખેડુ, ખેડુત, કૃષિકાર.
સાંધ (ના) ચીરો, ફાટ, સાંધો.
સાંધણ (ના) પૂરણી, અનુસંધાન.
સાંધવું (ક્રિ) જોડવું, સીવી લેવું, સાંધણ લગાડવું.
સાંધો (ના) સાંધ, સન્ધિ, જોડવાની જગા.
સાંપડ (ના) સમ્પુટ, ઊંધાચત્તા કોડિયાની જોડ.
સાંપડવું (ક્રિ) સંપાદન થવું, મળવું, જડવું.
સાંપવું (ક્રિ) સોંપવું, હવાલે કરવું.
સાંબેલ (ના) જુસરીની લાકડાની ખીલી.
સાંબેલું (ના) ખાંડવાનું એક ઓજાર.
સાંભરવું (ક્રિ) વેરાયલું એકઠું કરવું. યાદ આવવું.
સાંભળવું (ક્રિ) શ્રવણ કરવું, કાને પડવું.
સાંસણી (ના) છૂપી મસલત. ગુપ્ત ઉશ્કેરણી.
સાંસતું (વિ) ધીમું, નરમાસવાળું.
સાંસાં (ના) વાંધા. ફાંફાં, તંગી. સંશયો.
સાંસારિક (વિ) સંસારસંબંધી, વ્યાવહારિક.
સાંસો (ના) સંશય, સંદેહ, વસવસો.
સાકટી (ના) સાગની લાંબી જાડી ડાળિયો.
સાકટો (ના) મોટી સાકટી.
સાકર (ના) સાકેર, શર્કરા.
સાંકરવું (ક્રિ) બોલાવવું, સાદ કરવો, ખકોરવું.
સાકાર (વિ) આકારવાળું, મૂર્તિમાન.
સાકેર (ના) સાકર, ખાંડના ચળકતા ગાંગડા.
સાકેરિયું (વિ) સાકર જેવું, ખાંડપાયલું.
સાક્ષર (વિ) વિદ્વાન, ભણેલું.
સાક્ષાત (અ) પ્રત્યક્ષ, નજરોનજર. ખુલ્લું.
સાક્ષાત્કાર (ના) પ્રત્યક્ષ સાકારનું દર્શન.
સાક્ષી, સાક્ષ્ય (ના) શાહેદ, નજરે જોનાર મા-ણસ. શાહેદી.
સાખ (ના) સાક્ષી, શાહેદી, વટ. શાખા.
સાખિયું (ના) શાખાપર પાકવા મૂકેલું ફળ.
સાખો (ના) ગણના, ટેક. છાપ. પ્રસિદ્ધિ.
સાખી (ના) ગાયનની વચમાંનો દોહરો. અ-રાઠી કવિતાનું એક વૃત્ત.
સાગ (ના) શાક, એક જાતનાં લાકડાનું ઝાડ. એના ગોળ લાકડાને કાયલ અને ચોરસને [બીમ કહેછે.
સાગ (ના) સેરાક, ફાંસ,
સાગર (ના) દરિયો, સમુદ્ર (જુઓ).
સાગરગોટા (ના) કાચકા, એક ઓષધિ.
સાગરીત (ના) શિષ્ય, ચેલો.
સાગવાન (ના) સાગનાં લાકડાં.
સાગવાની (વિ) સાગના લાકડાનું.
સાગોળ (ના) સલ્લો, ફૂટેલી છો.
સાંકેતિક (વિ) સંકેતવાળું.
સાંખ્ય (ના) છ શાસ્ત્રમાંનું એક. એમાં ત-ત્વની સંખ્યા કહી છે.
સાંગ (વિ) અંગસહિત, (ના) એક હથિયાર.
સાંગોપાંગ (વિ) અંગઉપાંગ સાથે, સંપૂર્ણ, પ-રિપૂર્ણ.
સાચ (વિ) સત્ય, સાચું.
સાચવટ (ના) સત્યતા, સાચાપણું.
સાચવણ, સાચવણી (ના) સંભાળ, જતન.
સાચવવું (ક્રિ) સંભાળવું, જાળવવું, બંધ કરવું.
સાચાઈ (ના) સાચવટ, સત્યતા.
સાચું (વિ) સત્ય, ખરું, પ્રમાણિક.
સાચે (અ) ખરેખર, નક્કી, નિશ્ચયે.
સાજ (ના) સજ્જ, જરૂરનો સામાન, સણગાર.
સાજવું (ક્રિ) માંજવું, ઘસીને સાફ કરવું.
સાજસરંજામ (ના) સામાન. શોભિતી સામગ્રી.
સાજિન્દા (ના) ગાનાર નાચનાર જોડે વગાડનાર.
સાજીખાર (ના) સર્જિકાક્ષાર, એક જાતનો ખાર.
સાજું, સાજુંસમું (વિ) હેમખેમ, આખું. નિ-રોગી.
સાટ (ના) કરોડ, બરડાનું હાડકું.
સાટકો (ના) ચાબક. લાકડીનો સપાટો.
સાટમાર (ના) હાથી સાથે લડનારો મલ્લ.
સાટમારી (ના) હાથી અને મલની લડાઈ.
સાટાખત (ના) સાટું કર્યાની કબૂલાતનો લેખ.
સાટાંતેખળાં (ના) સાટું તથા તેખળાંનો વિવાહ.
સાટી (ના) ગાડીની બેઠક.
સાટીન (ના) એક રેસમી કાપડ.
સાટું (ના) અદલોબદલો. કન્યાની આપલે. સોદો.
સાટે (અ) બદલે, અવેજમાં.
સાટો (ના) એક ખોરાક. ગાડરનો બંગાર. મોજું.
સાઠ (વિ) ષષ્ઠિ, ૬૦ (સંખ્યા).
સાઠી (ના) ૬૦ વર્ષની ઉમ્મર, ઘડપણ.
સાઠી (વિ) ૬૦ દિવસમાં તૈયાર થતી (જુવાર વ-ગેરે).
સાડતીસ, સાડત્રીસ (વિ) ૩૭ (સંખ્યા).
સાડલો (ના) સાલ્લો, છાયલ, બૈરાંનું લૂગડું.
સાડા, સાડી (વિ) સાર્ધ, અર્ધાસહિતનું.

સાડી (ના) શાટ, બૈરાનું રેસમી લૂગડું.
સાઢુ (ના) વહુની બેહેન (સાળી)નો વર.
સાણકું (ના) ભિક્ષાપાત્ર, છાછરૂં શિકોરૂં.
સાણસી (ના) એક સોની લુહારનું ઓજાર.
સાણસો (ના) મોટી સાણસી. એક ચીપીયો.
સાણું (ના) સ્વપ્ન, ઊંઘમાં થતો મિથ્યાભાસ. કોઠીનું બાકું.
સાત (ના) સપ્ત, ૭ (સંખ્યા). અગ્નિની જવાળા, અપ્સરા, અનળ, ઉપધાતુ, ઋષિ, કલ્પ, રામાયણનાં કાંડ, કીર્તિનાં લક્ષણ, ગમક, ચિરંજીવ, તાલ, દ્વીપ, ધાતુ, પદાર્થ, પાતાળ, પુરી, બ્રહ્માના પુત્ર, ભૂમિકા, રાજ્યાંગ, સ્વર્ગ-લોક, સમુદ્ર, ગાયનના સ્વર ઈત્યાદિ સાત ગણાયછે.
સાતડેસાત (અ) કંઈજ નહિ. મીંડું. (ના) સાતના અંકનો ઉચ્ચાર.
સાતપટ્ટી (ના) સાત ફાંટાની ખાડી.
સાતપડી (વિ) સાત પડવાળી (રોટલી).
સાતપડો (ના)ચામડીના સાત પડ પાકીને થ- [એલું ગોડ.
સાતપુડો (ના) એ નામનો પર્વત.
સાતમ (ના) સપ્તમી, સાતમી તિથિ.
સાતવો(ના) સક્તુ, સાતું, સેકેલા ધાન્યનો લોટ.
સાતા (ના) આરામ, કરાર, સંતોષ.
સાતિ (ના) અવસાન, અંત.
સાતીનક (ના) સતીનક, વટાણા એક કઠોળ.
સાતુ (ના) સાતવો, સેકેલા અનાજનો લોટ
સાત્વિક (વિ) સત્ત્વગુણવાળું.
સાત્વિકભાવ(ના)શરીરપર થતી અસરો (રસ- [શાસ્ત્રમાં).
સાથ (ના) સંગાથ, સોબત.
સાથરિયો (ના)સાથરી માંડી સામાન વેચનાર.
સાથરી (ના) પથારો. નદી કિનારે બ્રાહ્મણોએ કરેલી બેઠક.
સાથરો (ના) ઘાસની પથારી. ચોકો.
સાથળ (ના) જંઘા, જાંગ. [ત્રામણ.
સાથિયો (ના)સ્વસ્તિક, આંગણે પાડવાનું ચિ-
સાથી (વિ) સોબતી, જોડિયો. મદદગાર. સા- [રથી. હાળી.
સાથી (અ) શા કારણથી?
સાથીડું (ના) હળ, નાંગર.
સાથે (અ) જોડે, સંગાતે.
સાદ (ના)શબ્દ, અવાજ. બૂમ, ઘાંટો. હોકારો.
સાદડખર્ચ (ના) સૂરકાર તરફથી થતું ધર્માદા.
સાદડી (ના) ચટાઈ, પાથરણું (ઘાસ છડિયાંનું).
સાદડો (ના) એ નામનું એક ઝાડ.
સાદર (ના) લહાવો. કોડ. અભિલાષા.
સાદર (અ) હાજર, રૂજુ, વિદિત.
સાદાઇ (ના) સાદાપણું, સરળ સ્વભાવ.
સાદું (ત્રિ) ભભકાવગરનું. ફીકું. સરળ. સુડ.
સાધ (ના) સાધુ, સત્પુરુષ.
સાધક (વિ) સાધનાર, ઉ.જનાર. સહાયક.
સાધન (ના) સાહિત્ય. જેથી સિદ્ધ કરાયતે.
સાધન ચતુષ્ટય (ના) મોક્ષનાં ચાર સાધનો. ૧ વસ્તુવિવેક, ૨ વૈરાગ્ય, ૩ શમાદિસંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, અને શ્રદ્ધા) ૪ મુમુક્ષુત્વ.
સાધના (ના) સિદ્ધ કરવાની ક્રિયા. [ખર્ચવવું.
સાધવું (ક્રિ) સિદ્ધ કરવું. વશ કરવું. સાધી દે-
સાધારણ (વિ)સામાન્ય, મધ્યમ. સાર્વજનિક.
સાધારણધર્મ (ના)ઘણાને લાગુ પડે એવો ધર્મ. સરખો સ્વભાવ.
સાધિત (વિ) સાધેલું, પાર પાડેલું.
સાધુ (વિ) સાફ દાનતનું, પ્રામાણિક, સારું. શાહુ. શુદ્ધ.
સાધુ (ના) વૈરાગી, જોગી, જ્ઞાની, ભક્ત.
સાધ્ય (વિ) સાધી શકાય તેવું, શક્ય.
સાધ્વી(ના)સાધુવૃત્તિવાળી સ્ત્રી, પતિવ્રતા, સતી.
સાન (ના) સમજ, ડહાપણ. છટા. અવેજ, સાટે મૂકેલું તે. ઇસારત.
સાનક (ના) ઠીકરાની તાસક.
સાનન્દાશ્ચર્ય (ના) આનંદસહિત આશ્ચર્ય.
સાની (ના) પીળાયલા તલનો ભૂકો. ખાજાં તળતાં ખરેલો ભૂકો.
સાનુકૂળ (વિ) અનુકૂળ, મદદગાર, સહાયક.
સાનુસ્વાર (વિ) અનુસ્વારસહિત (અક્ષર).
સાન્ત્વન(ના)શાંત કરવાની ક્રિયા. ધારણા, સ- [માધાન.
સાન્દૃષ્ટિક (ના) તાત્કાળિક ફળ.
સાન્નિધ્ય (ના) સમક્ષ. નજીક, પાસે.
સાપ (ના) સર્પ, ભુજંગ, ઉરગ.
સાપણ (ના)સાપની માદા. [મિડીની ખોલ.
સાપના કાંચળી (ના) સાપે ઉતારેલી જીર્ણ ચા-
સાપખામણી (ના) એક જાતનો નાનો સર્પ.

સાપેણ (ના) સર્પિણી, સાપણ. સાપના આ-કારનું ચિહ્ન.
સાપોલિયું (ના) સાપનું બચ્ચું, નાનો સર્પ.
સાફ (વિ)સ્વચ્છ, ચોખ્ખું. સપાટ, સરળ. સ્પ-[ષ્ટ. શુદ્ધ.
સાફ (અ) તદ્દન, બીલકુલ.
સાફસુફ (અ) સફાઇ, સફા, ચોખવટદર્શક.
સાફી(ના)ભાંગ છણવાનો કે ચલમપર વીંટવાનો [કટકો. પતરાજ.
સાફે (અ) વગરવટાવે.
સાબર (ના) શમ્બર., એક જનાવર.
સાબરસિંગું (ના) સાબરનું સિંગડું.
સાબરી (ના) સાબરની માદા. શબરની સ્ત્રી.
સાબરી(વિ)શબર-સંબર-સંબંધિ (મંત્ર ઈ૦).
સાબલિયો(ના)આછા કુમાસનું જાળીદાર કાપડ.
સાબુ (ના) મેલચીકાસ કાઢવાની એક બનાવટ.
સાબુમોળો (ના) એક ખોરાક. (વિ) લીસું અને ભરાઉ.
સાબેલો(ના)વરઘોડામાં વાહનપર બેઠેલું છોકરું.
સામ (ના) ચાર વેદમાંનો એક, એ વેદના વિ-ભાગ. ચાર ઉપાયમાંનો એક. સ્વામી, પ્ર-ભુ (કવિતામાં). સાંબેલાના છેડાનો લોહનો [વીંટો.
સામગ્રી (ના) સાહિત્ય, સાધન.
સામટું (વિ) બધું, એકઠું.
સામત, સામદ (ના) સામન્ત, ખંડિયોરાજા. મહાશૂર યોધ્ધો.
સામન્ત (ના) સામત. (વિ) પાસેનું.
સામર (ના) એક ઝાડ.
સામર્થ્ય (ના) બળ, જોર.
સામર્થ્યવાન (ના) સમર્થ, બળવાન.
સામસામાં (અ) સન્મુખ, નજરોનજર.
સામળિયો (ના) શ્રીકૃષ્ણ, ઘનસ્યામ.
સામળું (વિ) શ્યામ, 'કાળાશ પડતા' રંગનું.
સામાદસકત (ના) માલધણીના ચોપડામાં પાડી આપવાનું ખાતું. ચિઠ્ઠી.
સામાન (ના) ચીજવસ્ત, માલ.
સામાનસરંજામ (ના) રાચરચીલાં, માલમત્તા.
સામાન્ય (વિ) સાધારણ. સાર્વજનિક.
સામાન્યનામ (ના) જાતિવાચક નામ.
સામાન્યા (ના) વેશ્યા, ગુણકા (રસશાસ્ત્રે).
સામાપાંચમ(ના)ભાદરવા શુદ ૫, ઋષિપંચમી.
સામી (ના) સ્વામી, પતિ.
સામીલ (વિ) મીલાપી, મળતિયું.
સામું (અ) સન્મુખ, નજર આગળ. હદબહાર.
સામું (વિ) સામેનું, સન્મુખનું. ઉલટું.
સામુદ્રધુની (ના) સમુદ્રને જોડનારી ખાડી.
સામુદ્રિક (ના) હસ્તરેખા જોવાની વિદ્યા.
સામે (અ) બેઅદબ, ઉલટાપણુંદર્શક.
સામેરી (ના) એક રાગ.
સામેલ (ના) સાંબેલ, ધુંસરીની કાનખીલી.
સામૈયુ (ના) સામે તેડવા જવું તે.
સામો (ના) એક ખડધાન.
સામોણું (ના) સામૈયું, સામું તેડું.
સામોપચાર (ના) સામ ઉપાય, મધુર ભાષણ.
સામ્પ્રત(ના)આધુનિક ચાલતા કાળમાં, હમણાં.
સામ્બ(ના)અંબાસહિત શિવ,(જુઓ) મહાદેવ.
સામ્ય (ના) સરખાપણું, મળતાપણું, સાદૃશ્ય.
સાયંસંધ્યા (ના) સાંઝના કરવાની સંધ્યા.
સાયક (ના) બાણ. ખડ્ગ.
સાયંકાળ (ના) સમીસાંઝ, સંધ્યાકાળ.
સાયર (ના) આબકારી જગાત. સાગર.
સાયુજ્ય (ના) ચારમાંની એક મુક્તિ. એકતા.
સાર (ના) તત્ત્વ. મતલબ. તાત્પર્ય. લાભ. બોધ. અર્થ. વેહ.
સાર (વિ) સારું, રૂડું, મજેનું.
સારંગ (ના) એક રાગણી. સારંગી. હરણ. હાથી. સિંહ. હંસ. ચાતક. મોર. કોકિલ. વીછુ. ભમરો. ફૂલ. કમળ. શંખ. ધનુષ. મેઘ. એક વસ્ત્ર. કેશ. ચંદન. કપૂર. સો-નું. રત્ન. પૃથ્વી. રાત. પ્રકાશ. કામદેવ. અનેક રંગ.
સારંગપાણિ (ના) સારંગ ધનુષ ધરનાર, વિષ્ણુ.
સારંગી (ના) સારંગ, એક વાજું.
સારડી (ના) વેહ પાડવાનું ઓજાર.
સારણ(ના)અતિશય ઝરણનો કૂવો. કૂવાની નેહેર.
સારથિ, સારથી (ના) ગાડીવાન, રથ હાંકનાર.
સારમંડળ (ના) એક ૩૨ તારનું વાજું.
સારવા (ના) સારી જમીન.
સારવાન (ના) ઊંટ હાંકનારો.
સારવું (ક્રિ) શ્રદ્ધાથી ક્રિયા કરવી. વેહ પાડ-વો. પહેરવું. મૂકવું. લગાડવું. પાર પાડવું.
સારસ (ના) એક પંખીની જોડી. [કે

સારાંવાનાં (ના) શુભ કામો. રૂડાંવાનાં.
સારાંશ(ના)તાત્પર્ય. ઇન્તેખાબ. સંક્ષેપ,ભાવાર્થ.
સારાસાર (વિ) સારૂં અને માઠું.
સારિકા (ના) મેના, એક પંખી.
સારીગમ (ના) સા, રી, ગ, મ, પ, ધ, ની એ સાત સ્વર. રાગમાં વપરાતા સ્વર.
સારીપેઠે (અ) તનદુરસ્ત. પુષ્કળ. પૂરતી રીતે.
સારીવા (ના) ઔષધિ. [કાળજીથી.
સારૂ (અ)વાસ્તે, કાજે, માટે, ચોથીનો પ્રત્યય.
સારૂં (વિ) પસંદ પડતું, સુંદર. પાકું. સુધું. ઘટતું. નિર્ણય. ઠીક. સાધારણ.
સારૂં (અ) ઠીક, વારૂ, હા.
સારૂં કરવું (ક્રિ) રોગ કહાડવો, ભલું કરવું.
સારોદ્ધાર (ના) ઉપયોગી સારનો પ્રકાશ.
સાર્થ (વિ) અર્થ સાથે, ભાષાંતરસહિત.
સાર્થક, સાર્થક્ય (ના) કૃતાર્થ, સફળ. પ્રમાણ.
સાલ(ના)વેહમાં બેસાડવાનો ભાગ. નડતર. વરસ.
સાલગિરી (ના)વર્ષગાંઠ, જન્મદિવસ. [વિરસાણું.
સાલમ (ના) એક કંદ.
સાલમપાક (ના)સાલમ વગેરે વસાણાનો પાક.
સાલમમિશ્રી (ના) સાલમ.
સાલવવું (ક્રિ) સાલે સાલ મેલવવાં.
સાલવાર (અ) વરસ પ્રમાણે, વર્ષવાર.
સાલવું (ક્રિ) દિલમાં ખુંચવું, મનમાં લાગવું.
સાલસ (વિ) ભલું, સૂધું. શાંત. નિષ્કપટી.
સાલસાઈ (ના) સાલસપણું, ભલમનસાઈ.
સાલિયા (ના) ગાડાનો કઠેરો.
સાલિયાણ, સાલિયાણું (ના) વર્ષાસન, વરસાણ.
સાલિયાપાંસલાં (ના) આડાંઅવળાં પાટિયાં.
સાલિયું (ના) સાલિયાણું, વરસાણું.
સાલોક્ય (ના) સલોકતા મુક્તિ.
સાલ્લો (ના) બૈરાંનું લૂગડું; છાયલ.
સાવ (વિ) સર્વ, બધું, તદ્દન.
સાવક (ના) શ્રાવક; જૈનમતાનુયાયી.
સાવકું (વિ)સાપત્નીક; ઓરમાન માના પેટનું.
સાવચીત, સાવચેત (વિ) જાગ્રત, હોશિયાર, સાં-
સાવચેતી (ના) સાવધાની, હોંશિયારી. [વધ.
સાવજ (ના) વાઘ. (વિ) જડભરત.
સાવણ (ના) શ્રાવણ માસ.
સાવણી (ના) સાવરણી, ઝુઆરી; ઝાડુ.

સાવધ (વિ) હોશિયાર, સાવચેત, જાગ્રત.
સાવધાન (વિ)જાગ્રત, ખબરદાર. અવધાનવાળું.
સાન્નિધાન (ના) ટૂંકડુ લક્ષ. તૈયારી.
સાવરણી (ના) સંમાર્જની, ઝુઆરી.
સાવરણો (ના)મોટી સાવરણી, સળીઓની ઝૂડી.
સાવરિયું (ના) સાસરૂં, શ્વશુરગૃહ.
સાષ્ટાંગ (વિ) છાતી, મસ્તક, દૃષ્ટિ, મન, વ-ચન, હાથ, પગ અને ગોઠણ એ આઠ અંગ
સાસ (ના) શ્વાસ. જીવ. [સહિત.
સાસરવાસો (ના) સાસરે જતી છોકરીને આ-પેલી ચીજો. સાસરામાં વસવું તે.
સાસરવેડ, સાસરવેલ (ના)સાસરાનાં સગાં, શ્વ-
સાસરિયાં (વિ) સાસરા તરફનાં. [શુરપક્ષ.
સાસરૂં (ના) સસરાનું ઘર, શ્વશુરગૃહ.
સાસૂ (ના) શ્વશ્રૂ, વહુ કે વરની મા.
સાહ (વિ) શાહ, સાધુ, સરાફ.
સાહજન (ના) વેપારી વર્ગ.
સાહજનમહાજન (ના)વરઘોડામાં મળેલા લોકો.
સાહજિક (વિ) સહજ મળે એવું. સ્વાભાવિક.
સાહસ (ના) અચિંતુ કામ. જીવના જોખમે કરવાનું કાર્ય.
સાહસિક(ના)સાહસ કરનાર, જોખમ ખેડનાર.
સાહિત, સાહિત્ય (ના)સાધન, સામગ્રી, સામા-
સાહી (ના) રૂશનાઈ. [ન. દૃષ્ટાંતિક કાવ્ય.
સાહીબી (ના)સાહેબી, સાહેબપણું, શ્રીમંતાઈ.
સાહુ (વિ) સાધુ. (ના) પરાક, દાર.
સાહુકાર (ના) નાણાવટી, સરાફ.
સાહુડી (ના) શેલ્લી, સાહેડી, એક જનાવર.
સાહેડી (ના) સારેડી, વિંધણું.
સાહેત (અ) તરતજ, તત્ક્ષણ. [સલામ.
સાહેબ (ના) ધણી, શેઠ. પદવીસૂચક ઉપનામ
સાહેબી (ના) સાહીબી, મોટાઈનો લહાવો.
સાહેલી (ના) સખી, બેહેનપણી.
સાહ્ય (ના) સહાય, મદદ.
સાળ (ના) કપડાં વણવાનું યંત્ર. ડાંગર.
સાળવી (ના) વણકર.
સાળિયું (ના) સાળ, ડાંગર.
સાળી (ના) સ્યાલિકા, વહુની બેહેન.
સાળુ (ના) કસુંબો, બૈરાંનું ઝીણું વસ્ત્ર.
સાળો (ના) સ્યાલ, સ્યાલક, વહુનો ભાઈ.

સિંહ (ના) કેસરી, વનરાજ, મૃગેંદ્ર, પંચાસ્ય, હર્યેક્ષ, હરિ, કંઠીરવ, પુંડરીક, પંચનખ, ચિત્રકાય. એક રાશિ.
સિંહકટી(ના)સિંહ જેવી પાતળી કમ્મરની સ્ત્રી.
સિંહણ (ના) સિંહની માદા.
સિંહનાદ (ના) ક્ષ્વેડા, રણગર્જના.
સિંહપુચ્છી (ના) એક વનસ્પતિ.
સિંહલદ્વીપ (ના) લંકા, સીલોન.
સિંહસ્થ (ના) સિંહરાશિનો બૃહસ્પતિ. ગોદાવરી.
સિંહાણ (ના) મંડૂર, લોહનો કાટ.
સિંહાવલોકન (ના) સિંહની પેઠે પાછળ નીહાળવુંતે. કવિતાનો એક પ્રકાર.
સિંહાસન (ના) રાજગાદી, સિંહમુખી માચાની બેઠક.
સિંહાસ્ય, સિંહી (ના)વાજિંદંતક, અહુસો, એક વનસ્પતિ.
સિકતા (ના) રેતી, પણો.
સિકતામય (ના) મુકત, રેતીનું રણ.
સિકંદર (ના) એલેક્ઝાંડર ધી ગ્રેટ બાદશાહ.
સિકંદર (વિ) ફતેહમંદ, જયકારી.
સિકલ(ના)ચેહેરો, સુખ. ઓપ, પાલીશ[અંગ્રેજી].
સિકલીગર (ના) સિકલ કરનાર, ચળકાટ આણનાર.
સિક્કાદાર (વિ) સારા ચેહેરાવાળું.
સિક્કાબંધ(વિ)સીલબંધ,મોહોરવાળું,અનામત.
સિકકેકટાર (ના)રાજાની કટારની મોહોરછાપ.
સિકકો (ના) છાપ. મોહોર. ચેહેરો.
સિંગોરા (ના) એક જાતનાં માછલાં.
સિંઘાણ (ના) લીટ, નાકનો મળ.
સિંચવું (ક્રિ) સિંચન કરવું. છાટવું. ગોઠવવું.
સિચાણો (ના) શ્યેન, બાજ, એક પક્ષી.
સિત (વિ) ધોળું, શ્વેત. બંધાયલું. સંપૂર્ણ.
સિતછત્રા(ના)શતપુષ્પા, મિશિ. એક વનસ્પતિ.
સિતશિવ (ના) રેંધવ, સિંધાલૂણ.
સિતા (ના) શ્વેતસુરસા, કાતરીનિર્ગુંડી, એક ઔષધિ.
સિતાભ, સિતાભ્ર (ના) કર્પૂર, કપૂર.
સિતાંભોજ (ના) પુંડરીક, ધોળુ કમળ.
સિતાર (ના) સતાર, એક વાદ્ય.
સિતારો (ના) ગ્રહ, તારો. નસીબ.
સિત્તેર (ના) ૭૦ (સંખ્યા).
સિત્તોતેર (વિ) ૭૭ (સંખ્યા).
સિધરો (ના) ગાડાના ટેકણનું લાકડું.
સિધારવું,સિધાવું(ક્રિ)જવું, પધારવું, વદાયથવું.
સિદ્ધ (વિ) નક્કી, પાર પડેલું. તૈયાર. સાબીત.
સિદ્ધ (ના) સિદ્ધિવાળો પુરુષ. મૂળ. મગ્ન.
સિદ્ધસાધક (ના) ગુરુશિષ્ય. બે પ્રમંચી પુરુષો.
સિદ્ધાઈ (ના) સિદ્ધપણું. સચ્ચાઈ, મોટાઇ.
સિદ્ધાન્ત (ના)શાદ્ધાંત, ઠરાવ, નિશ્ચય. સિદ્ધનિયમ.
સિદ્ધાન્તી (વિ) અમુક સિદ્ધાંત પ્રમાણ સમજનાર.
સિદ્ધાર્થ (ના) ધોળા સરસવ.
સિદ્ધિ (ના) અસાધારણ, સામર્થ્ય. એ આઠ ગણાય છે. ૧ અણિમા, ૨ મહિમા, ૩ ગરિમા, ૪ લઘિમા, ૫ પ્રાપ્તિ, ૬ પ્રાકામ્ય, ૭ ઇશિત્વ, ૮ વશિત્વ.
સિધ્ય (ના) પુષ્ય નક્ષત્ર.
સિનીવાળી (ના) ચંદ્રની કળાસહિત અમાસ.
સિન્દૂર(ના)એક રાતો મિશ્ર પદાર્થ, નાગસંભવ.
સિન્દૂરિયા, સિન્દૂરી (વિ) સિન્દૂરવાળું. સિંદૂરના રંગનું.
સિન્ધ (ના) મુંબઇ ઇલાકાનો એક પ્રાંત.
સિન્ધભૈરવી (ના) ભૈરવી રાગણીનો એક ભેદ.
સિન્ધવ(ના)સૈન્ધવ,સિંધાલૂણ,એક ખાર. ઘોડો.
સિન્ધુ (ના) સમુદ્ર. સિંધની નદી. એક રાગ.
સિન્ધુડો (ના) સિંન્ધુરાગ (યુદ્ધમાં ગાવાનો).
સિફત (ના)ગુણ. કરામત. તારીફ. તરેહ, છટા.
સિફલું (વિ) ઢંગવગરનું, અવિવેકી.
સિફાબહાદૂર (વિ) હિમ્મતવાન, છાતીવાળો.
સિફારસ (ના) ભલામણ, લાગવગ, વગ.
સિબન્દી(ના)સિરબન્દી. ખંડિયા રાજાનું લશ્કર.
સિર (ના) શિર, માથું.
સિરજોરી (ના)સિદ્ધાઇ, સાવકારીનું ડોળ, માથાફરેલપણું.
સિરતાજ (ના) માથાનો મુગટ.
સિરપેચ(ના)પાઘડીપર બાંધવાનો જડાવ પટકો.
સિબન્દી (ના)સિબન્દી, ખંડિયારાજાનું લશ્કર.
સિરસ્તેદાર (ના)શિરસ્તેદાર, વહીવટ જાણનાર.
સિરસ્તેદારી (ના)શિરસ્તેદારનું કામ, કારકુની.
સિરસ્તો (ના) શિરસ્તો, રિવાજ, વહીવટ.
સિરા (ના) શિરા, નાડી ધમનિ.
સિરી (ના) મીઠાસ, લેહેજત.
સિરોઇ (ના) ચંપુ, લાંબી દાંડનું પાંગી ભરવાનું પાત્ર.
સિલક (ના) શેષ, બચાવ.
સિલક (વિ) વધેલું, ઉપરાંત.

સીક (ના) લોહનો સાળયો.
સીકું (ના) શિક્ય, દોરીની ઝોળી.
સીજવું (ક્રિ) બફાવું, ચઢવું, રંધાવું. સિદ્ધ થવું.
સીટી (ના) સીસોટી, પાવો.
સીડી (ના) નીસરણી.
સીતા (ના) જાનકી, શ્રીરામચંદ્રજીની પત્ની.
સીતાફળ (ના) અનુચ, એક ફળ.
સીતાફળી (ના) અનુચડી. સીતાફળનું ઝાડ.
સીદી, સીધી (ના) હબસી.
સીધું (ના) આમાન્ન, કાચા અન્ન વગેરેનું દાન.
સીધું (વિ) સરખું, સરળ, સપાટ. [સિદ્ધ.
સીધો (ના) પ્રાચીન ગૂજરાતી વ્યાકરણ.
સીનો (ના) છાતી. ડોળ.
સીપ (ના) છીપ, શુક્તિ, મોતીનું કોટલું.
સીપણી (ના) છીપણી, જળસિંચન.
સીપવું (ક્રિ) છીપવું, સિંચવું.
સીપાઇ (ના) ચોકીદાર, તરાર, ચકલેદાર. પટા-
સીપાઇગીરી (ના) સીપાઇનું કામ. [વાળો.
સીપાણી (ના) છીપાણી, નાની છીપ.
સીપાત (ના) શ્રીપાત, સંન્યાસી.
સીમ (ના) સીમા, હદ, છેડો. પાદરનું ખેતર.
સીમન્ત (ના) અઘરણી.
સીમન્તિની (ના) ઘેણુ, અઘરણી રાત. સ્ત્રી.
સીમળો (ના) એક ઝાડ. [મીનની હદ.
સીમા, સીમાડો (ના) સીમ, ગામને લગતી જ-
સીયમ (ના) સોયમ, ત્રીજા વર્ગની જમીન.
સીલસીલાબંદ (અ) હારંદોર, એકપછી એક, ક્રમે.
સીલેદાર (ના) ઘોડાના ખર્ચસહિત પગારદાર સ-
સીલોન (ના) સિંહલદ્વીપ, લંકા. [વાર.
સીવડામણ, સીવડામણી (ના) સીવાઈ.
સીવણ, સીવણી (ના) સીવવાની રીત, ટાંકા.
સીવવું (ક્રિ) સોય દોરાવડે સાંધવું.
સીવાઇ (ના) સીવડામણ, સીવવાની મજુરી.
સીસ (ના) શિષ્ય; ચેલો. સીસું. શીર્ષ, માથું
સીસમ (ના) એક જાતનું લાકડું.
સીસી (ના) બાટલી, શીશી. કાચનું એક પાત્ર.
સીસું (ના) એક ધાતુ.
સીસો (ના) મોટી સીસી, શીસો.
સીસોટી (ના) એક ઝાડ. પાવો.
સીસોળિયું (ના) સાહુડીના અણીદાર નક્કરપીંછાં.

સુ (વિ) જેવું, સરખું, જેમ "દલ વાદલસુ ચ-ઢયું પ્રબલ દલ." (બૃહત્કથાસાર).
સુ (ઉ) સારું, ઘણું, દુઃખ, અનુમતિ, સમૃદ્ધિ, અનાયાસ ઇત્યાદિ અર્થે ક્રિયાને દોરનાર.
સું (પ્ર) ત્રીજી પાંચમી વિભક્તિનો. જેમ હાથસું પકડ.
સુંઆળું (ના) સૂતક કાઢવાને માથું મુંડાવવું તે.
સુંખરાં, સુંખળાં (ના) બી ઉપરના રેસા.
સુંઘવું (ક્રિ) વાસ લેવો, નાકે શ્વાસ ખેંચવો.
સુંડલી (ના) ટોપલી.
સુંડલો (ના) ડાલું, ટોપલો. [બેઠક.
સુંથિયું (ના) દોરી કે ચીંથરાંની ઉંઢાણી જેવી
સુંવાળી (ના) ખંડખડિયું, એક પાતળી સૂકી પૂરી.
સુંવાળું (વિ) નરમ, પોચું, કુમળું, મુલાઇમ.
સુંવાળું (ના) જનનાશૌચ, વૃદ્ધિ સૂતક.
સુકંદ (ના) કાંદો, પલાંડુ ડુંગળી.
સુકાન (ના) કેનિપાતક, અરિત્ર. (વ્હાણનું).
સુકાની (ના) કર્ણધાર, નાવિક, નાખવો.
સુકાળ (ના) સકાળ, છત, સોંઘવારી.
સુકુમાર (વિ) સકોમળ, નાજુક.
સુકૃત (ના) સારાં કામ, પુણ્ય કર્મ.
સુક્કરવાર (ના) શુક્રવાર. લાભ. નસીબ.
સુક્કો (વિ) ખાલી, નકામો, ખોટો.
સુખ (ના) અનુકૂળ પદાર્થની પ્રાપ્તિ, પ્રીતિ, પ્રમદ, હર્ષ, પ્રમોદ, આમોદ; સંમદ. આ-નંદ, આનંદથુ, શર્મ, શાત, આરામ, મોજ
સુખકાર, સુખકારી (વિ) સુખ કરનાર. [મઝા.
સુખડિયો (ના) કંદોઈ, હલવાઈ, મીઠાઈ વેચનાર.
સુખડી (ના) પક્વાન, મીઠાઈ. દસ્તુરી.
સુખતળી (ના) જોડાનું છૂટું અસ્તર.
સુખદ, સુખદાઈ, સુખદાયક (વિ) સુખ કરનાર.
સુખન (ના) શબ્દ, બોલ. વેણ, વચન.
સુખપાલ (ના) એક જાતની પાલખી.
સુખમણા (ના) સુષુમ્ના, એક નાડી.
સુખરૂપ (વિ) ક્ષેમ, કુશળ, આરોગ્ય, સુખી.
સુખવર્ચક (ના) કપોત, સાજીખાર.
સુખવાસી (વિ) સુખમાં વસનાર, સુખી.
સુખવેલ (ના) એક જાતના ચોખા.
સુખસજ્યા (ના) ઉત્તમ શય્યા, પલંગ, સેજ.
સુખસાતા (ના) સુખ. નિરાંત. સંતોષ.

સુખાકારી (વિ) સુખી હાલત, આરોગ્યતા.
સુખિયું, સુખી (વિ) સુખ પામેલું.
સુગત (ના) બુધ, વિષ્ણુનો એક અવતાર.
સુગંધ (ના) સારી વાસ.
સુગંધા (ના) રાસ્ના, એક ઔષધિ.
સુગંધી, સુગંધીદાર (વિ) સારી ગંધવાળું.
સુગમ (વિ) જલદી સમજાય તેવું. સેહેલું.
સુગરી (ના) એક જાતનું પંખી.
સુઘડ (ના) સભ્યતાવાળું, ચોખ્ખું. ચતુર.
સુઘડતા, સુઘડાઈ (ના) સુઘડપણું. વિવેક.
સુચરિત્રા (ના) સતી, સાધ્વી, પતીવ્રતા.
સુજન (ના) ભલો માણસ, સજ્જન.
સુજનતા (ના) ભલાઈ, સારમાણસાઈ.
સુજની (ના) રજાઈ, પાતળી ઓઢવાની ગોદડી.
સુજાણ (વિ) જાણીતું, પ્રવીણ. ચતુર.
સુજાત (વિ) કુલીન, ભલું, ઊંચ તુકમનું.
સુજ્ઞ (વિ) સુજાણ, માહિતગાર.
સુડતાળીસ (વિ) સડતાળીસ, ૪૭ (સંખ્યા).
સુડતાળો (ના) સંવત્ ૧૯૪૭માં પડેલો મોટો દુકાળ.
સુડવું (ક્રિ) ઢાળવું, છોડને થડમાંથી કાપવા.
સુડો (ના) ઘાસ ઉગે તેવી જમીન.
સુણવું (ક્રિ) સાંભળવું, શ્રવણ કરવું.
સુત (ના) દીકરો, પુત્ર, આત્મજ, તનય.
સુતરસાળ (ના) સાળિયું, એક જાતની ડાંગેર.
સુતશ્રેણી (ના) મૂષિકપર્ણી, એક ઔષધિ.
સુતળ (ના) ત્રીજું પાતાળ.
સુતા (ના) દીકરી, તનયા, પુત્રી, બેટી.
સુથાડિયો (ના) એક જાતનું જાડું ઘાસ.
સુદર્શન (ના) વિષ્ણુનું એક આયુધ, ચક્ર. સારો [દેખાવ.
સુદામત (અ) સહી સલામત. ક્ષેમ.
સુદિન (ના) સારો દહાડો.
સુદૃઢ (વિ) ઘણું મજબૂત.
સુધરવું (ક્રિ) શુદ્ધ થવું, સારૂં થવું. સમરવું.
સુધરાઈ (ના) સુધરેલી સ્થિતિ. સંચરામણી.
સુધરાઈખાતું (ના) મ્યુનિસિપાલિટી.
સુધર્મા (ના) દેવસભા.
સુધા (ના) અમૃત, દેવજીવન.
સુધાકર (ના) ચંદ્ર, શશિ, નિશાકર.
સુધારવું (ક્રિ), શુદ્ધ કરવું. સારી હાલતમાં આ-[ણવું.
સુધારસ (ના) અમૃત.
સુધારો (ના) શુદ્ધતા. શુદ્ધનિયમ. સારાપણું.
સુધાંશુ (ના) ચંદ્ર, કળાધર, નિશાકર.
સુધી (ના) સદ્બુદ્ધિવાળો, બુધ, પંડિત.
સુદ્ધાં (અ) સાથે, સહિત.
સુનત, સુનતા (ના) મુસલમાનનો એક સંસ્કાર.
સુન્દર (વિ) શોભિતું, ખૂબસુરત.
સુન્દરી (ના) સુન્દર સ્ત્રી, રૂપવંતી નારી.
સુપર્ણ (ના) ગરુડ, ખગેશ્વર.
સુપાત્ર (વિ) યોગ્ય, લાયક. કુલીન.
સુપુત્ર (ના) સપૂત, સારો દીકરો.
સુપુરત (ના) સોંપણ. હવાલો.
સુપ્રલાપ (ના) સુવચન, સુભાષિત.
સુબોધ (ના) સદ્બોધ. સરલ ઉપદેશ.
સુભગ (વિ) ભાગ્યશાળી, નસીબદાર.
સુભટ (ના) જોદ્ધો. (વિ) સારી આકૃતિનું.
સુભાગ્ય (ના) સારૂં નસીબ. (વિ) નસીબદાર.
સુભાષિત (ના) સૂક્ત. સુંદર વાણી.
સુમન (ના) ફૂલ, પુષ્પ. ગોધૂમ, ઘઉં.
સુમના (ના) માલતી, જાતિ, જાઇ, ચંબેલી.
સુમનોરજ (ના) પરાગ.
સુમાર (ના) આસરો, અટકળ. કેફ. માપ.
સુમેરુ (ના) મેરૂપર્વત, હેમાદ્રી.
સુમ્મ (વિ) કૃપણ, મખ્ખીચૂસ.
સુર (ના) દેવ, અમર.
સુરઈ (ના) સીરોઈ, ચંચુ.
સુરખી (ના) રતાશ. ભભક, તેજ.
સુરંગ (ના) જમીનમાં દારૂ પૂરી ઉડાડવો તે.
સુરંગી (વિ) શોભિતું, રંગબેરંગી.
સુરજ્યેષ્ઠ (ના) બ્રહ્મા, વિરંચિ.
સુરત (ના) સંભોગ. સારી મોસમ. એક નગર.
સુરતા (ના) સ્મૃતિ, યાદદાસ [સ્મૃતિ.
સુરધન (ના) પૂર્વજ.
સુરપતિ (ના) ઈંદ્ર, પુરંદર.
સુરભી (ના) કામદુઘા, ગાય.
સુરમો (ના) એક ધાતુ. અંજન.
સુરવાર, સુરવાલ (ના) પાયજામો, પાટલૂન.
સુરલોક (ના) સ્વર્ગ, દેવસદન.
સુરા (ના) મદ્ય, દારૂ, મદિરા.
સુરાંગના (ના) દેવતાની સ્ત્રી. અપ્સરા.
સુરાપાન (ના) મદ્યપાન. દારૂ પીવો.

સુરીનર (ના) દેવ અને મનુષ્ય. દિવ્ય પુરુષ.
સુરેખ (વિ) સાજું, સુંદર, શોભિતું.
સુરોખાર (ના) એક જાતનો ખાર.
સુલટાવવું (ક્રિ) સુલટું કરવું. ચત્તુ કરવું.
સુલટું (વિ) ચત્તુ. જોઇએ તેવું.
સુલતાની (વિ) રાજકીય, બાદશાહ તરફનું.
સુલભ (વિ) સેહેલથી મળે એવું.
સુલાખ (ના) ઝીણું કાણું. (વિ) કાણી આંખનું.
સુલુક, સુલુખ (ના) સલાહ, સંપ.
સુવર્ણ (ના) સોનું, કંચન, કનક.
સુવર્ણું (વિ) સારા રંગનું, સારી જાતનું.
સુવાણ (ના) આરામ. ગમ્મત.
સુવાસ (ના) સારી પીમળ, સુગંધ.
સુવાસિત (વિ) સુગંધવાળું.
સુવાસિની (ના) એવાતનવાળી, સૌભાગ્યવતી.
સુશીલ (વિ) સારા સ્વભાવવાળું.
સુશોભિત (વિ) ઘણુ શોભાયમાન.
સુષુપ્તિ (ના) ઘોરનિદ્રા, ઊંઘની એક હાલત.
સુષુમ્ના (ના) એક નાડી.
સુસ્ત (વિ) આળસુ, ધીમું, મંદ.
સુસ્તી (ના) આળસ, મંદપણું.
સુસ્વર (વિ) મનોહર સ્વરનું.
સુહાવું (ક્રિ) શોભવું. ગમવું, ઠીક લાગવું.
સુહૃદ (વિ) પરમસ્નેહી.
સૂકડ (ના) સૂખડ, ચંદન, શ્રીખણ્ડ.
સૂકર (ના) ડુક્કર, ભુંડ, વરાહ.
સૂકલકડી (વિ) લાબું અને પાતળું.
સૂકવણી (ના) સૂકવેલાં પદાર્થ.
સૂકવણું (ના) સૂકો દુકાળ, ભૂખમરો.
સૂકવવું (ક્રિ) સૂકાય તેમ કરવું, તડકે નાખવું.
સૂકવું, સૂકાવું (ક્રિ) સૂકું થવું. કરમાવું.
સૂકું (વિ) શુષ્ક, ભીનાશરહિત.
સૂકો (ના) પીવાનો તંબાકુ.
સૂક્ત (ના) સુભાષિત. કેટલાક વેદમંત્રનો સ-મુદાય.
સૂક્ષ્મ (વિ) અલ્પ, થોડું. ઝીણું. સુંદર.
સૂક્ષ્મદર્શક (વિ) ઝીણી ચીજ મોટી દેખાડનાર.
સૂક્ષ્મદર્શી (વિ) બારીક નજરનું.
સૂક્ષ્મદેહ (ના) એક જાતનો દેહ.
સૂગ (ના) કંટાળો. ઓકારી.
સૂગામણું (વિ) સૂગ ચઢે તેવું.

સૂગાવું (ક્રિ) કંટાળો આવવો. નસકોરાં ફૂલવવાં.
સૂચક (વિ) સૂચના કરનાર, દર્શક.
સૂચના (ના) સાન. જાણ, ખબર.
સૂચવવું (ક્રિ) સૂચના કરવી, જણાવવું.
સૂચી (વિ) સૂચના કરનાર. (ના) યાદી.
સૂઝ (ના) સાન. ગમ, સમજ.
સૂઝવું (ક્રિ) ઉપસવું, ફૂલવું. દેખાવું. ગમ પડવી.
સૂડ (વિ) સરળ, સિધ્ધું.
સૂડી (ના) સોપારી વગેરે ભાંગવાનું ઓજાર.
સૂડો (ના) એક હલકી જાતિનો પોપટ. મોટી સૂડી.
સૂણવું (ક્રિ) સૂઝવું. ઢીમું થવું.
સૂત (ના) સૂત્ર, રૂનો દોરો.
સૂતક (ના) આશૌચ. વેધ. અટકાવ.
સૂતકી (વિ) સૂતકવાળું.
સૂતિકા (ના) સૂવાવડી સ્ત્રી.
સૂતર (ના) સૂત્ર, રૂનો કાચો દોરો.
સૂતરું (વિ) સેહેલું, સુગમ.
સૂતરાઉ (વિ) સૂત્રનું વણેલું.
સૂતરફેણી (ના) એક સૂતર જેવા તાંતણાની મી-ઠાઈ.
સૂતળવું (ક્રિ) જોડવું, સાંકળવું.
સૂતળી (ના) સણની પાતળી દોરી.
સૂતાર (ના) સૂત્રધાર, ગજ્જર, લાકડાં ઘડનાર.
સૂતારી (વિ) સૂતારનું.
સૂત્ર (ના) દોરો, તાંતણો. કળા, ગોઠવણ. નિ-યમ. ટૂંકું છતાં ઘણા અર્થવાળું વાક્ય.
સૂત્રધાર (ના) નાટકમંડળીનો મુખી. સૂતાર.
સૂથાર (ના) સૂતાર, ગજ્જર.
સૂધ (ના) શુદ્ધિ. સંભાળ.
સૂધી (અ) લગી, પર્યંત, તક હદદર્શક.
સૂધું (વિ) પાધરું, સીધું. ભલું.
સૂનાગેરૂ (ના) સોનાગેરૂ.
સૂનાપાણી (ના) સોનાનું પાણી.
સૂનામખી (ના) સોનામખી, સુવર્ણમક્ષિકા.
સૂની (ના) સોની, સુવર્ણકાર.
સૂનું (ના) સોનું, સુવર્ણ, કંચન.
સૂનું (વિ) નિર્જન, એકાંત. સૂનકાર.
સૂનેરી (વિ) સોનેરી, સોનાનું, સોના જેવું.
સૂપડી (ના) નાનું સૂપડું.
સૂપડું (ના) શૂર્પ, અનાજ ઝાડકવાનું રાચ.
સૂબેદાર (ના) સીપાઇનો એક ઉપરી.

...બેદારી (ના) સૂબેદારનો દરજ્જો.
...) પરગણું: પરગણાનો હાકેમ.
... સૂમ, કૃપણ, કંજુસ. મૂગું.
... (વિ) સુગું. સૂતગાર. ઉજ્જડ.
... ગાયનનો સ્વર, અવાજ, નાદ: સૂર્ય.
...ના) સૂર્ય, (જુઓ) ભાસ્કર.
...ી, સૂરજમુખી (ના) એક ફૂલ.
...ખી (વિ) સૂરજના ચિત્રવાળું.
...શી (વિ) સૂર્યવંશી. (ક્ષત્રી).
... (ના) એક કંદ.
... (ના) ચહેરો, સિકલ.
...સ (ના) એક આંધ હિંદી ભક્ત કવિરાજ.
...ાક (ના) ગાયનનો એક તાલ.
...વટ (ના) સૂર રેહાડવાની તરેહ. સ્વર
લંબાવવાની છટા.
...ર્ય (ના) સૂરજ, (જુઓ) ભાસ્કર. [પથ્થર.
સૂર્યકાંત (ના) સૂરજનાં કિરણથી સળગે એવો
સૂર્યગ્રહણ (ના) સૂરજનો ઉપરાગ. સૂર્ય અને
પૃથ્વી વચ્ચે ચંદ્રનું આવવું.
સૂર્યપુટ (ના) સૂરજનો તડકો ખવડાવવો તે.
સૂર્યમંડળ (ના) સૂર્ય તથા તેની આસપાસના
ગ્રહો. સૂર્યનો ઘેરાવો.
સૂર્યાસ્ત (ના) સૂરજનું આથમવું.
સૂર્યોદય (ના) સૂરજનું ઉગવું.
સૂવર (ના) શૂકર, ભુંડ, હુક્કર.
સૂવા (ના) એક વનસ્પતિનાં બી.
સૂવાવડ (ના) પ્રસવ પછીની જણનારીની ૪૦
દિવસની સ્થિતિ.
સૂવાવડી (ના) પ્રસૂતા, સૂવાવડવાળી સ્ત્રી.
સૂસવાટો (ના) સૂસૂનો અવાજ.
સૂસવાડ, સૂસવાડ (ના) એક મગર.
સૃજવું (ક્રિ) ઉત્પન્ન કરવું, બનાવવું.
સૃષ્ટ (વિ), પેદા કરેલું. સૃષ્ટિસંબંધી.
સૃષ્ટિ (ના) જગત, વિશ્વ. દુનિયા.
સૃષ્ટિક્રમ (ના) જગવ્યવહાર; કુદરતી ફેરફાર.
સૃષ્ટિજન્ય (વિ) કુદરતથી સમનેલું.
સૃષ્ટિસૌંદર્ય (ના) દુનિયાની શોભા.
સે (ના) સહનશક્તિ. ટેવ, મહાવરો.
સે (વિ) સે, શત, ૧૦૦ (સંખ્યા).
સેંકડો (ના) શતક, સોનો સમુદાય.

સેંતક (વિ) સોએક, પુષ્કળ.
સેંતલો (ના) સળંગ; કોઠા ઉપાડવાનું ઓજાર
સેંતી, સેંથી (ના) પટિયાં, નીમાળાનાં લહેરિયાં.
સેંતો, સેંથો (ના) માથાની વચોવચની સેંતી,
સેક (ના) ઉષ્ણતા, ગરમી. [સીમંત.
સેકટો (ના) સરગવો. એક ઝાડ.
સેચન (ના) સિંચન, પાણી છીપવું તે.
સેજ (ના) શય્યા. રૂદન. સેરજા.
સેજાર (ના) વરાળ. અંશે.
સેજારત (અ) સુગમ, સહજ.
સેજિયું (ના) વગર કોરનું ધોતર.
સેડી (ના) સેરડી, ઉસ.
સેઢો (ના) સેરડો, પગથી. ખેતરનો છેડો.
સેણ (ના) સણ. સજ્જન.
સેણિયું (ના) સણનું કપડું.
સેતુ (ના) પૂલ. પાજ.
સેન (ના) સૈન્ય, ફોજ. સાન.
સેના (ના) લશ્કર, દલ.
સેનાખાસખેલ (ના) ગાયકવાડનો ખેતાબ.
સેનાપતિ (ના) લશ્કરનો ઉપરી, સરદાર.
સેનો (ના) એક સુતરાઉ કાપડ.
સેપ, સેબ (ના) એક ફળ.
સેર (ના) શેર, મણનો ૪૦મો ભાગ. લટ. ધાર.
સેર (વિ) બળિયો.
સેરડી (ના) સેડી, ઉસ, એક ગળ્યો સાંઠો.
સેરડો (ના) પગથી. ખેતરનો રસ્તો. ગળામાં
થતી ખોરાકની તીવ્ર અસર.
સેરમાઈ (ના) તુમડી, એક જાતની માછલી.
સેરવવું (ક્રિ) સરકાવવું; ખસેડવું.
સેરવો (ના) ગોરસનો ઉકાળો.
સેરિયું, સેરિયો (ના) શેરનું માપ.
સેરી (ના) સાંકડી ગલી, કુળિયું, પોળ.
સેરીલેબાન (ના) એક જાતનો ગુંદર.
સેલ (ના) શિલા. નહાવા ધોવાનો પથ્થર.
સેલડી (ના) સેરડી. [છિણાણી.
સેલારસ (ના) શિલારસ, એક ઓષધિ.
સેલારી, સેલાસાડી (ના) સ્ત્રીઓનું એક વસ્ત્ર.
સેલી (ના) રાખ, હેલી.
સેલું(ના) કસબી કોર પાલવનો ઉપરણો. [રેફું.
સેલો(ના) ઢોરને દોહતાં પાછલે પગે બાંધવાનું દોર-

સેવ (ના) સેવા. સેવૈ, એક ખોરાક.
સેવઈ (ના) સેવૈ, એક તારનીપેઠે વણી કરેલો [ખોરાક.
સેવક (ના) ચાકર, નોકર, દાસ.
સેવતી (ના) એક ફૂલઝાડ.
સેવન (ના) ચાકરી, સેવા. સંભાળ. હુંફ.
સેવના (ના) ખંતથી સેવા કરવી તે.
સેવવું (ક્રિ) સેવા કરવી. હુંફ આપવી.
સેવા (ના) ચાકરી, દાસત્વ. સેવન. ભક્તિ.
સેવૈ (ના) સેવ, એક તાર વણી કરેલો ખોરાક.
સેવૈયો (ના) એક જાતની ખાવાની સેવ.
સેવ્ય (વિ) સેવા કરવા યોગ્ય.
સેસ (ના) પોસ, ખોબો.
સેહ (ના) શહ, રોધ, અટકાવ. અંજાવું તે.
સેહેજ (અ) સહજ, ઘણી જરૂર ન છતાં.
સેહેનશાહ (ના) મોટો બાદશાહ.
સેહેલ, સેહેલગા, (ના)મોજમઝા, હરવું ફરવું તે.
સેહેલું (વિ) સુલભ, સહજ થાય તેવું.
સેહેવું (ક્રિ) સહન કરવું.
સૈ (ના) સખી, બેહેનપણી. દરજી.
સૈં (ના) સિંહ, કેસરી, મૃગેંદ્ર.
સૈકો (ના) સદી, સોવર્ષનો કાળ.
સૈનિક (ના) સેનાનો નાયક.
સૈન્ય (ના) લસ્કર, ફોજ.
સૈન્ધવ (ના) સિંધાલૂણ, એક ક્ષાર. ઘોડો.
સૈયડ (ના) શીતળા, કાકાબળિયા.
સૈયર (ના) સખી, બેહેનપણી.
સૈયારું (ના) મઝિયારૂ, ભાગિયાપણું.
સો (વિ) શત, ૧૦૦ (સંખ્યા).
સોંગ (ના) વેશ. નવું રૂપ.
સોંઘવારો (ના) છત, સુકાળ.
સોંઘું (વિ) સસ્તું, થોડી કીમતનું.
સોંઢવું (ક્રિ) હોઢવું, સધાવવું, જવું.
સોંતાળવું (ક્રિ) સાંતળવું (શાસ્ત્ર).
સોંધા (ના) એક સુગંધી પદાર્થ.
સોંપણ (ના) સોંપવું તે, ભાલવણ.
સોંપવું (ક્રિ) ભળાવવું. ભલામણ કરવી.
સોંહ (ના) શુદ્ધિ, ભાન, ફેરમ. [ઓજાર.
સોઇ (ના)સૌચિ, દરજી, મેરઈ, સૂચી, સીવવાનું
સોઇયાણી (ના) સૂચાણિ, સાવિકા, દાયાણી,
સોઇયો (ના) મોટી સોઇ. [દાઇ.

સોક (ના) સપત્ની, શોકલડી. (કવિતામાં).
સોક (વિ) સોએક, ૧૦૦ ના સુમારનું.
સોકટી, સોકટું (ના) સોગટું-ચોપટની રમતના રંગિત રમકડાં.
સોગઠી, સોગઠું (ના) ચપટા ગોળ ઊભો ઘાટ.
સોગન, સોગન્દ (ના) સમ, કસમ, શપત.
સોગાત (ના) કીમતી ચીજ. નજરાણું.
સોજો (ના) સૂઝ, ચામડી ફૂલવી તે.
સોટી (ના) નેતર, ઝાડની પાતળી ડાળી, છડી.
સોટિદુપટ્ટે (અ)છડીછાંટ, કંઇપણ સામાનવિના.
સોટો (ના) જાડી સોટી. સાકટી. દંડુકો.
સોડ (ના) પાસું. માથું ઢંકાય એવું ઓઢણ.
સોડત (ના) સોરતી, લોટેરી [અંગ્રેજી].
સોડવણ (ના) ઓઢણનું અસ્તર.
સોડિયું (ના)સોડ. સ્ત્રીએ પેહેરેલો વસ્ત્રનો ઝૂલ-
સોડિયો (ના) સોડિયું. સોડ. [તો છેડો.
સોડે (અ) પાસે, કને.
સોણુ (ના) ફાચર, ખીલી.
સોત (અ), સહિત, સાથે, સુદ્ધાં.
સોદાઇ (ના) સોદાપણું, લુચ્ચાઇ.
સોદાગર (ના) વેપારી, કીમતી માલનો ધંધો
સોદાગિરી (ના) સોદાગરનો ધંધો. [કરનાર.
સોદું (વિ) લુચ્ચું, હરામી. ખંધું.
સોદો (ના) સામાન. સાટું, વેપાર.
સોનાંપાણી (ના) સોનું બોળેલું પાણી.
સોનાગેરૂ (ના) એક જાતનો ગેરૂ.
સોનામખી (ના) સુવર્ણમક્ષિકા, સૂનામખી.
સોની(ના)સુવર્ણકાર, સોનારૂપાના ઘાટ ઘડનાર.
સોનું (ના) સુવર્ણ, કંચન, હેમ. સર્વોત્તમ ધાતુ.
સોનેરી(ના)સોના જેવા પીળા રંગનું. સોનાનું.
સોનૈયો (ના) સોનાનો સિક્કો.
સોપાન (ના) પગથિયું. પાયરી.
સોપારી (ના) એક ઝાડ તથા ફળ. ફોફળ.
સોબત (ના) સાથ, સંગત, સહવાસ.
સોબતી (ના) સાથી, દોસ્તદાર, ભેરિયો.
સોભ (ના) ગણપતિનાં ગીત.
સોભાગ (ના) સૌભાગ્ય, એવાતન. [લાકડું.
સોભાગવટુ (ના) બાર સાખની ઉપરનું આડું
સોભાગવતી, સોભાગવન્તી (ના) સૌભાગ્યવતી,
સોમ (ના)ચંદ્ર. એકવાર. એક વલ્લી. [સધવા.

સોમ (વિ) સૌમ્ય. શીતળ, શાંત.
સોમયાગ (ના) એક વૈદિક યજ્ઞ.
સોમલ, સોમળ (ના) એક ધાતુ. વિષ.
સોમવંતી (વિ) સોમવ્રત, સોમધારી.
સોમવલ્લી (ના) એક વેલી.
સોય (ના) સૂચિ, સોઈ, સીવવાનું એક ઓ- [જાર.
સોય (સ) તે (કવિતામાં).
સોરેણી (ના) એ નામની રાગણી.
સોયમ (વિ) ત્રીજા વર્ગની જમીન.
સોયલું (વિ) સેહેલું, સરળ.
સોયાણી (ના) સૂયાણી, દાઈ.
સોયો (ના) સોઇયો, મોટી સોય.
સોરંગી (ના) એક વનસ્પતિ.
સોરઠ (ના) એક રાગણી. સૌરાષ્ટ્ર દેશ.
સોરઠો (ના) કવિતાનું એક વૃત્ત, ઉલટો દોહરો.
સોરતી (ના) લોટરી, [અંગ્રેજી].
સોરમ (ના) ગંધ, વાસ. સુગંધ, ખુશબો.
સોરવવું (ક્રિ) ગમવું, ચેહેન પડવું.
સોરવું (ક્રિ) દાંતે ખેંચીને ખાવું. છોલવું.
સોરાવટ (ના) સૂરાવટ, સ્વરની તરેહ.
સોરાવું (ક્રિ) છોલાવું, ઉઝરડાવું.
સોવસા (અ) નક્કી હોય તેવું.
સોવાસેણ (ના) સુવાસિની, એવાતી.
સોવું (ક્રિ) દાણા સૂપડે ડોળવવા.
સોસ (ના) શોષ. તરસ.
સોસવાટ, સોસવાળ (ના) મગર.
સોસવાવું (ક્રિ) સૂકાવું, ચિંતાથી દુબળું પડવું.
સોસવું (ક્રિ) ચૂસવું. સૂકું કરવું. સોંખવું.
સોહમ્ (ના) એક ધ્વનિ: "તે હું છું" એવો
સોહાગ (ના) સુભાગ્ય. [સિદ્ધાંત.
સોહામણું (વિ) શોભિતું, શોભાયમાન.
સોહાવું (ક્રિ) શોભવું, સારૂં દેખાવું.
સોહેણી (ના) એક રાગણી.
સોહેલું (ક્રિ) સેહેલું, સહજ બને તેવું.
સોહોવું (ક્રિ) શોભવું, સુંદર દેખાવું.
સોળ (વિ) ષોડશ, ૧૬ (સંખ્યા), કળા, શણગાર, સંસ્કાર, સોકટી, શ્રાદ્ધ, દક્ષની કન્યા, માસીસા, ઉપચાર, શ્રીમદ્વલ્લભાચાર્યજીના પ્રકીર્ણ ગ્રંથ, ઇત્યાદિ ૧૬ ગણાય છે.
સોળો (ના) સળ, કાપો, લીસોટો. (મારનો).

સોળું (ના) અસ્પર્શમાં પહેરવાનું વસ્ત્ર.
સોળૈયો (ના) ૧૬ હાથનો સાકટો.
સૌ (વિ) સર્વ, સકલ, બધાં, સર્વે.
સૌખ્ય (ના) સુખ (જુઓ).
સૌદામિની (ના) વીજળી.
સૌન્દર્ય (ના) શોભા, ખુબસૂરતી. લાલિત્ય.
સૌભાગ્ય (ના) સોભાગ, સારૂં નસીબ.
સૌમ્ય (વિ) શાંત. ભલું, સાલસ.
સૌરાષ્ટ્ર (ના) સોરઠ દેશ.
સૌરાષ્ટ્રક (ના) હળાહળ ઝેર.
સ્કંદ (ના) કાર્તિકસ્વામી.
સ્કંધ (ના) ખભો, ખાંધ. પ્રકરણ, ભાગ. શાખા.
સ્તન (ના) ધાઈ. આંચળ.
સ્તનપાન (ના) ધાવણ. ધાવવાની ક્રિયા.
સ્તબ્ધ (વિ) સ્થિર, અડગ, અચળ.
સ્તમ્ભ (ના) થાંભલો.
સ્તમ્ભન (ના) અટકાવ. એક વશીકરણનો પ્રયોગ.
સ્તવન (ના) સ્તુતિપાઠ, સ્તોત્ર.
સ્તવવું (ક્રિ) વખાણ કરવાં, ગુણગાવા.
સ્તુતિ (ના) તારીફ, વખાણ.
સ્તુતિપાત્ર (વિ) સ્તુત્ય, વખાણવાલાયક.
સ્તોત્ર (ના) સ્તુતિપાઠ, વખાણનો લેખ. [માદા.
સ્ત્રી (ના) નારી. (જુઓ બૈરી તથા રામા શબ્દ).
સ્ત્રીચરિત્ર (ના) સ્ત્રીનાં યુક્તિપ્રયુક્તિવાળાં આચરણ. [લું ઈત્યાદિ).
સ્ત્રીધન (ના) સ્ત્રીની જ માલકીનું ધન, (પ-
સ્ત્રીલિંગ (ના) નારીજાતિ. સ્ત્રીજાતિવાચક શબ્દો.
સ્ત્રીહત્યા (ના) નારી મારી નાખ્યાનું પાપ.
સ્થ (પ્ર) સ્થિતિ કરનાર, રહેનાર, ભોગનાર અર્થે. જેમ ગર્ભસ્થ.
સ્થલ, સ્થળ (ના) જગા, ઠેકાણું.
સ્થળાન્તર (ના) બીજું ઠેકાણું. [શિવ.
સ્થાણુ (ના) થાંભલો. ઊભું ઝાડ. એક અસ્ત્ર.
સ્થાણુ (વિ) સ્થાવર, અડગ, અચર.
સ્થાન (ના) ઠેકાણું, જગા. અધિકાર. અવસર. પદ.
સ્થાપક (વિ) થાપનાર, બેસાડનારૂં, સાબીત કરનાર.
સ્થાપન, સ્થાપના (ના) મંડન. બેસાડવું તે.
સ્થાયી (વિ) સ્થિર રહેનાર. હમેશનું.
સ્થાયીભાવ (ના) રસને ઉપજાવનારો તથા સંપૂર્ણ કાવ્યમાં અસર કરનારો મનોભાવ.

સ્થાવર (વિ)અચળ, અડગ, સ્થિર. [અસ્તિત્વ.
સ્થિતિ (ના)હાલત. સ્થિરતા. મુકામ. દરજ્જો.
સ્થિતિસ્થાપક (વિ) પોતાની મેળે મૂળ સ્થિતિ ધરનાર. (નેતર, રબર જેવું).
સ્થિર (વિ)અચળ. કાયમ.ઠરેલ, શાંત. નિત્યનું.
સ્થિરતા (ના) ઠરેલી હાલત, શાંતિ.
સ્થૂલ, સ્થૂળ (વિ) મોટું. જાડું.
સ્થૂળદેહ (ના) દેખીતું શરીર, કાયા.
સ્નાન (ના) નહાવું તે ન્હાણ.
સ્નાયુ(ના)માસના તંતુ, વરનસા, બારીક શિરા.
સ્નેહ (ના) પ્રીતિ, મૈત્રિ. તેલ. ચીકાસ. વળગણ.
સ્નેહાકર્ષણ (ના) પરસ્પરનું આકર્ષણ.
સ્નેહાળ (વિ) સ્નેહથી ભરેલું.
સ્નેહી (ના) મિત્ર, દોસ્ત. સજ્જન.
સ્પર્ધા (ના) સરસાઈ, ચડસાચડસી.
સ્પર્શ (ના)અડકવાનું જ્ઞાન તથા ક્રિયા લેશ.
સ્પર્શવ્યંજન (ના) ક થી મ સૂધીના વ્યંજનો.
સ્પર્શાસ્પર્શ (ના) અડકાઅડકી. શરીરસ્પર્શ.
સ્પર્શેન્દ્રિય (ના) ત્વક્, ચામડી.
સ્પષ્ટ (વિ) સાફ, સરળ. સાચું. બેધડક.
સ્પષ્ટવક્તા (વિ) સફાઇથી બોલનાર.
સ્પષ્ટીકરણ (ના) ખુલાસો.
સ્પૃહા (ના) ઇચ્છા. તૃષ્ણા. ગરજ, પરવા.
સ્ફટિક (ના) એક ચળકતો પથ્થર એક મણી.
સ્ફુટ(વિ) પરચુરણ છૂટક. ખીલેલું. તુટી પડેલું.
સ્ફુરણ (ના)અંકુર ફૂટવો તે. ઓચિંતુ સ્મરણ.
સ્મરણ (ના)સ્મૃતિ, યાદદાસ્ત. સંભારણું, યા- [દગીરી.
સ્મરણી (ના) સમરણી, માળા.
સ્મરણીય (વિ) સ્મરણ કરવા લાયક.
સ્મરવું (ક્રિ) યાદ કરવું, સંભારવું.
સ્મશાન (ના) શ્મસાન, મસાણ, પ્રેતસંસ્કાર [સ્થળ.
સ્માર્ત (ના) સ્મૃતિ પ્રમાણે વર્તનાર.
સ્મિત (ના) હસવું તે. (વિ) મલકાતું. ખીલેલું.
સ્મૃતિ (ના) સ્મરણ, ધર્મશાસ્ત્ર.
સ્યન્દન (ના) રથ, વેહેલ. એક ઝાડ.
સ્રાવ (ના) ગળવું તે. પાત.
સ્લેટ (ના) પથ્થરપાટી (અંગ્રેજી).
સ્વ (સ) પોતાનું, પોતીકું, નિજ.
સ્વકીય (વિ) પોતાનું. પોતીકું.
સ્વકીયા (ના) પોતાની પરિણિત સ્ત્રી.
સ્વચ્છ (વિ) ચોખ્ખું, સાફ, નિર્મળ.
સ્વચ્છતા (ના) ચોખ્ખાઇ, સફાઇ.
સ્વચ્છંદ (ના) પોતાની ઇચ્છા. અથવા કલ્પના.
સ્વચ્છંદી(વિ)મરજીમુજબ વર્તનાર, માથાફરેલ
સ્વજન (ના) પોતાનું સંબંધી. સગું. સ્નેહી.
સ્વજાતિ (વિ) પોતાની નાતજાતનું.
સ્વતઃ (અ) પોતાની મેળે, જાતે, ખુદ.
સ્વતઃસિદ્ધ (વિ) પોતાની મેળે બનેલું.
સ્વતંત્ર (વિ) નિરંકુશિત. નિસ્પૃહી. જુદું. છૂટું.
સ્વતંત્રતા (ના) છૂટ. ઇચ્છિત વર્તન.
સ્વદેશ (ના) જન્મભૂમિ. પોતાનો મુલક.
સ્વદેશાભિમાન(ના)પોતાના મુલકનું અભિમાન.
સ્વદેશી (વિ) પોતાના દેશનું. ગામઠી.
સ્વધર્મ (ના) કુળધર્મ. સ્વાભાવિક ધર્મ
સ્વપ્ન (ના) સોણું, ઊંઘમાં થતા વિચાર.
સ્વપ્નવત્ (વિ) સ્વપ્ન જેવું, ખોટું, મિથ્યા.
સ્વપ્નસૃષ્ટિ (ના) સ્વપ્નમાં ઠરેલી કલ્પિત રચના.
સ્વપ્નાવસ્થા (ના) સ્વપ્નવાળી સ્થિતિ
સ્વપ્રકાશ (વિ) પોતાના પ્રકાશથીજ ચળકતું. આત્મજ્ઞાની.
સ્વભાવ (ના) પ્રકૃતિ. ખાસગુણ. મૂળવૃત્તિ.
સ્વભાષા (ના)જન્મભાષા, ઘરમાં બોલાતી બોલી.
સ્વયં (અ) પોતાની મેળે, નિજેચ્છાથી.
સ્વયંપાક(ના)પોતે કરેલી રસોઈ.રાંધેલો ખોરાક.
સ્વયંભૂ (ના) પોતાની મેળે ઉત્પન્ન થનાર. બ્રહ્મા. વિષ્ણુ. મહેશ.
સ્વંભૂ (વિ) સ્વતઃસિદ્ધ, પોતે બનેલું.
સ્વયંવર(ના)કન્યાએ પોતે વર શોધી પરણવું તે.
સ્વયંવહ (વિ) પોતાની મેળે ચાલતું.
સ્વર્ (ના) સ્વર્ગ.
સ્વર (ના) અવાજ, સાદ, સૂર. પોતાની મેળે ઉચ્ચારાતા અક્ષરો. શ્વાસ.
સ્વરાજ્ય(ના)પોતાનું રાજ્ય. પ્રજાસત્તાક રાજ્ય.
સ્વરિત (ના) સ્વરનો એક પ્રકાર. સમાન ઉ- [ચ્ચારનો સ્વર.
સ્વરૂપ (ના) રૂપ, લક્ષણ.
સ્વરોદય (ના) શ્વાસ સંબંધી વિદ્યા.
સ્વર્ગ (ના) સુરસદન, દેવલોક.
સ્વર્ગંગા(ના)આકાશમાં દેખાતી ઝીણા તારાની [લીટી.
સ્વર્ગવાસ (ના)સ્વર્ગમાં રેહેઠાણ. મોત.
સ્વર્ગવાસી (વિ) સ્વર્ગમાં વસનાર. મરહૂમ.

હજીરો (ના) કબર, રોજો, મીનારો.
હજુ, હજુર (અ)અદ્યાપિ, હમણાલગી. સમક્ષ.
હજુર (ના) સાહેબ.
હજુરિયો, હજુરી (ના) પાસે રેહેનારો નોકર.
હંજિકા (ના) ભારંગ, એક વનઔષધિ.
હટખટ (ના) નુકસાનની દલગીરી.
હઠ (ના) જીદ, તકરાર, મમત.
હઠયોગ (ના) યોગનો એક પ્રકાર.
હઠયોગી (ના) હઠયોગ સાધનાર સાધુ.
હઠવું (ક્રિ) પાછાં પગલાં ભરવાં. હારવું.
હઠાવવું (ક્રિ) ખસેડવું, આઘું કરવું.
હઠીલાઈ (ના) હઠ, જીદ, ભાંજગડ.
હઠીલું (વિ) જીદ્દી, મમતી, દુરાગ્રહી.
હઠેઠ (ના) આગ્રહ. બળાત્કાર. કાલાવાલા.
હડખવા(ના)હડખાયું.દાંતિયાં ચીડિયાં કરવાં તે.
હડખાયલું, હડખાયું (વિ) હડખવા લાગેલું.
હડખાયું, હડકું (ના) હડખવા, દાંતિયાં ચીડિયાંનો રોગ. [વિપારની બંધી.
હડતાલ, હડતાળ (ના) બજાર બંધ કરવો તે,
હડપે (ના) આલ(સાન)માં મૂકેલી ચીજ.
હડપચી (ના) નીચલા હોઠની હેઠલો ભાગ,
હડફો (ના) ઈસ્કોતરિયો. [દાઢી, શુથરી.
હડબડવું (ક્રિ) ગભરાવું., નિરાશ થવું.
હડબેડી (ના) હડરૂપી બંધનની બેડી. હડ.
હડસાંકળ, હડસાંકળી (ના) એક પગનું ઘરેણું.
હડસેલવું (ક્રિ)ધક્કો મારવો, ઠેલવું. [એક વેલો.
હડસેલો (ના) ધક્કો, આચકો.
હડહડ (અ) કૂતરા હાંકતાં બોલાતો ઉચ્ચાર.
હડહડતું (વિ) ઘણુંજ, ચુસ્ત, તદ્દન.
હડાકો (ના) ભડાકાનો પડઘો.
હડિયો (ના) ગળાની ઘાંટી.
હડી (ના) ગબડી, દોટ.
હડી (વિ) અઢી, રાા (સંખ્યા)
હડે (અ) હડહડ.
હડાં (ના) હરડાં, એક ફળ. (ત્રિફળામાંનું.)
હણવું (ક્રિ) મારવું, નાશ કરવો.
હણહણવું (ક્રિ) ઘોડાનું બોલવું,
હણિયું (ના) ગાડાની પાટલીનું લાકડું.
હત્ (અ) હાંકતાં, મારતાં કે ઉગામતાં કરાતો ઉચ્ચાર.
હત (વિ) હણેલું, મારેલું. [સીબ
હત દૈવ, હત ભાગ્ય (વિ) અભાગિયું, કમનસીબ
હતું (ક્રિ) "હો" ધાતુના ભૂતકાળનું રૂપ.
હત્યા (ના) ઘાત, પ્રાણહાણ. એમાં પ મોટી ગણાય છે (આત્મહત્યા, સ્ત્રીહત્યા, બાળહત્યા, ગૌહત્યા, બ્રહ્મહત્યા.)
હત્યારો (વિ) ઘાતકી, ખૂની.
હથરોટ (ના) હાથનું એક ઘરેણું.
હથિયાર (ના) શસ્ત્ર ઓજાર.
હથિયારબંદ (વિ) હથિયાર બાંધેલું.
હથેલી (ના) હસ્તતલ, કરતલ, હાથેળી.
હથોટી (ના) હસ્ત લાઘવ, હાથની આવડત
હથોડી (ના) નાનો હથોડો.
હથોડો (ના) ઉપરથી ઠોકવાનું ઓજાર.
હદ (ના) છેડો, આખર, અવધિ. સીમા.
હદ (અ) પરાકાષ્ઠા, ઘણુંજ: બહુ થયું.
હનકન (ના) હાના, આનાકાની.
હનુવટી (ના) હડપચી, શુથરી, દાઢી.
હન્તા (ના) હણનાર, મારો. [વાયદો.
હપતો, હફતો (ના) કિસ્ત, ખાંધું, ઠરાવેલો
હબસી (ના) સીધી, આબિસિનિયાનો રહીશ.
હફુસ (ના) હાફુસ, એક જાતનો આંબો.
હબક (ના) હેબક, ઓચિંતો ધાસ્કો.
હબકવું (ક્રિ) ભયથી ચોંકવું. ઝબકવું.
હમચી (ના) એક જાતની ગરબી.
હમણા, હમણે (અ) અધુના, અહુણા, હાલમાં.
હમામખાનું (ના) નહાણઘર, નહાવાની જગા.
હમામદસ્તો (ના) ખાણણી દાંડો.
હમામી સેલાં (ના) એક તરેહનાં સેલાં, ઉપરણાં.
હમાલ (ના) પાલખી વગેરે ઉપાડનાર મજુર.
હમાલી (ના) મજુરી.
હમિયાણી (ના) દોલત. [illegible] વાંસળી.
હમી (ના) જામીનગિરી, હામી.
હમીદાર (ના) હમી ભરનાર, જામીન.
હમીર (ના) કલ્યાણ રાગનો એક ભેદ.
હમેલ (ના) ગર્ભ, દહાડા. કાપટો, ચપરાસ.
હમેશ (અ) હંમેશ, નિત્ય, સદા.
હમેશગી (ના) સનાતન. હમેશ [illegible]
હમેશાં, હમ્મેશાં (અ) હમેશ, સદૈવ નિરંતર.
હય (ના) અશ્વ, ઘોડો, તુરંગ.

હયાત (વિ) છવતું, વિદ્યમાન.
હયાતિ (ના) છંદગી, જીવતર, આવરદા.
હર (વિ) હરનાર (અ) હરેક, દરેક, પ્રત્યેક.
હર (ના) શિવ, (જુઓ) મહાદેવ.
હરકત (ના) અડચણ, નડતર. વાંધો.
હરકોઈ (વિ) કોઇપણ એક, ગમે તે.
હરખ (ના) હર્ષ, ખુશાલી, આનંદ.
હરખના (ના) હર્ષની ઇચ્છા.
હરખવું, હરખાવું (ક્રિ) હર્ષ પામવો, ખુશ થવું.
હરગીજ, હરગીસ (અ) કદી, કોઇ દહાડો પણ.
હર ઘડી (અ) ઘડિયે ઘડિયે, વારે વારે.
હરડતું (વિ) છેક પાસેનું. ચુસ્ત વળગેલું. ત- [દ્દન.
હરડું (ના) ત્રિફળામાંનું એક ફળ.
હરડે (ના) અભયા, અવ્યથા, પથ્યા, કાયસ્થા, પૂતના, અમૃતા, હરીતકી, હૈમવતી, ચેતકી, શ્રેયસી, શિવા. એક ઔષધિ ફળ.
હરણ (ના) બળાત્કારની લૂટ. દૂરીકરણ. મૃગ.
હરણી (ના) મૃગલી, હરણની માદા.
હરણો (ના) નર હરણ, કેલિયાર મૃગ.
હરતાલ (ના) હરિતાલી, એક પીળા રસનો બાંધો.
હરદમ (અ) પળેપળે, ક્ષણેક્ષણે, શ્વાસોચ્છવાસ.
હરદાસ (ના) હરિદાસ, કથા કરનાર ભકત.
હરનિશ (અ) અહર્નિશ, દિવસરાત્ર. હમેશ.
હરફ (ના) અક્ષર, વર્ણ. દસ્કત. બોલ, શબ્દ.
હરબડવું (ક્રિ) સંકટ આવતાં ગભરાવું.
હરબડાવવું (ક્રિ) ગભરાવવું, હીમત છોડાવવી.
હરમું (વિ) હરડેના જેવા સ્વાદનું.
હરરાજ (વિ) હરાજ, હલકી કીમતનું.
હરરાજી (ના) લીલામ, ઉછામણી.
હરરોજ (અ) દરરોજ, નિત્ય.
હરવખત (અ) દરેક વખત, ઘડિયે ઘડિયે.
હરવરસ (અ) દરવર્ષે, વર્ષોવર્ષ.
હરવાયું (વિ) કાયર, સુસ્ત, હાર્યા જેવું.
હરવું (ક્રિ) ઉપાડી જવું. ઘટાડવું. ચોરવું.
હરસ (ના) મૂળ વ્યાધ, અર્શ, ગાંડના મસા.
હરસાલ (અ) દરવર્ષ, પ્રતિ વર્ષ. [નો કાંટો.
હરાખન (ના) ઘોડો બાંધવાનું દોરડું. ખોરડી-
હરાજ (વિ) લીલામ થએલું, હલકી કીમતનું.
હરાજી (ના) હરરાજી, લીલામ, ઉછામણી.
હરામ (વિ) ધર્મ નીતિ વિરુદ્ધનું. અન્યાયી. ફોકટ.
હરામખોર (વિ) હક વગર ખાનાર, આળસુ.
હરામખોરી (ના) આળસાઇ, લુચ્ચાઇ. [દુષ્ટ.
હરામજાદું (વિ) નીચ કુળનું. બેબાપનું.
હરામી (વિ) હરામખોર, ફોકટ ખાઉ.
હરાયું (વિ) તોફાની, મસ્તીમાં ઘેલું થએલું.
હરિ (ના) વિષ્ણુ, ઈશ્વર. ઘોડો. સિંહ. વાંદરો. દેડકો. ચંદ્ર. સૂર્ય. યમ. વરુણ. પોપટ. સાપ. મૃગ.
હરિદશ્વ (ના) સૂર્ય, (જુઓ) ભાસ્કર.
હરિત (વિ) લીલું. લીલા પીળા મિશ્ર રંગનું.
હરિનયણી, હરિનેણી (વિ) હરણી, મૃગલોચના.
હરિયાળી (ના) લીલોતરી.
હરિયાળું (વિ) લીલું, હરિત.
હરિવદની (વિ) ચંદ્ર મુખી.
હરિહય (ના) ઇંદ્ર, (જુઓ) મઘવા.
હરી (ના) ઉનાળાનો પાક.
હરીફ (ના) સામેવાળો, દુશ્મન.
હરીફાઇ, હરીફી (ના) દુશ્મનાઇ. સ્પર્ધા.
હરું પરું (અ) અહીં તહીં. આમ તેમ.
હરેક (અ) કોઇપણ એક. પ્રત્યેક.
હરેડી (ના) ગબડી, દોટ.
હરેડું (ના) હરેડાનાં ફળ.
હરેડો (ના) એક ઝાડ.
હરોલ (ના) પાછલી ટુકડી.
હરોલ (અ) આગાઉ, પહેલાં.
હર્તા (વિ) હરનાર, ઉપાડી જનાર.
હર્ષ (ના) હરખ, ખુશાલી, આનંદ.
હલક (ના) ગળું, ગવૈયાનો કંઠ. સાદ.
હલકાઈ (ના) નીચત્વ, હલકાપણું.
હલકારો (ના) ખેપિયો, કાસદ. જાસુસ.
હલકું (વિ) લઘુ. ઓછા મૂલનું કે વજનનું. નીચું.
હલફલવું (ક્રિ) બળબળવું. તળમળવું [ફીકું.
હલમલ (ના) ધૂમાધૂમ. સોરબકોર.
હલવા (ના) એક જાતની માછલી.
હલવાઇ (ના) સુખડિયો, મીઠાઈવાળો, કંદોઈ.
હલવાન (ના) ઉનનું એક વસ્ત્ર. બકરીનું બચ્ચું.
હલવું (વિ) હલકું, ઓછા વજનનું.
હલવો (ના) એક મીઠાઇ.
હલસો (ના) હાલસો, ધક્કો, હાનિ.
હલાક (વિ) હેરાન, દુઃખી. અથડાએલું.

હલાકી, હલામણુ (ના) હેરાનગતિ, અથડામણ.
હલાયુધ (ના) હલધર બળરામ.
હલાલ (વિ) હક્ક વાજબી, રાસ્ત. વિધિથી હણે-લું. (ના) મસાલ.
હલાલખોર (ના) ભંગિયો, અંત્યજ. [કરવાં.
હલાવવું (ક્રિ) હાલે તેમ કરવું, ડોલાવવું. લાડ
હલેતું (વિ) હળવું, ધીમું. કાળજી વિનાનું.
હલેસું, હલેસાં (ના) ચાટવો, વાણવટીનું પાણી કાપવાનું હથિયાર.
હલ્લો (ના) ચઢાઈ, ધસારો. આચકો.
હવઈ (ના) હવૈ, હવાઇ, એક આતશબાજી.
હવઈ (વિ) ઉડતી [પ્રપંચ.
હવકવ (ના) હવ્ય કવ્ય, યુકિત પ્રયુક્તિ, છળ-
હવણ (ના) સેહેલ, મોજ.
હવણાં (અ) હમણા, અધુના, આ ક્ષણે.
હવન (ના) હોમ, યાગ.
હવનપડી (ના) હોમવાના પદાર્થનો પડો.
હવસ (ના) લોભ, તૃષ્ણા. લલુતા. [અભરાઇ.
હવળઇ, હવલાઇ, હવળે (ના) તેજનાનો ભૂકો.
હવા (ના) પવન. વાતાવરણ. ભેજ, ભીનાશ.
હવાં (અ) હવે.
હવાઇ (ના) એક આતશબાજી. (વિ) ઉડતી.
હવાટ (ના) ભેજ, ભીનાશ. શરદી.
હવાડું (ના) ઢોરનું દૂધ ભરાવાનું ઠેકાણું.
હવાડો (ના) કૂવા પાસે બાંધેલી પાણીની ટાં-કલી. છોબંદ કુંડી.
હવાચલું (વિ) હવાવાળુ, ભીનાશવાળું.
હવાલ (ના) અહવાલ, હાલત. હકીકત.
હવાલદાર (ના)સીપાઈનો નાયક. [ચિત્રામણ.
હવાલો(ના)કબજે,સત્તા. સોંપણ. એક ચારણી.
હવિષ્યાન્ન (ના) હોમવા લાયક ધાન્ય.
હદું (ક્રિ) હોવું. હતું.
હવે (અ) અતઃ, હમણા. અત્યારપછી.
હવેજ (ના) દળેલી હળદ, મસાલો. સંભાર.
હવેથી (અ) અતઃપર, આજ પછી, આયંદે.
હવેરૂં (વિ) ગભરાલું, બહાવરૂં. [દ્દિર.
હવેલી (ના) ખુલ્લી હવાવાળું ઊંચું મકાન.
હવૈ (ના) હવાઇ, એક દારૂખાનું. (વિ) ઉડતી.
હશે (અ) છો, ભલે, ઇત્યાદિ ભેદરકારી અર્થે.
હસંદે.ટરૂકે (અ) વારે વારિયે, સહેજ સહેજમાં.
હસતાન્ ખશન્ દત્તાન્ (ના) હસ્તાક્ષરેણ હાથે આપેલા દાનનો લેખ.
હસદ (ના) કીનો. અદેખાઇ.
હસદખોર (વિ) કીનાખોર, અદેખો.
હસમુખું (વિ) હસતા મોંનું. આનંદી. મસ્
હસવું (ક્રિ) હાસ્ય કરવું, દાંત કાઢી હર્ષ
હસવું (ના) હાસ્ય. હાંસી. [ખાડ
હસાબ(ના)હિસાબ, ગણતરી, મોજણી. ગણિ
હસામણું (વિ) હસાવે તેવું.
હસારત (ના) હાંસી. મશ્કરી.
હસાવવું (ક્રિ) હસે તેમ કરવું. મનાવવું.
હસી (ના) હાંસી, હસારત.
હસ્ત (ના) હાથ, કર, ભુજ, બાહુ.
હસ્તક (અ) હસ્તગત, મારફત, હાથે.
હસ્તકૌશલ્ય (ના) હાથ ચાલાકી.
હસ્ત ક્રિયા (ના) હાથની કળા.
હસ્તગત (વિ) કબજે થએલું.
હસ્તદોષ (ના) હાથની ભૂલ, નજરચૂક.
હસ્ત મેલાપક (ના) હાથેવાળો, પાણિગ્રહણ
હસ્તાખરણદતવા } (અ) "હસ્તાક્ષરેણ
હસ્તાન્ ખશન્ દત્તાન્ } તવ્યં" એનું અપભ્રંશ રૂપ. લખિતદાન.
હસ્તામલક, હસ્તામળ (ના) હાથનું આમળું કર કંકણ.
હસ્તિદંત (ના) હાથીદાંત.
હસ્તિની (ના) હાથણી, સ્ત્રીની એક જાત
હસ્તી (ના) હાથી, કુંજર, ગજ, કરી.
હસ્તે (અ) હાથે.
હળ (ના) સાથિકું, નાંગર.
હળકવું (ક્રિ) ઝૂલવું, હાલવું.
હળ ખેડવી, હળખેડવું (ક્રિ) હળ હાંકી ભોંયખેડવી
હળદ, હળદર, હળધ (ના) હરિદ્રા, એક પીળો કંદ. ઔષધ તથા શાકઆદિમાં નંખાય છે
હળપણી (ના) હળના ચવડાની કોશ.
હળવું (ક્રિ) હળ ફેરવવું. ભળવું. મળી જવું
હળવું(વિ)ધીમું. મંદ. હલકું. (ક્રિ) મળી સંપ
હળવે (અ) ધીમે, આસ્તે. હલકે.
હળાહળ (ના) હાલાહલ, તીવ્ર ઝેર.
હળી મળીને (અ) સંપસંપીને, એક વિચારે
હળુ (અ) હળવે, ધીમે.

હા (અ) કબૂલાત, પસંદગી દર્શક.
હાહ! (અ) નિશ્વાસ નાખતાં થતો ઉચ્ચાર.
હાં (અ) અરે. અચરતી સૂચક.
હાંઉ (અ) થયું, બસ, રહેવા દો.
હાંક (ના) બૂમ, ઘાંટો, હોકારો.
હાંકણી (ના) હાંકવાની છટા.
હાંકવું (ક્રિ) ચલાવવું, દૂર કરવું. ગપ મારવી.
હાંજ (ના) ગાત્ર, શરીરના સાંધા. ગતિ. હિંમત.
હાંડલી (ના) હાંલ્લી, માટલી, ઢોચકું.
હાંડલું (ના) હાંલ્લું, માટલું, મોટું ઢોચકું.
હાંડી (ના) ચરૂ, દેગડી. કાચનું દીવો કરવાનું એક પાત્ર.
હાંડી ધોયો (ના) એઠાં વાસણ માંજનારો ચાકર.
હાંડો (ના) દેગડો, દેગ, ચરૂ.
હાંફ, હાંફણ (ના) અમુઝણ. શ્વાસરૂંધણ.
હાંફલ ફાંફલ (ના) ધામધૂમ, આગેવાની, ધમપછાડા. [બિખાકણું.
હાંફલું, હાંફલું ફાંફલું (વિ) બહાવરૂં, ગાભરૂં,
હાંફવું (ક્રિ) જોરમાં શ્વાસ ચાલવો.
હાંફી જવું (ક્રિ) શ્વાસ ચઢવો. થાકી જવું.
હાંલ્લી (ના) હાંડલી, માટલી.
હાંલ્લું (ના) હાંડલું, માટલું, ઢોચકું.
હાંસ (ના) હોંસ, ઇચ્છા, કોડ (ગ્રામ્ય.)
હાંસડી (ના) કોટનું એક ઘરેણું. ગળચવો. કંઠો.
હાંસલ (ના) જગાતનું ઉત્પન્ન. કર. લવાજમ. નફો, લાભ. ગણોત.
હાંસવો (ના) કોદાળી, ચાંચવો, એક ઓજાર.
હાંસિયા ઘઉં (ના) એક જાતના ઘઉં.
હાંસિયો (ના) કોરી જગા, અવકાશ, માર્જિન [અંગ્રેજી].
હાંસી (ના) ઉપહાસ્ય, ફજેતી.
હાંસીખેલ (ના) સહેલું, રમતમાં થાય તેવું.
હાંસીલ (ના) હાંસલ, મહેસૂલ, લાભ.
હાઇધાઇ (ના) ઉતાવળ, ત્વરા.
હાઉ (ના) બીહામણો માણસ કે પદાર્થ.
હાક (ના) બૂમ, સાદ, આલાપ.
હાકટવું (ક્રિ) ધમકાવવું, ઠપકો આપવો.
હાકમ (ના) અમલદાર, નવાબ, સૂબો.
હાકમી (ના) અમલ, હાકમની સત્તા.
હાકલ (ના) હાક, સાદ, ઘાંટો,
હા કહેવી (ક્રિ) કબૂલ કરવું.

હાકલવું (ક્રિ) બોલાવવું, બૂમ પાડવી.
હાકોટવું (ક્રિ) ધૂળ ઝાટકવી, ટપકો દેવો.
હાજત (ના) જરૂરિયાત. ઝાડાની ખુનસ.
હાજર (અ) સમક્ષ, પાસે. તૈયાર
હાજર જવાબી (વિ) તરત ઉત્તર આપનાર.
હાજર જામીન (ના) હાજર કરવાની કબૂલાત આપનાર.
હાજરાત (ના) હજરત, એક તાંત્રિક પ્રયોગ.
હાજરા હજુર (વિ) હજુરમાં હાજર. પ્રત્યક્ષ, સાક્ષાત.
હાજરી (ના) હાજર હોવું તે. હાજરીનું પત્રક. નાસ્તો.
હાજવું (ક્રિ) લાગી રહેવું, અડી રહેવું,
હાજિયો (વિ) હાજીહા કરનારો, ખુશામતિયો.
હાજી (વિ) મક્કે જઇ હજ કરી આવનાર (મસલમાન.
હાટ (ના) હટ્ટ, દુકાન. બજાર.
હાટક (ના) હેમ, સુવર્ણ, સોનું.
હાટકેશ્વર (ના) સોનાના મહાદેવ.
હાટડું (ના) નાનું હાટ. ભંડારિયું.
હાટુ (અ) સાટુ, સાટે, સારૂ, કાજે (ગ્રામ્ય.)
હાડ (ના) હાડકું. હૈયું, હૃદય.
હાડ (અ) ઘણુંજ, અતિશય. છેકજ.
હાડકી (ના) નાનું હાડકું. [ભસું.
હાડકાંનો આખો, હાડકાંનો ભાંગ્યો (વિ) આ-
હાડકું (ના) અસ્થિ, હડ્ડી.
હાડકું વાળવું (ક્રિ) અંગ કસવું. મેહેનત કરવી,
હાડછેડ (ના) તિરસ્કાર. છેડ.
હાડ જ્વર (ના) હાડિયો તાવ. [શરીરે.
હાડપિંજર (ના) હાડકાનું ખોખું, માંસરહિત
હાડિયો (વિ) અંદરથી હાડકાંતપે એવો (તાવ).
હાડિયો (ના) કાગડો, વાયસ.
હાડી (વિ) હઠીલું, મમતી. સહનશીલ.
હાડ્ડો (ના) હારડો, ખાડનાં રમકડાનો હાર. (હોળીનો.)
હાણ (ના) હાનિ, ખોટ, નુકસાન.
હાથ (ના) હસ્ત, કર, પાણિ, ભુજ, બાહુ, હાથ જેટલું માપ. અખત્યાર. હથોડી. સંબંધ. લેપ. કૃપા. વરદાન. હાથો.
હાથઅક્ષર (ના) હસ્તાક્ષર, સ્વહસ્તે કરેલી સહી.
હાથ ઉછીનું (વિ) ઉપરવટ પડતું, થોડા વખત માટે આપેલું, લીધેલું.

હાથ ઉઠાવવો (ક્રિ) હક છોડવો.
હાથકડી (ના) હાથની બેડી
હાથ ચાલાકી (ના) હસ્ત લાઘવ, હથોટી.
હાથણી (ના) હાથીની માદા.
હાથ પાંચિયાં (ના) હાથનું એક ઘરેણું.
હાથિયો (ના) હસ્ત નક્ષત્ર. હાથે પેહેરી દોરને સાફ કરવાની કોથલી.
હાથી (ના) હસ્તી, કરી, કુંજર. એક મોટું પ્રાણી.
હાથીદાંત (ના) હસ્તીદંત, હાથીના બહારનાં દાંત
હાથે કરીને (અ) પોતાના મેળે. જાણી જોઇને.
હાથેલી (ના) હથેલી, કરતળ.
હાથો (ના) ઓજારની પકડ. હાથનો છાપો.
હાથો ઠોકવો (ક્રિ) સાટું ઠરાવવું. [પરહસ્તે.
હાથોહાથ (અ) જેનું તેનાજ હાથમાં. હસ્તે
હાન (ના) માનતા, બાધા. હાનિ.
હાનિ (ના) નુકસાન, હાણ, નાશ.
હાબદા થવું (ક્રિ) તૈયાર થવું, સજ્જ થવું.
હામ (ના) હિંમત. છાતી.
હામી (ના) હમી. કબૂલાત.
હાય (અ) અફસોસ, નિરાશા સૂચક.
હાય (ના) નીસાસો. શક્તિ, ગતિ.
હાયન (ના) સંવત્સર, અબ્દ, વર્ષ, સાલ.
હાર (ના) ઓળ, પંગત. જોડી. પરાભવ. માળા, કંઠો. કાંજી. આહાર.
હારક (વિ) હરનાર, લઇ જનાર.
હારજીત (ના) જયપરાજય, લાભાલાભ, નફોટોટો.
હારડો (ના) હાર, માળા. ખાંડનો હારડો.
હારણ (વિ) કાયર, હારેલું.
હારદ (ના) હાર્દ, મનોભાવ, પેટનો ગલ. હ્રદય.
હારદોર, હારાદોર (અ) એક હારમાં, ક્રમે.
હાર પડવું (ક્રિ) આરંભાવું, શરૂ થવું.
હારબંધ (અ) હારદોર, ક્રમવાર.
હારવું (ક્રિ) નબળા પડવું. થુંકવું. કંટાળવું.
હારિત (ના) હારીત, તિલજિરૂ પંખી. એક મુનિ.
હારિયું (વિ) સરખું, જોડિયું.
હારિયું (ન.) ગરબામાં ગવાતું પદ.
હારી (વિ) હરનાર, હર્તા.
હારીત, હારીલ (ના) મોંમાં સદા લાકડું રાખનાર એક પંખી.
હારું (અ) સારૂ, વાસ્તે.
હારેડું (વિ) તોફાની, મસ્તીખોર હઠીલું.
હારો (ના) સાત મણનું માપ. છાણાંનો ટગ
હારોદોર (ના) હારદોર, ક્રમબંધ.
હારોહાર (અ) એકઠી હારમાં, જંગતવાર.
હાર્દ (ના) હારદ, મનની સ્તલબ. સારાંશ
હાલ (ના) હાલત ઢંગ.
હાલ (અ) હમણા, ચાલતા વખતમાં.
હાલ ચાલ (ના) ફેરફાર, આવજા.
હાલત (ના) સ્થિતિ, હાલ અવસ્થા.
હાલ મસ્ત (વિ) અલમસ્ત, બેફિકર.
હાલરડું. હાલરું (ના) બાળકને ઊંઘાડતાં ગાવાનું ગીત. ખળીમાં ફરતું ગાડું.
હાલવું (ક્રિ) ગતિમાન થવું. ખસવું. ચાલવું, ડગવું. જવું.
હાલસો (ના) ધક્કો, નુકસાન, હરકત.
હાલ હવાલ (વિ) દુઃખી હાલતનું, પીડાયેલું.
હાલહાલ (અ) હમણાને હમણાં, તરતજ, અધુના.
હાલી (ના) ઝોળી, ઘોડિયું, પારણું.
હાલી ગોરી (ના) હાલરડું, હાલરું.
હાલો (અ) હાલરડું ગાતાં બોલાતો શબ્દ.
હાવ (ના) આશા. પ્રેમ વિલાસના ચાળા. શૃંગારચેષ્ટા. એ સોળ છે (કિલકિંચિત, વિભ્રમ, લલિત, હેલા, લીલા, વિહૃતિ, કુટ્ટમિતિ, મદ, તપન, મૌગ્ધ્ય, હાવ, મોટ્ટામિત, વિચ્છિત, વિચ્છોક, વિલાસ, વિચ્છેપક).
હાવ ભાવ (ના) હાવ અને ભાવ. અંગ ચેષ્ટા.
હાવરું (વિ) આશાતુર. બહાવરું, ગાભરું.
હાવરો (ના) ખાવાની લાલુપતા.
હાવાં (અ) હવે.
હાસ (અ) સંતોષ સૂચક. (ના) હાસ્ય.
હાસી (ના) હાંસી, ઠઠ્ઠેતી. હાસ્ય.
હાસ્ય (ના) હસવું તે.
હાસ્ય રસ (ના) નવરસમાંનો એક કાવ્યનો રસ
હાસ્ય વદન (ના) હસતું મુખ. (વિ) હસમુખું.
હાહાકાર (ના) શોકનો ગભરાટ. રણગર્જના.
હાંહો (ના) ગેડબડાટ, હોકાર, બૂમ બરાડા. ધાક
હિ (અ) નિશ્ચય, હેતુ, કારણ દર્શક. [મિશ્રમ.
હિંગ (ના) હિંગુ, વઘારણી, એક ઝાડનો રસ.
હિંગડો (ના) એક હલકી જાતની હિંગ.
હિંગળો ⎫ (ના) હિંગુલ, એક ઓસડ. શિંગરફ. એક રંગ.
હિંગલોક ⎭ કની તોળવણીનો પદાર્થ.

...ળોકિયું (ના) હિંગળોક રાખવાની દાબડી.
...ળોકિયું (વિ) હિંગળોકના રંગનું.
...ામ (ના) હંગામ, મોસમ.
...ોરાં (ના), એક જાતનું ફળ.
...ચકો (ના) ચોપાળો, હિંડોલો.
...ચવું (ક્રિ) હિચકા ખાવા, ઝૂલવું.
...ચોળવું, હિંચોળવું (ક્રિ) ઝૂલાવવું.
...ંડવું (ક્રિ) પગે ચાલવું જેવું હેંડવું [ગ્રામ્ય]
...ંડોળ (ના) હિંડોલ, એક રાગ.
...ડોળા ખાટ (ના) ખાટલાનો હિંચકો.
...ડોળો (ના) હિંડોલ, સુંદર હિંચકો. એક રાગ.
...યાં (અ) અહીંઆં, આ ઠેકાણે, અત્ર.
...ંસક (વિ) હિંસા કરનાર, કસાઈ, હત્યારો.
...ંસા (ના) હત્યા, ઘાત, વધ, તેથી થતું પાપ.
...કમત (ના) જુગતી, કારીગરી. ચતુરાઇ.
...કમતી (વિ) હિકમતવાળું.
...કાયત (ના) હેકાયત, કહાણી, વાત.
...ક્કળ (ના) હીકળ, શરદી, ઘણી ઠંડી.
...ક્કા (ના) વાધણી, હચકી. હેડકી.
...ક્કાનાદ (ના) પડઘો. હૃદયમાં થતો નાદ.
...જરી (ના) મુસલમાનનો સન.
...ડિંબ (ના) એક રાક્ષસ.
...ડિંબા (ના) હિડિંબની બહેન.
...ત (ના) શુભ, કલ્યાણ. લાભ.
હિતકારી (વિ) હિત કરનાર.
હિતશત્રુ (ના) હિત સમજી અહિત કરનાર. શત્રુની ગરજ સારનાર મિત્ર.
હિતુ (વિ) હિત ઇચ્છનાર, સ્નેહી, શુભેચ્છક.
હિતેચ્છુ (વિ) હિતુ, શુભચિંતક.
હિતોપદેશ (ના) હિતનો ઉપદેશ, સારી સલાહ.
હિન્દવાણી (ના) હિંદુસ્થાની. હિંદુજાતિ.
હિન્દવી, હિન્દી (વિ) હિંદુસ્થાનનું. [આર્ય.
હિન્દુ (ના) હિંદુસ્થાનના રહીશ, કાળા લોકો,
...સ્થાની (વિ) ઉત્તર હિંદુસ્થાનનું, હિન્દી.
હિમ (ના) ઠાર, ઝાકળ. બરફ.
હિમકર (ના) ચંદ્ર, ચાંદ, નિશાકર. [શીતકી.
હિમજ, હિમજહરડે (ના) નાની હરડે, બાલહ-
હિમાચલ (ના) હિમાલય પર્વત.
હિમાયત, હિમાયતી (ના) પક્ષ, ઉપરાણું. ...તિજોરીના દરમાં વધારો.

હિમાયતી (વિ) હિમાયત કરનાર, ઉપરાણું લેનાર.
હિમાયલું (વિ) જન્મરોગી. સૂકલકડી. બળિયેલ.
હિમાવું (ક્રિ) હિમથી બળી જવું. સૂકાવું.
હિમ્મત (ના) હીમત, બહાદુરી. ધીરતા.
હિમ્મતવાન્ (વિ) હીમતી, ધીર, બહાદુર.
હિરણ્ય (ના) સોનું, સુવર્ણ, કાંચન, હેમ.
હિરણ્યકશિપુ (ના) પ્રહ્લાદનો પિતા.
હિરણ્યગર્ભ (ના) બ્રહ્મા, (જુઓ) વિધાતા.
હિરણ્યાક્ષ (ના) પ્રહ્લાદનો કાકો.
હિલચાલ (ના) હાલચાલ. ચર્ચા. ખટપટ.
હિલવું (ક્રિ) હાલવું, ડગવું.
હિલ્લો (ના) હરકત, નુકસાન.
હિસાબ(ના)ગણતરી. દાખલો. મેળ. નામું લેખું.
હિસાબકિતાબ (ના) લેણદેણ તથા તે સંબંધી ચોપડા.
હિસાબી (વિ) હિસાબ સંબંધી, નામાવટી.
હિસારવ,હિસારા(ના)હર્ષનાદ, આનંદનો અવાજ.
હિસ્સેદાર (વિ) ભાગિયો, પાંતીદાર, પંતિયાળો.
હિસ્સો (ના) ભાગ, પાંતી વાંટો.
હી (અ) વિસ્મય, ખેદસૂચક.
હીક (ના) હિક્કા, ઉર્ધ્વવાયુ, વાધણી.
હીકળ (ના) હિક્કળ, શરદી, ઠંડી.
હીકા (ના) હિક્કા, હેડકી.
હીચકવું (ક્રિ) હિંચકો નાખવો, ઝૂલાવવું.
હીચકારૂ (વિ) બીકણ, કાયર, ભીરૂ.
હીચકો (ના) હિંચકો, ચોપાળો. ઝોળો.
હીજડો (ના) નપુંસક, નામર્દ, ખોજો.
હીજરાવું (ક્રિ) મનમાં બળાપો કરવો.
હીણ (વિ) હીન, નીચું. ઓછું. હલકું. રહિત.
હીણકમાઉ (વિ) કંઇપણ કમાઇ ન કરનાર, નિ-
હીણપત (ના)લાજ, લાંછન, બેઆબરૂ. [ર્ધની.
હીણપર (ના) કજોડાનો વર, વહૂથી નાનો વર.
હીણવર (ના) કજોડું.
હીણવું (ક્રિ) ધિક્કારવું, નિંદા કરવી.
હીણું (વિ) હીણ, કમજાત. નરસું. ભેળવાળું.
હીન (વિ) હીણ, ઓછું, કમ. રહિત, વિના.
હીનભાગ્ય (વિ) અભાગિયું, કમનસીબ, દુર્દૈવ.
હીમરૂ (ના) એક રેસમી ભાતીગર કાપડ.
હીરા (ના) એક પંખી.
હીર (ના) રેસમ. તેજ. દૈવત. સત્વ. દયા.

હીરકોરી (વિ) રેસમી કિનારનું.
હીરાકણી (ના) હીરાની કરચ.
હીરાકંઠી (ના) હીરાની અથવા હીરા જેવા સોનાના પાસા પાડેલા દાણાની માળા.
હીરાકસી (ના) એક મિશ્ર પદાર્થ.
હીરાગળ (વિ) રેસમી, હીરનું.
હીરાબોળ (ના) બોળ. એક કડવો ગુંદર.
હીરાદખ્ખણ (ના) એક વસાણું.
હીરામલ (ના) એક લીલો સુશોભિત પંખી.
હીરાવેધ (વિ) હીરો વિંધે એવો ચતુર.
હીલો (ના)ઘરેડ અથવા ઘરેડનો ખાડો. હરકત.
હીલોલો (ના) ગમ્મત, ચેહેન, મઝા.
હીસ (ના) ફજેતી. શરમ.
હીસવું (ક્રિ) રીઝવું, હરખાવું.
હીહી (અ) હસવાના અવાજનું અનુકરણ.
હું (સ) અહં, પ્રથમ અથવા ઉત્તમ પુરુષ. સર્વનામ. વક્તા પોતે.
હું (અ) હા, અરે, અનુમતિ. ઈત્યાદિ અર્થે.
હુંકવું (ક્રિ) ટમટમવું. ઘૂરકવું. [ના. ગર્જના.
હુંકાર,હુંકારો(ના) સંમતિ. ચાલુ કરવાની સૂચ-
હુંડિયામણ (ના) હુંડીની હકસાઈ. વટાવ.
હુંડી (ના) નાણાં મળવાની ચીઠી.
હુંડીનું ખોખું (ના) વટાવી લીધેલી હુંડી.
હુંડે (અ)જથાબંધ, જુમલે, એકંદર [તાપણું.
હુંપણ, હુંપદ, હુંપદુ (ના)અહંતા. આપોપું, પો
હુંફ (ના) આછી ગરમી. સહાયતા, કુમક.
હુંફાયલું, હુંફાળું (વિ) હુંફવાળું.
હુંશી (વિ) હોંસીલું, ઉમંગી.
હુઈ (ક્રિ)થઈ, બૂની, મળી. [પાનું (રમવામાં).
હુકમ (ના)આજ્ઞા, ફરમાન. ઠરાવ. ઉત્તમ રંગનું
હુકમનામું (ના) લેણદેણનો ચૂકાદો.
હુક્કો (ના) તંબાકુ પીવાનું એક યંત્ર.
હુજત (ના) હઠ, મમત, જિદ. તકરાર.
હુજતખોર (વિ) હુજત કરનાર.
હુડતાવવું (ક્રિ) તરછોડવું. ધમકાવવું.
હુડદો (ના) મશ્કરીનું વચન.
હુદા (ના) હીયા, એક પંખી.
હુડિયો (ના) હુર્યો કીકકારનો ઉચ્ચાર.
હુણવું (ક્રિ) ફટવું.
હુણ્ડી (ના) હુંડી, મુદતી નાણાચીઠી.
હુતદ્રવ્ય (ના) હોમવાનું પદાર્થ.
હુતાશ, હુતાશન (ના) અગ્નિ.
હુતાશનિ (ના) હોળિકા, હોળી.
હુતું (ના) હતું, "હો" ધાતુનો ભૂતકાળ.
હુન્નર (ના) કારીગરી, કળા. ધંધો.
હુન્નરી (ના) કારીગર, કિસબ જાણનાર.
હુમલો (ના) ધસારો, ચઢાઈ.
હુમાયુ (ના) એક પંખી. અકબરનો પી
હુરમત (ના) આબરૂ, પ્રતિષ્ઠા, માન.
હુરિયો, હુરે (અ) પી; ફજેતી અથવા માન
હુલકું (ના) મોટો ગભરાટ, ઉત્પાત, તોફા
હુલરાવવું(ક્રિ)હલાવી રમાડવું. ઝૂલાવવું. [ધા
હુલામણું (ના) લાડમાં બોલાવવું તે.
હુલાવવું (ક્રિ) હુલરાવવું. ઝૂલાવવું. લાડ
હુલાવું (ક્રિ) સમજાવવું. [ચનો બ
હુલાસ (ના) ઉલ્લાસ, હર્ષ, પ્રસન્નતા.
હુલ્લડ (ના) તોફાન, મારામારી બંડ.
હુલ્લડ (વિ) અવિવેકી, કમસમજ, ઉલ્લું.
હુશિયાર(ના)હોશિયાર, કાબેલ. સાવધ. ચા
હુસન (ના) ચેહેરો, ખુબસૂરતી.
હુસહુસ (અ) ઉતાવળ સૂચક.
હૂક (ના) ચૂંક, સૂળ, આંકડી. આંકડો.
હૂક (અ) હૂપ, વાંદરાનું બોલવું.
હૂંડ (અ) હડ, છટ, ધૂત.
હૂત (વિ) નોતરેલું, આમંત્રિત.
હૂન (ના) હોન, સોનાનો એક સિક્કો.
હૂપ (અ) હૂક, વાંદરાનો ઉચ્ચાર.
હૂબેહૂબ (વિ) આબેહૂબ, તાદૃશ્ય.
હૂહૂ (ના) દેવતાના ગવૈયા, ગન્ધર્વ.
હૃદય (ના) છાતી. કાળજું. મન. ધારણા.
હૃદયકમળ (ના) હૃદયરૂપી કમળ.
હૃદયશૂન્ય (વિ)નિર્દય, લાગણીવિનાનું. બેસમ
હૃષીકેશ (ના) શ્રીકૃષ્ણ, કેશવ, વિષ્ણુ.
હૃષ્ટપુષ્ટ (વિ) પ્રસન્ન અને ભરેલ શરીરનું.
હે (અ) સંબોધનસૂચક. અરે.
હે (અ) વિસ્મયસૂચક.
હેંકાર (ના) અહંકાર, હુંપદ, અભિમાન.
હેંકારી (વિ) હંકારી, ગર્વિષ્ઠ.
હેડકી (ના) હેડકી. મરણનો શ્વાસ.
હેડવું (ક્રિ) ચાલવું, જવું (આર્ય).

હોઈયાં (અ) ઓડકારનું અનુકરણ. [પિત કરવું.
હોઇયાં કરવું (ક્રિ) ખાઈ જવું, દબાવવું, ઉચા-
હોકાયંત્ર (ના) વહાણવટીનું દિશાદર્શક યંત્ર, કમ્પાસ. [અંગ્રેજી].
હોક્કાર } (ના) હુંકારો. મોટી બૂમ.
હોકારો }
હોકો (ના) હુક્કો. હોકાયંત્ર.
હોજ (ના) પાણીની મોટી ટાંકી. નાનકડું તળાવ.
હોજટ (ના) ભૂત, મેલું. લપડાક, તમાચો.
હોજરી (ના) અન્ન પચવાનું ઠેકાણું.
હોઠ (ના) ઓષ્ઠ, અધર.
હોડ (ના) સરત. ચડસાચડસી.
હોડકું (ના) નાની હોડી.
હોડવું (ક્રિ) પીમળવું, વાસ મારવી. વાદ કરવો.
હોડી (ના) થોડા જળમાં ફરતું નાનું નાવડું.
હોડો (ના) દરિયાનો મોજો.
હોણ (અ) આ વરસે. (ના) ચાલતું વર્ષ.
હોતા (ના) યજ્ઞમાં ઋગ્વેદ ભણનારો.
હોદ્દો (ના) પદવી, મરતબો. ઓહદ.
હોન (ના) એક સોનાનો સિક્કો.
હોનાર (ના) થનાર, બનનાર, ભાવી.
હોમ (ના) યજ્ઞ. બલિદાન. (જુઓ) યાગ.
હોમવું (ક્રિ) અગ્નિમાં આહુતી આપવી તે.
હોમાવું (ક્રિ) ઝંપલાવવું, અગ્નિમાં પડવું.
હોય (અ) હશે! નસીબ! એમજ ચાલેછે!
હોરવવું (ક્રિ) ગમવું, ચેહેન પડવું.
હોરવું (ક્રિ) વેચાતું લેવું. ખરીદવું.
હોરા (ના) કલાક. લગ્ન. (જ્યોતિષમાં). [ફાગ-
હોરી (ના) હોળીના દહાડામાં ગાવાની રાગણી-
હોરો (ના) વોહોરો. (મુસલમાનની એક જાત).
હોલ (ના) સ્લેષ્મ, ભફી. ધાસકો.
હોલવણ (ના) હોલાવું તે, કજળવું તે.
હોલવવું (ક્રિ) ઓલવવું. છાંટવું. શાંત કરવું, નરમ
હોલાણ (ના) કોશ ફરવાનો ઢળતો ખાડો. [પાડવું.
હોલેદિલ (વિ) બ્હાવરું, ઉદેલ, ઘેલું.
હોલો (ના) એક પક્ષી. ચૂલાની બાજુનો બંધીઆર
હોવું (ક્રિ) થવું. હૈયાતીમાં રહેવું. [ચૂલો.
હોને (અ) ભલે તો. ચાલે તેમ નહિતો
હોશ (ના) ચેતના, ભાન, રામ.
હોશયાર (વિ) ડાહ્યેલ, પ્રવીણ, વાકેફગાર.
હોશિયારી (ના) નિપુણતા, ચતુરાઈ. ખ
હોશે (અ) હશે. અસ્તુ. હોવા દે.
હોસાન (ના) કાંતિ, ચહેરાનો રંગ.
હોહા (ના) બૂમાબૂમ. વાર્તાલાપ.
હોળ (ના) નાંગર, હળ. [ડીઃ
હોળવું (ક્રિ) કેશ સમારવા, કાંસકી-
હોળિયાં (ના) છાણનાં રમકડાં (હોળીના
હોળિયો (ના) હોળીમાં રમનાર [ધ્ય.
હોળી (ના) હોલિકા. એક રાક્ષસી. ફાગ
હોળીનું નાળિયેર (વિ) ટોળાનો આગે
હોળૈયો (ના) હોળિયો, હોળીમાં રમનાર
કરો. સાકટાનો કટકો. [કી
હ્રસ્વ (વિ) ટૂંકું. લઘુ, એક માત્રાનો
હ્રદ (ના) પાણીનો ઊંડો ખાડો, ડોહ,
હ્રાસ (ના) લય. અવ્યક્ત. અપહરણ, ન
હ્રીમ્ (ના) લક્ષ્મીનો બીજમંત્ર.

## ળ.

ળ (ના) ૩૪મો વ્યંજન.
ળ (આ) "લ"નો. જેમ કમલ-કમળ; કુ
આ વ્યંજનથી આરંભાતા શબ્દો પણ ગુજરાતીમાં એ શબ્દોના મધ્ય અને માં વિશેષ વપરાય છે. વેદમાં પણ આ વપરાયો છે.

૩૪।૬૪ ક્ષ.

આને ગુજરાતી મૂળાક્ષરોમાં ૩ વ્યંજન ગણ્યોછે, પરંતુ એનું મૂળ તપ ક્ અને ષ મળીને થએલો એ જોડાક્ષર છે "ક્ષ"થી આરંભાતા શબ્દો "ક"કારમાં કીધાછે. (જુઓ પૃષ્ઠ ૮૦).

## જ્ઞ.

આ ગુજરાતીમાં ૩૬મો અથવા વ્યંજન ગણાયછે, પરંતુ એની વ્યુત્પત્તિ એ પણ "ક્ષ"ની પેઠે જોડાક્ષર છે. એ "ઞ"નો બનેલોછે, માટે એની શિર શબ્દો "જ"માં ભેળ્યાછે. (જુઓ પૃષ્ઠ ૨૩૭).

**પ્રથમ બિંદુ સમાપ્ત.**

**બીજું બિંદુ બનેછે.**

